# બે બોલ

( વિલોચન કેશવલાલ ધ્રુવ )

જૂની ગુજરાતી અને તેના સાહિત્યનો હું જાણકાર નથી, તેમ જ તેના સંશોધનનો અનુભવી નથી, એટલે કવિ ભાલણ કૃત કાદંબરીના આ ઉત્તર ભાગના પ્રકાશનમાં કાંઇ દોષ કે ઉણપ દેખાય તો તે માટે જવાબદારી મારી જ છે. પુસ્તક રજુ કરતાં, મારે ખાસ કાંઇ કહેવાનું છે નહિ, પરંતુ વાચના અને પાઠાંતરો સંબંધે સામાન્ય માણસની દષ્ટિએ કેટલાક મુદ્દા મને મહત્ત્વના લાગ્યા છે તે જણાવવા જોઈએ.

એક મત એવો છે કે હાથપ્રતમાં સુધારા કર્યા વગર, જેવું હોય તેવું જ છાપવું. આ મતવાળા અશુદ્ધ વ્યાકરણ પણ સુધારવાની વિરુદ્ધ હોય છે. બીજો મત એવો છે કે હાથપ્રતની અશુદ્ધિઓ સાફ કરવી, અર્થ બેસતો ના હોય ત્યાં ઘટતા સુધારા કરવા, લહિયાને હાથે થયેલી ભૂલો કાઢી નાંખવી, અને અર્થ બેસાડવા ને સ્પષ્ટ થવા વિરામચિહ્નો વગેરે મૂકવાં. આ મતવાળામાંથી કેટલાક કલ્પિત પાઠનો પણ ઉપયોગ કરવા તૈયાર હોય છે. કલ્પિત પાઠનો પ્રશ્ન ચર્ચાસ્પદ છે, પરંતુ મોટા ભાગના વિદ્વાનો ઘટતા સુધારા અને ફેરફારો કરવાની જરૂર તો સ્વીકારે છે. ઘણીખરી ભૂલો લહિયાની ઉતાવળ, અજ્ઞાન અથવા સરતચૂકથી થયેલી હોય છે. એને સુધારી લેવામાં ન આવે તો કર્તાને અન્યાય થાય અને કૃતિનું અસલ સ્વરૂપ અનધિકારી લહિયાની ભૂલ કે દોઢડહાપણને લીધે વિકૃત થાય. એ જ પ્રમાણે ભાષાદોષ અને વ્યાકરણદોષ પણ સુધારી લેવાની જરૂર છે. આવી અશુદ્ધિઓ કાયમ રાખવામાં આવે તો શીખવતી વખતે શિક્ષકે તે સુધરાવવી પડશે, અથવા વિદ્યાર્થી એ અશુદ્ધ રૂપને જ ખરું માની લેશે. માટે આવા સુધારા તો અવશ્ય કરવા જોઈએ. સુધારો માગી લેતી અશુદ્ધિનો ત્રીજો પ્રકાર એવો છે કે જ્યાં લેખકે કૃતિની રચના જે મૂળ ગ્રંથ ઉપરથી કરી હોય તેનો અર્થ તે સમજ્યો ન હોય તેથી કે બીજા કોઈ કારણે તેણે જુદું અથવા ઊંધું લખ્યું હોય. દેખીતું જ જણાય કે મૂળમાં છે તે કરતાં લેખક ભળતી જ વાત કરે છે ત્યારે ઘણુંખરું સુધારો અનિવાર્ય બને છે.

જેમનું તેમ છાપવાના મતવાળા અને કલ્પિત પાઠના વિરોધીઓ પણ ઉપર જણાવ્યા તે પ્રકારના ફેરફાર કરે છે, તે જાણે અપવાદરૂપે કરતા હોય તેવો દેખાવ કરતાં કરતાં કરે છે, અને તેને માટે દલીલો આપીને કરે છે. ફેરફાર એટલે કે સુધારા કરવામાં માનનારા પણ સપ્રમાણુ તેમ કરે છે. ફેર એટલો જ કે તેઓ ખુલ્લા દિલથી સુધારા સ્વીકારે છે, ત્યારે પહેલા મતવાળા કચવાતા મને તેમ કરે છે.

આ ઉપરાંત, વિરામચિહ્નો મૂકવાં, અર્થાનુસારી ફકરા પાડવા, વગેરે સુધારા તો હવે સૌ કોઇ કરે છે, તે જેમનું તેમ છાપવાના મતવાળાને કેમ મંજુર થાય છે! આ રીતે કૃતિનો અર્થ તમે તમારી ઇચ્છા પ્રમાણે ઘટાવવા બેસો, તો પછી જેમનું તેમ શું રહે? વિરામચિહ્નોના ઉપયોગથી અર્થની વિકૃતિ કેવી થાય તેના દાખલા તો જાણીતા છે. એટલે, મૂળને અન્યાય થાય, તેમાં મનસ્વી સુધારા થઈ જાય, સંશોધકનો મત પ્રચાર પામે અને તે ખરો હોવાનો ભ્રમ થાય, એવા એવા ભયથી પ્રેરાઇને જ સુધારા કરવા નહિ અથવા સુધારાની હિમાયત કરનારાનું સંશોધન સ્વીકારવું નહિ, એ તો સર્વસામાન્ય પદ્ધતિને અમાન્ય કરવા જેવું છે. કલ્પિત પાઠ પણ ક્વચિત સ્વીકાર્યા વગર છૂટકો નથી અને એવી યે ગૂંચવણો ઉભી થાય કે જ્યારે તેનો ઉકેલ કલ્પનાનો આશ્રય લઇને કર્યા વગર છૂટકો ન હોય.

ભાલણની કાદંબરીની એક જ હાથપ્રત હોવાથી તેના સંશોધનમાં જુદી જુદી વાચનાઓ સરખાવવાનો સંભવ જ નથી. એ પ્રત પ્રમાણે છાપી નાખવું યા તો તેમાં ઘટતા સુધારા ને સાફસુફી કરી છાપવું એ બે જ શકયતાઓ છે. ફેરફાર કે સુધારા કરનાર કેટલે અંશે તેમ કરે અને કેટલા પ્રમાણમાં અસલને વળગી રહે તે પોતાના અભિપ્રાયની બાબત છે.

શ્રી. કે. હ. ધ્રુવનું સંશોધન અસલમાં વધારા પડતા ફેરફાર ને સુધારા કરવાની છૂટ લે છે એમ કેટલાકનું માનવું છે. આમ હોય તો એમના કરેલા ફેરફાર ને સુધારામાંથી અમુક અમુક તે વિદ્વાનોને માન્ય ન હોય. આમ છે છતાં, આનું એક પરિણામ એ છે જ કે એમના સંશોધન પછી, જ્યાં સુધી બીજી હાથપ્રત ન મળે ત્યાં સુધી, કાં તો એમની આવૃત્તિને જ આધારભૂત માનવી, અથવા તેમાંના કેટલાક સુધારા ને ફેરફારનો ત્યાગ કરીને સ્વીકારવી; ત્યાં સુધી તો એમની સંશોધિત આવૃત્તિ જ પ્રમાણભૂત રહેશે. વિદ્વાન સંશોધકોની શક્તિ ને વખતનો સદુપયોગ વારેલું વાટવા કરતાં નવું કામ કરવામાં રહેલો છે. નવી હાથપ્રત મળી

આવે ત્યારે નવું સંશોધન કરવાનો અવસર આવશે. તે સિવાય, મર્યાદિત ફેરફાર ને સુધારા સ્વીકારનાર પોતે નવું સંશોધન કરે છે એવું કહેવામાં કેવળ ધૃષ્ટતા જ કરશે અને તેનું કાર્ય તે અહીંતહીં થોડી હેરફેર કરીને પુનર્મુદ્રણ કરવાનું જ હશે.

કવિ ભાલણ કૃત કાદંબરીનો પૂર્વ ભાગ મારા પિતાશ્રીએ સને ૧૯૧૬ માં પ્રસિદ્ધ કર્યો. હાલ બજારમાં મળે છે તે તેની બીજી આવૃત્તિ સને ૧૯૩૫ માં બહાર પાડી. પરંતુ, ઉત્તર ભાગની વાચના ને મોટા ભાગની સમજૂતી પોતે તૈયાર કરી હોવા છતાં, ભાલણ અને બાણ વિશે લખવા માટેની તૈયારી અધૂરી હોવાથી, ઉત્તર ભાગનું પ્રકાશન મુલતવી રહેલું હતું. એમના અવસાન પછી, ઉત્તર ભાગની એ તૈયાર થયેલી સામગ્રી ઘણાં વરસ મારી પાસે પડી રહી. ૧૯૩૫ માં છાપેલા પૂર્વ ભાગની પાંચસો નકલો પણ જ્યાં હજુ ખપી ગઈ નથી, ત્યાં ઉત્તર ભાગ છપાવવો તે મારે માટે સાહસનું કામ લાગતું હતું. હવે એ પ્રસિદ્ધિ પામે છે તે શ્રી ફાર્બસ ગુજરાતી સભાને આભારી છે. એ સંસ્થાની મદદ મળી ન હોત તો આ પ્રકાશન હજુ પણ સંભવિત ન થાત. એના ઉદાર આશ્રય માટે શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો હું ઉપકારી છું.

બીજો આભાર માનવાનો છે શ્રી શંકરપ્રસાદ છ. રાવલનો. તેરમા કડવાની ૭૦ મી કડી પછીની તથા ચૌદમા ને પંદરમા કડવાની સમજૂતી એમણે તૈયાર કરી છે. મારો વિચાર તો સમજૂતીનો જેટલો ભાગ તૈયાર હતો તેટલા સાથે પુસ્તક છપાવવાનો હતો; પરંતુ પ્રકાશકોનો આગ્રહ થયો કે સમજૂતી પૂરી કરાવવી, જેથી વિદ્યાર્થીઓને સહાયતા થાય, અને એ રીતે શ્રી રાવલની મદદ મળવાથી અંત સુધીની સમજૂતી સાથે ગ્રંથ રજૂ કરી શકાયો છે.

# કાદંબરી પૂર્વ ભાગની

## પ્રસ્તાવના

બાણ અને પુલિનની **કાદમ્બરી** જગતના ચિત્ર સાહિત્યમાં ઊંચું સ્થાન ભોગવે છે. એ ગદ્યકાવ્યનું કોઈ પણ ભાષામાં પદ્યાત્મક પ્રતિબિંબ ઊતર્યું હોય, તો તે ગુજરાતી જ છે; અને એ પ્રતિબિંબ ઊતાર્યાનું માન કવિ ભાલણને છે. એણે સંસ્કૃત **કાદમ્બરી**નો ભાષાબંધ રચી એની પ્રતિનિર્માણશક્તિની પીછાન આપી છે, એના શ્રોતાની રસિકતાની ખ્યાતિ ફેલાવી છે અને સ્વદેશ તથા સ્વભાષાનું ગૌરવ વધાર્યું છે.

જે ભાલણે કાદંબરી રચી છે, તેણે જ ભાગવત દશમ સ્કંધ રચ્યો છે. આ ભક્તિશૃંગારની સંહિતા થોડા વખત ઉપર રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ છપાવી બહાર પાડી છે.[1] એમાં રૂપાખ્યાનની વિશિષ્ટતા મૂળગું ધ્યાન ખેંચતી નથી. એથી ઊલટું કાદંબરીનું ભાષાસ્વરૂપ સર્વત્ર પુરાણું જોવામાં આવે છે. એક જ કવિની ભાષામાં આવું જુદાપણું કેમ? એ પ્રશ્નના ખુલાસામાં જણાવવું પડે છે કે બધી એ હાથપ્રતો કંઈ એકસરખી યોગ્યતાવાળી નથી હોતી. દશમ સ્કંધના અનુભવી સંસ્કર્તા જણાવે છે કે એમની એકે પ્રતમાં જોડણીનું નિયમિતપણું છે નહિ. કાદંબરીની હાથપ્રત એકધારી ઇતિહાસસિદ્ધ જોડણીથી લખાયલી છે. એ પ્રત દશમ સ્કંધની પ્રત કરતાં સો વરસ વધુ જૂની પણ છે. અહીં એક વાત ધ્યાનમાં લેવા જેવી એ છે કે કવિ દલપતરામે કાવ્યદોહનના બે પુસ્તકો પ્રસિદ્ધ કરી એવો મત ચાલતો કર્યો છે જે આદિકવિ નરસિંહ મહેતાના સમયથી આજ સુધીમાં ગુજરાતી ભાષા બંધારણમાં જેવી ને તેવી જ રહી છે, બદલાઈ નથી; એના વિરુદ્ધ રા. રા. નવલરામ વગેરે ભાષાશાસ્ત્રના જાણનારાએ ગુજરાતી પણ વિકાસક્રમ અનુસાર બદલાતી આવી છે એવું પ્રસિદ્ધ કર્યું છે અને પ્રેમાનંદના સમય પહેલાંની

---

1. ભાલણનાં કાવ્યો પ્રકાશમાં લાવી લોકપ્રિય કરવાની ખ્યાતિના હકદાર આપણા આ જાણીતા શોધક છે. સપ્તશતી, રામબાલલીલા અને નળાખ્યાનની પ્રસિદ્ધિ એમની ચંચળ કલમથી જ થવા પામી છે. ઉદ્ધવઆવાગમન અને રુક્મિણીહરણ જે પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથ ૧૧ માં છપાયાં છે અને જેને ભાલણકૃત ભાગવત દશમ સ્કંધના આરંભે આપેલા કવિચરિત્રની ટિપ્પણીમાં એઓશ્રી દશમ સ્કંધથી ભિન્ન ગણાવે છે, તે ભાલણનાં સ્વતંત્ર કાવ્ય નથી. એ તો દશમ સ્કંધના પેટામાં પદ ૨૭૪–૨૯૨ માં અને પદ ૩૨૮–૩૪૧ માં આવી જાય છે. એ બેના આરંભમાં મંગળાચરણ નથી તે જ કહી આપે છે, કે ભાલણ એમને સ્વતંત્ર કાવ્ય કહેવરાવવા માગતો નથી.

ભાષાને તેની વિશિષ્ટતાને લીધે જૂની ગૂજરાતી નામ આપ્યું છે. ભાગવત દશમ સ્કંધના સંશોધક પહેલા મતના અનુયાયી છે. વીસ શતકમાં જેમ સંસ્કૃત ભાષા બદલાઈ નથી, તેમ છેલ્લા પાંચ શતકમાં ગૂજરાતી પણ ઝાઝી બદલાઈ નથી એવો એમનો દૃઢ સિદ્ધાંત છે. ભાગવત દશમ સ્કંધના આરંભે મૂકેલા ગ્રંથવિવેચનમાં અને સાહિત્યમાં આપેલી જાહેરખબરમાં એમણે આ મતનો સ્પષ્ટ ઉદ્‌ઘોષ પણ કર્યો છે. એ મતની છારીથી છવાયલાં નેત્રને દશમ સ્કંધની ભાષામાં જૂનાપણાની છાયા જણાય નહિ, એટલે એના સંસ્કરણમાં એ ઊતરવા ન પામે એ સુશ્લિષ્ટ છે. કોઇ સ્થળે પુરાણપણાની સહેજ છાંટ જોવામાં આવે, તો તેને જોડણીનું અનિયમિત-પણું લેખી સુધારી લેવાનું યોગ્ય લાગે એ પણ સ્વાભાવિક છે. આથી કરીને પણ દશમ સ્કંધના અને કાદંબરીના ભાષાસ્વરૂપમાં મોટું અંતર પડી ગયું છે. એકની વાણી પરિચિત અને બીજાની અપરિચિત લાગે છે. એકનો કર્તા જાણે આપણા સમયનો હોય અને બીજાનો જાણે વીસમી પેઢીએ થયેલા પૂર્વજના સમયનો હોય, એવી ભ્રાંતિ ઉપજે છે. તીક્ષ્ણ દૃષ્ટિએ જોનારને તો દશમ સ્કંધમાં પણ કાદંબરીના પડછે મૂકાય એવી કેટલીક પુરાણપણાની એંધાણીઓ ન-ભૂંસાવા-પામેલી મળી આવે છે, જે ભાલણના સમયના ભાષાના થરનું દૃશ્ય તેના આગળ અદ્‌ભુત રીતે રજૂ કરે છે.

કાદંબરીની એક જ હાથપ્રત વિદ્યમાન છે. એ રત્ન હાલ ગૂજરાત વર્નૅક્યુલર સોસાઇટીના ભંડારમાં સંગૃહીત છે. આ મૂલ્યવાન પ્રત સદ્‌ગત શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ પાસેથી ઇ. સ. ૧૮૬૪ ના સપ્ટેમ્બરની પંદરમી તારીખે ૭ રૂપીયા આપી સોસાઇટીએ ખરીદી લીધી હતી, તે કારકુન મીરખાન ઈસબખાનના હાથે 'કાદમ પરી'ના નામે સોસાઇટીના ચોપડે નોંધાઈ છે.

કાવ્યદોહનનું પહેલું પુસ્તક ત્રણ ભાગમાં બહાર પડી ચૂક્યું અને બીજું તૈયાર થઇ ગયું, તે પછી કાદંબરીની ખરીદી થયાને લીધે એ બે અસલી સંગ્રહોમાં એને સ્થાન મળ્યું નહિ [1] પરંતુ બીજે જ વર્ષે એટલે ઇ. સ. ૧૮૬૬ માં સોસાઇટીએ ગૂજરાતી ભાષાનો ઇતિહાસ છપાવ્યો તેમાં લીધેલા ટૂંકા ઊતારાથી એ અંધકારમાં રહી ગયેલું રત્ન વિક્રેતાના હાથે પ્રકાશમાં આવ્યું. એની બીજી વારની જાહેર નોંધ રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યાએ ઇ. સ. ૧૮૮૫ ના જાન્યુઆરી માસમાં એમની કાદંબરીની પ્રસ્તાવનાને છેડે લીધી છે. એમને માટે મેં સોસાઇટીની અસલ પ્રત ઉપરથી ઇ. સ. ૧૮૮૩ ના અરસામાં નકલ કરાવી મોકલી હતી.

---

૧. કાવ્યદોહન, પુસ્તક પહેલું, ઇ. સ. ૧૮૬૨ માં અને કાવ્યદોહન, પુસ્તક બીજું, ઇ. સ. ૧૮૬૫ માં છપાઈ બહાર પડયું હતું.

સાહિત્યના સદ્‌ભાગ્યે બચેલી આ પ્રત બ્રાહ્મણ લદ્ધિયાને હાથે સુંદર વહીવટી અક્ષરે લખાયલી છે. એનાં કુલ એકસો છવ્વીસ પત્ર છે. આખો ગ્રંથ પાંચ હજાર શ્લોકનું પૂર છે. × × × લેખક સંસ્કૃતનો અનભિજ્ઞ છે, ગૂજરાતી ધંધાજોગૂં જાણે છે અને તેના જૂના સ્વરૂપનો અજાણ્યો નથી. એણે નકલ કરતાં કેટલેક સ્થળે જાણ્યેઅજાણ્યે અસલને પોતાના જમાનાની વાણીનો પટ આપ્યો છે. પરંતુ જૂનાં રૂપ જળવાઈ રહેલાં એટલાં બધાં છે, કે તેને આધારે આ વિકૃત રૂપનો ઉદ્‌ધાર કરવો સ્હેલ છે. ઓછા જ્ઞાનને લીધે ક્રિય [૩, ૨૧], આશ્ચર્ય [૫, ૨], યોગ્ય [૭, ૨૦], પેહ્ય [૧૦ ૧૭], ધ્યંન [૨૮, ૨૦], ઋદ્દિ [૪૩, ૧૯], સેંઅંદ્રી [૪૬, ૧૨] અને એવી બીજી ભૂલો તેનાથી થઈ ગઈ છે, તે તો વિચારવા ન રહી સુધારી જ લીધી છે; અને એમ કરવામાં કંઇ અઘટતી છૂટ લેવાઇ હોય એમ હું નથી ધારતો. શ્રીમદ્‌ભાગવતના બાર સ્કંધ પાડવામાં આવ્યા છે. એ સ્કંધ બોલને બદલે સ્કંદ લખાયેલો કે છપાયલો કોણ સુધારી નથી લેતું ?[૧]

× × × × ×

અપ્રસિદ્ધ સાહિત્ય પ્રસિદ્ધ કરવાની ગૂજરાતના પરમદક્ષ રાજાની શ્રેયસ્કર યોજનાના પ્રતાપે ભાલણનો આ ભાષાબંધ બહાર પડે છે, તેના આશ્રયે મને પણ શબ્દવિદ્યાના પ્રદેશમાં માતૃભાષાની સેવા બજાવવાની તક મળે છે. સારાની સારપ વિલક્ષણ હોય છે. ઇંદ્ર રાજા જ્યારે મ્હેર કરે છે અને અમ્રતની વૃષ્ટિ વરસાવે છે, ત્યારે સૃષ્ટિની વાડી નવપલ્લવ બને છે અને તે ભેગી કાંટાની વાડ પણ ખીલે છે. જીરણ કાદંબરી તે સાહિત્યની વાડી છે અને સમજૂતી તે એની વાડ છે. નંદનવનના એક ભાગમાં બાણ ભટ્ટે પ્રથમ આ વાડી ઊછેરી હતી. પછીથી એ વાડીને શ્રીકૃષ્ણચરિત્ર ગાનાર ભાલણે પૃથ્વી પર આણી હતી. વાડ કરવાનૂં કામ હાલ વનમાળીને માથે આવતાં તેણે તેમાં અમરફળનાં બી આડાં અવળાં વેર્યાં છે, એવી ઊમેદથી કે વાડીની રસાળ ભૂમિના પ્રતાપે તે તરત ઊગી તરત ફળે અને વાડીના નવા નવા પ્રેક્ષકોનૂં તેનાં ફળથી આતિથ્ય થાય. જશ તો કહેવૂં જોઇયે કે સ્વર્ગીય વાડી ઊછેરનારનો છે, તે પૃથ્વી ઉપર લાવનારનો છે અને એને અમ્રતની વૃષ્ટિથી તર્પનારનો છે.

× × × × ×

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

---

૧. દાખલા તરીકે જુઓ માલણ કવિ કૃત દશમસ્કંદ (ઇ સ. ૧૬૧૫) નૂં મુખપૃષ્ઠ, તેમ જ પદ ૪૯૬, કડી ૧૨.

# કાદંબરી

## ઉત્તર ભાગ

### કડવું ૧

રાગ કેદારુ

શૈલસુતા પરમેશ્વર પ્રણમૂં, સૃષ્ટિ તણા ગુરુ જેહ,
સંધિભેદ જેહનુ ન જણાઇ, એક લગ્ન તાં દેહ. ૧
પ્રણમૂં શ્રીનરસિંહ નારાયણ, વદન જેહ વિકરાલ,
શંખ ગદા અસિ ચક્ર ધરિ કર, કેસરસટા વિશાલ. ૨

બાણ તણુ સુત એ કરી મંગલ ઉત્તર ગ્રંથ એ ભાખિ,
પિતા તણી મર્યાદા મોટી, મન માંહિ તે રાખિ. ૩

આર્ય પિતાનિ ચરણિ લાગૂં જે શરીરનુ દાતાર,
આ તાં અશી કથા કહી ઉત્તમ, વાગ્દેવતા અવતાર. ૪
આગલિ ગ્રંથ એ મિ જે માંડયુ, કાંઇ નહિ કવિઅભિમાન,
પિતા સ્વર્ગ પામુ: નિ અધવચિ ઉત્તમ રહ્યૂં આખ્યાન. ૫
રસિક જંન મન માંહિ દુઃખ આણિ અધવચિ જોઈ પ્રબંધ.
તે માટિ બુદ્ધિમાનિ માંડયુ મિઇ એ કથાસમંધ. ૬
ગુરુઇ ગદ્યકથા એ કીધી બુદ્ધિ કરી આહ્લાદ;
માહારિ મુખિથી અક્ષર નીસરિ તે પિતા તણુ પ્રસાદ: ૭
ચંદ્રકાંત મણિ નીર ઝરિ છિ, ઇંદુકરનુ પ્રતાપ;
માહારિ મુખિથી વાણી પ્રગટિ તેહનૂં કારણ બાપ. ૮
અન્ય નદી ભલી ગંગા માંહિ સમુદ્ર મધ્યિ જાઇ;
તાતવચનનિ પ્રવાહી ભલી નિ ગ્રંથ એ પૂરણ થાઇ. ૯

---

૩ 'કડવૂં ૧' એ કડવાને છેડે આપેલ છે. ૫ સૃષ્ટિ. ૬ એહનુ. જણાઇ. ૭ નરસિંહી. પેહ. ૯ તણો. ભાખિ ૧૦ રાખિ. ૧૧ આય. ચરણે. પે. ૧૨ આતશશિ કથા. ૧૩ મૈ માંડયું કાઈ નહી. અભિમાંન. ૧૪ પામું. રહ્યુ અક્ષાંન. ૧૫ રસીક જન. દુઃખ આંણિ. ૧૭ ગુરિ. એહ્લાદ. ૧૮ માહિ મુખિથી. નીશરિ. પીતા તણો. ૧૯ ચંદ્રકાંતિ. ૨૦ માહિ. વાંણી. ૨૧ અંન્ય. મધ્યે જાય. ૨૨ થાય.

કાદંબરી તણિ રસિ, માનૂં, પ્રાણી કાંઈ ન જાણિ,
શેષ સાંધતાં હૂં અતિ બીહૂં; રસ પન્ડિત કો આણિ. ૧૦
ભલી ભૂમિ માંહાં બીજ જે વાવ્યાં, તે અતિ ઉત્તમ થાશિ.
પિતા તણિ પરતાપિ કરી નિ માહારા દોષ ઢંકાશિ. ૧૧

## કડવું ૨

રાગ આસાઊરી

પત્રલેખા ઇમ ઊચરિ ( ચંદ્રાપીડ શ્રવણિ ધરિ )
વિસ્તરિ કથા તે કામિની તણી એ. ૧

ઢાલ.

કથા વિસ્તરિ કામિની કેરી. મુઝ પરતિ કહિ વાણી.
લજ્જા દરસન કરવા નવિ દિ; શું કીજિ તેહિ આણી ? ૨
જડતા તાં જડપણૂં ન મૂકિ; સ્થૈર્ય ન આવિ મંન;
ગુરુજનભય નવિ થાઇ અલગુ; કિંમ કીજિ દરસંન ? ૩
તેહ જ હૂં કાદંબરી આ, જે હિમગૃહ માંહાં હુતી
તેણિ સ્થાનિક પિહિલૂં દીઠી કુસુમસાયરિ સુતી. ૪
પુનરપિ દર્શન ઉત્કંઠિત છિ માહારાં એ લોચંન;
તેહ જ શન્ય હૃદય એ માહારૂં; પીહુ પ્રાણજીવંન; ૫
તેહ શરીર માહારૂં એ જાણૂં, જેણિ બીઠી તે પાસિ
વડી વાર લાગી રહી પણ પુહુતી નહિ મન આસ; ૬
કામિની ! એ તેહજ માહારુ નિશિ તાડિ હાથ
ગુરુની લજ્જાઇ તાં જે મિ ગ્રેહેવરાવ્યુ નહિ નાથ. ૭
મુઝ પાસિ તો ચાલી આવ્યુ પ્રેમિ તાં બિ વાર;
પણિ મિં મૂરખતાં ન કરાવ્યુ તે પિ અંગીકાર. ૮

---

૧ કાદંબરી નિ રસિ માનુ પ્રાણી. જાંણિ. ૨ આંણિં. ૪ પીતાનિ પ્રતાપિ. ૭ પત્રલેખા એમ ઉચરિ. શ્રવણે. ૮ વિસ્તરે. કાંમિની. ૧૦ કાંમિની વાંણી. ૧૧ દરશન. આંણી. ૧૨ જડતાં જડપણુ નવિ મૂંકિ. ૧૩ દરશંન. ૧૪ કાદંબરી જે. ૧૫ સ્થાંનકિ પિહિલુ. ૧૬ માહાં. ૧૭ તેહ શન્ય હ્રદય. પિહુ. ૧૮ જાંણૂં. બિઠી તે પાસિ. ૧૯ નહી. ૨૧ પે મિ ગ્રેહવરાવ્યુ નહી. ૨૩ પણિ મિંઇ મૂરખતાંઇ.

તેહ જ મન્મથ હું જાણું છું, તિ કહ્યુ જે, બાઈ !
અહોનિશ હું તેહ્નિ દેખૂં છું; જિહાં તિહાં આવિ ધાઈ. ૯

સૂતી બીઠી અનિ હીંડતી સ્વપનિ જાગતિ દેખું;
શ્રીમંડપિ ઉદ્યાનિ દીર્ઘિકા ક્રીડાપર્વત પેખું. ૧૦

પણ તેણિ આણિ શું હુઇ જુ લજ્જા નવિ જાઈ ?
એહવૂં કહી નિ થઈ મૂર્છાગત અતિશિ ધ્રુજિ કાય. ૧૧

એહવૂં દેખિ હૂં તિહાં બોલી. દેવી ! થાઉ પ્રસન્ન,
રાજકુંઅરનિ આવ્યુ જાણ. સ્થિર કરી રાખુ મંન. ૧૨

એહવૂં કિહિતાં વેગિ ઊઠી; મૂર્છા છાંડી દેહ;
મંત્રિ કરી જેમ વિષ ઊતરિ, સાવધાન થઈ તેહ. ૧૩

મુઝ પરતિ વલતી એમ બોલિ. પત્રલેખા ! અવધારુ.
તુઝનિ દીઠિ પ્રાણ ધરૂં છું, એહવુ સ્નેહ તહ્મારુ. ૧૪

જો તૂં એ આગ્રહ કરિ છિ, તુ તૂં કરી પરપંચ.
જેણી પિરિ દુઃખ માહારૂં જાઇ એહવુ ઉત્તમ સંચ. ૧૫

એહવૂં કહી મૂક્તિ અતિ આદર આપ્યાં ભૂષણ પાન
વસ્ત્ર હાર; નિ શીખ જ દીધી પ્રેમ સહિત દેઈ માન. ૧૬

એહવૂં કહી નિ નીચૂં જોઈ પત્રલેખા કહિ રાય.
એક વીનતી હૂં કરૂં છું તેહ્નિ પ્રેમપસાય. ૧૭

એણી પિરિ તપતી તેહ તારુણી જે કીધી તહ્મો ત્યાજ,
કોમલ મતિનૂં શૂં ફલ પામ્યા કહિણુ થઈ માહારાજ ? ૧૮

વચન સાંભલી વીર વિમાસિ પત્રલેખાની વાણિ.
ઊલંભુ દીધુ જે અતિશિ પીછ્યુ ચતુર સુજાણ. ૧૯

સ્નેહપૂર કાદંબરીનાં વચન જેહ ગંભીર,
તાપ સહિત, પારહાસ સહિત નિ સાભિમાન અતિ ધીર, ૨૦

---

૧ જાંણૂં. કહ્યો યે. ૨ અહોનશ. દેખૂ. ૩ બિઠી. હીડતી. દેષૂં. ૪ દીર્ઘકા પેષૂં ૫ આંણિ. જાય. ૭ દેષી. ૮ જાંણ. રાષુ. ૧૦ યેમ. થઇ. ૧૧ બાલિ પત્રલેખા ૧૨ પ્રાંણ. ૧૪ યેણી. ૧૫ કહીં. પાંન. ૧૬ શીષ. સહીત. માંન. ૧૭ નીચૂ. પત્રલેષા. ૨૦ પાંમ્યા કહીણુ. ૨૧ પત્રલેખાની વાંણિ. ૨૨ યે ચતૂર સુજાંણ. ૨૩ સ્નેહપુર. યે. ૨૪ સહીત, સહીત.

યાચના સહિત, અવહેલન થં, જે તાં સહિત પ્રસાદ,
વૈરાગ્ય સહિત, વિશ્વાસ સહિત નિ ગર્વસહિત નિ વિષાદ, ૨૧

આર્તિ સહિત નિ કોપ સહિત જે, સ્તુતિ સહિત સદ્ભાવ,
ઊલંભુ અનુરાગ સહિત જે, સ્પૃહા સહિત, સૂં ભાવ. ૨૨

મધુર થકૂં સાંભલ્યૂં ન જાઇ, સરસ શોષનુ હેત,
કોમલ થકૂં કઠોર જે દીસિ નમ્ર ઉન્નત સંકેત, ૨૩

પેશલ અહંકાર સહિત જે, લલિત થકૂં ઇ ગૂઢ,
ચંદ્રાપીડ પીડ અતિ પામ્યુ મંનિ વિમાસિ મૂઢ. ૨૪

કાદંબરીનિ વચનિ આવી હૃદયિ ગ્રહ્યુ નરેશ;
કોપિ આવી કંઠિ ઝાલ્યુ, જીવિતવ્ય નિવેશ. ૨૫

અધરિ વેપથુ, સ્ફુરણુ નાસિકા, મુખિ તાં નિશ્વાસ,
નયનિ આંસૂ એહિ કાલિ; બોલિ વચન પ્રકાશ. ૨૬

પત્રલેખા! સુણ. હૂં તાં શું કરૂં? માહારિ વશ નહિ કામ.
દુરાચાર આવી નિ પીડિ રૂપ તણિ અભિરામ. ૨૭

સર્વે કર્તા છિ તાં મન્મથ, દેવીનિ દુઃખ જેહ.
મૂકિ ઊલંભૂ જે એ દીધુ, કામિ કીધુ તેહ. ૨૮

માહારૂં ઇ મન મોહ પામ્યૂં છિ. જાણીઇ શં કાંઈ શાપ,
બુદ્ધિ સવિ તાં કિહાં ગઈ છિ! રાખ્યૂં ન રહિં આપ. ૨૯

એણીઇ તાં સર્વ જણાવ્યૂં જાહ્રિ આરોપ્યુ હાર,
કૃતપુણ્યની પિરિ માહરિ કંઠિ કર્યું શણગાર. ૩૦

હિમગૃહ માંહિ તિ ઇ દીઠૂં પ્રણયકોપ વચંન,
ત્યાહ્રિ મિ સવિ ઊલખિઉ કાદંબરીનૂં મંન. ૩૧

૧ પે સહિત વાં. ૩ આર્તિ. પે. ૪ ઉલંભુ. પે. સુભાવ. ૫ થકૂ (પાઠાંતર થકી) સાંભલ્યૂં સરસ. શોષનૂં. ૬ પે. ૭ પે. ૮ પીડા પાંમ્યુ. વિમાસે. ૯ જાંણે કાદંબરીનિ કંઠિ. ૧૦ જીવતવ્ય. ૧૧ અધરે વેપ્યુ. મુખિ. ૧૨ નયને આંસૂ. ૧૩ પત્રલેખા સુણ નહીં. ૧૪ અભિરામિ ૧૫ દુખ પેહ. ૧૬ મૂંકિ ઉલંભુ પે એકઠો કાંમિ. ૧ માહારૂં. મોહો પાંમ્યૂં. જાંણીઇ. કાંઈ. ૧૮ રાખૂં. ૧૯ ચાહ્રિ. ૨૦ માહ્રિ સણગા ૨૧ માહિ. દીઠ. ૨૨ ઉલખીઉં.

પ્રાણ લગિ એહનિ સમરપૂં જિમ એહનિ સુખ થાય.
કામિની મુક્તિ કહિણુ ન જાણિ, તેહવુ કરૂ ઉપાય. ૩૨

એહવી વારતા કરિ જેટલિ, આવી તિહાં પ્રતીહારી.
'વિલાસવતી કાંઈ દિ છિ આજ્ઞા', એહવૂં બોલી નારી. ૩૩
'લોકથકી મિ એમ સાંભલ્યૂં પત્રલેખા પુત્ર પાસિ.
સ્નેહ ઘણુ તે સાથિ થ્યુ છિ અંતરિ અતિ ઉલ્લાસ. ૩૪
મિઇ કામિની એહ વધારી બાલ્ય થકી જે રંગિ,
મુખ જોવા મુઝ છિ લાલસા, આવુ એહનિ સંગિ ૩૫
કોડિ મનોરથ કરી કરી પામી તૂંનિ, કૂંઅર માહારા !
દુર્લભ મુખ મુઝનિ છિ,વાહાલા ? શા ગુણુ બોલૂં તાહારા?' ૩૬
ચંદ્રાપીડ તે વચન સાંભલી ચિંતા પામ્યુ ભારી.
પત્રલેખા પરતિ એમ બોલિ. સાંભલિ, રે તૂં નારી ! ૩૭
નિષ્કારણવત્સલ તે માતા. સેહેજ સ્નેહ તે આણિ.
જન્મ થકી તેહનુ સ્નેહ સાચુ, આત્માધિક કરી જાણિ. ૩૮
તે માતા દર્શન વાંછિ છિ. માહારૂં મન નહિ ઠામ.
પીડા અતિ ઊપાઈ મુક્તિ પેસી પાપી કામ. ૩૯
પૂર્વિ રાજા એમ કહિ, રે જીવ્યાનૂં ફલ એહ,
વલ્લભમુખનૂં દર્શન કીજિ પોતિ આણી નેહ. ૪૦
ગંધર્વરાજસુતા શૂં બાંધી અંતરગત અતિ પ્રીતિ;
જન્મભૂમિ મેહેલી કિમ જાઈ? એ કિ ન સૂઝિ રીતિ. ૪૧
હેમકૂટ નિ વિંધ્યાચલ તે અંતર ઘણૂં અપાર;
વિમાસતાં મનિ નવિ પુહુચિ; અબલા પીડિ માર. ૪૨

વિમાસણુ કરતુ કરિ ઝાલી પત્રલેખાનુ હાથ
માતા કેરિ મંદિરિ આવ્યુ પ્રતીહારીનિ સાથિ ૪૩

---

૧ સુખ ૨ કામિની. મૂક્તિ. જાંણિ. ૩ યેટલિ પ્રતિહારી. ૫ પત્રલેષા પૂત્ર પાશ ૭ કામિની. વધારી બાલ થકી યે સગિ. ૯ પામી કૂઅર માહા. ૧૦ મૂખ. વાલા. ગૂણ ૧૧ ચંદ્રાપીડિ ચ્યંતા પામ્યુ. ૧૨ પત્રનેખા વૂ. ૧૩ નિંકારણ વછલ. આણિ. ૧૪ આત્મઅધિક જાંણિ. ૧૫ માહારૂ. નહી ૧૬ મૂંક્તિ. કામ. ૧૮ પ્રીતિ આણી. ૧૯ અંતરગતિ ૨૦ એકે. ૨૧ ઘણુ. ૨૨ મૂંક્તિ. અબલા (પાઠાંતર મદલેખા). ૨૩ કરે. પત્રલેષાનુ. ૨૪ પ્રતિહારિને સાથે.

માતા મુખ જોઇ અતિ હરખિ, નાના ભાવિ લડાવિ.
ભક્ષ્ય ભોજ્ય જે જે તાં સમરપિ, વિરહીનિ નવિ ભાવિ. ૪૪

ગાઢિ દૂહિલિ દિવસ નીગમ્યુ તવ તે થઈ ત્રિયામા.
ઈંદુકિરણુ તે અતિશિ બાલિ; મંનિ વસી તે વામા. ૪૫

જિહાં જૂઇ તિહાં આવતાં દેખિ મન્મથ કેરાં બાણુ.
ચંદન કુસુમ કમલદલ કોમલ, તેહ તાપ દિ પ્રાણુ. ૪૬

રોમાચિત તનુ કિમહિ ન ટલિઇ; મુખિ ન માઇ શ્વાસ;
ધ્રૂજિ હઇડું; નયણિ આંસૂ; હાર જાણીઇ પાશ. ૪૭

વીણા વેણુ ગાન તે ન ગમિ; પરિજન કો નવિ ભાવિ;
સૂનુ સરખુ થઈ વિમાસિ, ચિંતા પાર ન આવિ. ૪૮

ધારાગૃહ નઇ પુષ્પવાટિકા, હર્મ્ય તણાં ઉદ્યાન,
બકુલવીથિકા, કાંઇ ન ગમિ; સર્વિ સર્પ સમાન. ૪૯

ઘણૂં ઇ કામ કરિ છિ પીડા; કુલક્રમસ્થિતિ દાખિ.
ઘણૂં ઇ મન મર્યાદા મૂકિ; પણુ થંભી નિ રાખિ. ૫૦

એમ કરતાં દિનરાતિ નીગમિ. વીતુ કેટલુ કાલ.
એક દિવસ ઊઠી નિ ચાલ્યુ પુરી બાહરિ ભૂપાલ. ૫૧

શીતલ સિપ્રાતટિ તે ચાલિ; અરહુપરહુ તે જાઇ.
આવંતા તુરિ કંઈએક દીઠા વેગલિથી તાં રાઇ. ૫૨

રજ ઊડિ; ખુરીઇ ભૂ વાજિ; સાંભલીઇ હીસાર;
પડિ આખડિ કો, અતિ કુદિ, સાદી કરિ છિ પ્રાહાર. ૫૩

વેગલિથી અશ્વ બહુ દીઠા. કુતૂહલિ ભૂપાલ
સિપ્રા ઊતરી નિ તાં ચાલ્યા જોવા તે તતકાલિ. ૫૪

---

૧ મૂખ. હરષિ નાંના. ૩ દોહિલિ દીવસ. ત્રયયાંમા. ૪ અતિસિ. વશા તે વાંમા. ૫ જૂઇ. દેષિ. બાણ. ૭ તનૂં કિમહઇ સ્વાસ. ૮ હઇડૂં નયણે આંસૂં. પાશિ. ૯ વેણુ વીણા ગાન. ૧૦ સૂનૂ શરખુ. ૧૧ નવિ. ઉદ્યાંન. ૧૨ વકુલ. કાંઈ. સર્વે. સમાંન. ૧૩ કાંમ. કુલ મર્યાદા દાષિ ૧૪ ઘણુ મૂંકિ. સ્થંભી. રાષિ. ૧૬ દીવસ. ૧૭ શિપ્રા. અહુપહુ. જાય. ૧૮ આવતો તુર એક રાય. ૧૯ ખુરી. હી સાર ૨૦ આપડિ. સાદ. ૨૧ બહૂ. કુતૂહલ.

કાર્ત્તિકનિ પ્રાસાદિ આવી ઊભા તેણિ ઠારિ
અશ્વનિ વૃંદ તિહાં દષ્ટિ ધરી જોવાનિ સમાચાર. ૫૫
પત્રલેખાનુ પાણિ ગ્રહી નિ રાયજી કહી છિ વચંન.
જો નિ, કામિની ! અશ્વિ ચડયુ એક મધ્યિ અવિ જંન. ૫૬
મયૂરપિચ્છની છત્રિકા માથિ; તેણિ વદન ન દીસિ.
સકે તુ કેયૂરક હુઇ. માહારૂં મન તુ હીસિ. ૫૭

એહવી વારતા કરિ જેટલિ, દષ્ટિ ઢૂકડુ આવ્યુ.
રાયજીઇ તે નયણિ દીઠુ. શુદ્ધિ સ્યામાની લાવ્યુ. ૫૮
મલિન વસ્ત્ર નિ દેહ દૂબલુ, ધૂલિ ભર્યૂં શરીર;
અશ્વ થકી ઊતરવા લાગુ રાનિ જોઈ વીર. ૫૯
' આવુ, મ્યલુ ' એમ આદર કીધુ; પ્રેમિ શું બોલાવ્યુ;
બાહુ ભરી આલિંગન દીધૂં; મન માંહિ અતિ ભાવ્યુ. ૬૦
પ્રણામ કરી નિ રહ્યુ તે ઊભુ સાથ સહૂ તેણિ સ્થાનિ.
પ્રેમદષ્ટિ સહૂ સાહામૂં જોયૂં આનંદિ રાજાન. ૬૧
પ્રસન મન રાજા પૂછિ છિ. કાદંબરીનિ કલ્યાણ—
સાથ સહૂનિ—છિ ? કહુ, ભાઈ, વધામણિની વાણિ. ૬૨
આવ્યાનૂં કારણ તહ્મારૂં સાંસતા થઇ નિ કિહિજ્યુ—
સમચાર સઘલુ ઇ; વીરા, ઘણા દિવસ અહીં રહિજ્યુ. ૬૩

એહવૂં કહી નિ માગી હાથિણી રાયજી થ્યા અસવાર,
પૂઠિ ચડાયુ કેયૂરક નિ પત્રલેખા જે નારિ. ૬૪
મંદિર આવી નિ ઊતરિયા; રાજલોક સવિ વાલ્યુ;
વલ્લભ ઉદ્યાન માંહિ આવ્યા; કૂલાહલ સવિ ટાલ્યુ; ૬૫

---

૨ અશ્વવૃંદ. ધરીનિ જોવા. ૩ પત્રલેષાનુ પાંણિ. ૪ કાંમિની અશ્વે ચડયા. મધ્ય. ૫ મયુરપિછની. ૬ દીસિ. ૭ યેટલિ. ૮ નયણે. સુધિ શામાની. ૧૨ બાહૂ. આલિંઘન. ૧૩ પ્રણાંમ. સ્થાંનિ. ૧૪ સાહાંમૂ. રાજાંન. ૧૫ કલ્યાંણ ૧૬ વધાંમણીની વાંણિ. ૧૭ કિહિયો. ૧૮ અહીં રહિયો. ૨૦ કેયૂરક પૂઠિ ચડાયુ પત્રલેષા યે. ૨૧ ઊતરીઆ. ૨૨ ઉદ્યાંન માહિ. ટાલ્યું.

સ્વાગત સાથ સહૂનિ કીધૂ; બીઠા જઈ એકાંતિ;
પત્રલેખા કેયૂરક સાથિ વાત કરિ મન શાંતિ. ૬૬

કુશલ, કહુ, છિ કાદંબરીનિ, મહાશ્વેતા, મદલેખા'
કેયૂરક એણી પરિ બોલિ. નલવટિ પ્રેમ જ રેખા, ૬૭
સ્વામીજી, સાભલુ, શું કહીઇ ? સહૂ તહાનિ મંભારિ.
નિમિષમાત્ર, તે સાથ જે સધલુ, કો એ નવિ વીસારિ. ૬૮

જાહારિ હૂં તા પત્રલેખાનિ મેઘનાદાનિ આપી
પાછુ વલી ગયુ તે પાસિ સ્કંધાવારિ ચાપી, ૬૯
ઊજ્જેણીઇ તહ્મારું ચાનવૂં કહ્યૂ સમાચાર,
અતિ નિશ્વાસિ આસૂ ઢાલ્યાં તેહ સાભલી નારિ. ૭૦

મહાશ્વેતા તપ કરવા ચાલ્યા પોતાનિ આશ્રંમ;
મૂર્છાગત થઈ પડી માનિની, સાભલુ, સ્વામી, મર્મ. ૭૧
ક્ષણુ એક રહી નયન ઊઘાડી, લજ્જા વિસ્મય જંમ,
મુઝનિ બોલાવી નિ આજ્ઞા દીધી એહવી ત્યમ. ૭૨
માહાશ્વેતાનિ કહુ જઈ વેગિ અવસ્થા એ માહારી.
મદલેખા સાહામૂ તા જૂઇ, ચિંતા મનિ, વિચારી. ૭૩
મદલેખા' એમ કો એ ન કરિ ચંદ્રાપીડિ જે કીધૂં.
દર્શન દેઇ દેહે માહારાનૂ સુખ હરી સવિ લીધૂં. ૭૪
એહવૂં કહી નિ માથૂ બાધી સૂતી દુખિત મન,
મદલેખાઇ શું નવિ બોલિ, એમ નીગમ્યુ દિંન. ૭૫
પ્રાતસમિ તા ઊઠી પદ્મિની. હૂ ઊભુ જઈ પાસિ.
નયણિ જલ, રહી રહી નિહાનિ, મુખિ મેહેલિ નિશ્વાસ. ૭૬
જાણીઇ શું ઊભુ દિ છિ ?– 'નથી કોઇનૂં કામ
મુઝ આગલિ અહીં શાનિ રહુ છુ ? જાઉ આપણિ ધામ'. ૭૭

૧ બિઠા ૨ પત્રલેપા મંન ૩ માહાશ્વેતા મદલેખા ૪ રેષા ૭ યાહારિ. પત્રલેપાનિ ૯ ઉજેણીઇ. કહ્યૂ ૧૦ આસૂ ૧૧ માહાશ્વેતા આશ્રંમ્ય. ૧૨ માનિની ૧૩ રહી નિ ૧૪ ચમ ૧૫ મહાશ્વેતાનિ ૧૬ મદલેપા સાહામૂ. ૧૭ મદલેપા પે. ૧૯ દુષીત ૨૦ મદલેષાઇ. નીગમ્યુ ૨૧ સમિ ઉઠી ઉભો પાશ ૨૨ નયણે. મુષિ. ૨૩ જાણીઇશૂ ઉભુ દિ છિ માહિ નથી કોએનૂં કામ ૨૪ શાહાનિ. જાઉ. ધામ

જાણીઇ શું નીબંછતી હુઇ તેહવી દૃષ્ટિ નિહાલિ;
વદન થકી કાંઈ નવિ બોલિ; ટગટગ આંસૂ ઢાલિ. ૭૮
મિ મન માંહિ ઇમ વિમાસ્યું, 'રાય ભણી હૂં જાશે'
અણુકહિ ઊઠી અહીં આવ્યુ. વધામણી શી ખાશે? ૭૯
તે માટિ એ શરણુ તહ્મારિં; તે જનનિ જીવાડુ.
માહારી વીનતી મન માંહાં આણી સેવક ભલૂં ભવાડુ.. ૮૦
જે દિનના તહ્મો નયણિ નિરખ્યા, તે દિનથી તે નારી
સુખ કરી નિ ક્ષણુ નવિ બઇસિ, પંચબાણુ અતિ મારી. ૮૧
જલધારા પાવક સમ લાગિ, પુષ્પમાલ તે પાશિ,
ચંદન વિષ, વાહાલાં સવિ વીરી; ઉદ્દસ થયા આવાસ. ૮૨
મૃણાલ સર્પ સમ, મયૂર વ્યાઘ્ર સમ, કોઇલ કડુઈ લાગિ.
દુર્બલ દેહ થાઇ, પણુ ભોજન ઇચ્છાં કાંઈ ન માગિ. ૮૩
તેહવિ સંતાપિ જીવિ છિ અતિ ઘન તાં વિલપંતી;
પ્રિય જન મ્યલવાની જે આશા, તે અતિશિ બલવંતી. ૮૪
ગાઢિ દૂહિલિ દિવસ નીગમિ. સવિ સુખના સંભોગ
તેહનિ તાં દુઃખકારી હુઇ, જાણીઇ શ્યં મહારોગ? ૮૫
ક્ષણુ સૌધિ, ક્ષણુ ક્રીડાપર્વતિ, ક્ષણુ ઉપવન આવાસિ,
ક્ષણુ દીર્ઘિકા, ક્ષણુ શય્યાઇ; ક્ષણુ નહિ સ્થિર વાસ. ૮૬
શીતલ ઉષ્ણુ, ઉષ્ણુ સવિ શીતલ, વિપરીત સરવિ ભાસિ;
ગાન નૃત્ત સંગીત વાદ્ય નિ વેણુ મૃદંગથી નાસિ. ૮૭
ક્ષણુ સૂઇ, ક્ષણુ ઊઠિ બઇસિ; હીંડિ પુષ્પ ઘન જાંહ,
ભી આણી નિ વલિ તાં પાછી; સુખ નપિ પામિ ક્યાંહ. ૮૮
ભલા કઠિણુ ભાઈ પ્રાણુ તેહના, જે એવડિ દુઃખિ ન જાઇ!
એમ સાંભલી ચિંતાતુર થઈ એણી પરિ બોલિ રાય. ૮૯

૧ જાંણીઇ ૩ એમ વિમાશ્યું. જાઉં.' ૪ વધાંમણી. પાંઉં. ૬ માહા. ભલુ ભવાડો. ૭ નયણે નિરખ્યા. ૮ સૂપ. બિશિ. ૧૦ વાહાંલાં. વિરી. ૧૧ કોકિલ કડૂઈ ૧૨ દૂબંલ. ઇછા. ૧૪ પે. અતિશે. ૧૫ દુહેલિ દીવસ. સુખના. ૧૬ દુખકારી જાંણીઇ. ૧૭ સૌધિ ઉપવંન અવાસિ. ૧૮ ક્ષણું. શય્યાઇ નહીં. ૧૯ વીપરીતિ. ૨૦ ગાંન નૃત્ય સંગીત હાસ્ય. ૨૧ બિસિ. હીંડિ. થાંઇ. ૨૨ સિ આંણી વિપે. પાંમિ. ૨૩ પ્રાણુ જ તેહના. દુખિ. જાય. ૨૪ ચિંતા દૂર પે.

હવિ સાંભલી નવિ રહિવાઈ, રાખુ એટલિ વાત.
એહવું કહી મૂછો પામ્યા; હૌઆ પૃથ્વી પાત. ૯૦

### કડવૂં ૩.

રાગ સામેરી.

કેયૂરક લેઈ વીજણુ ભૂપતિનિ નાંખિ વાયુ.
બાષ્પ રૂંધી રાયજી, કાદંબરીનિ ધ્યાય, ૧

વચન એણી પરિ ઉચ્ચરિ. કેયૂરક ? સુણિ તૂં ભ્રાત !
ઊલંભા જે તિઇ કહ્યા, પત્રલેખાઇ કહી વાત. ૨

ચતુર માટિ, કોમલ માટિ, નિપુણ માટિ નારિ
પ્રેમ આણિ અતિ ઘણુ મુઝ ઉપરિ તાં સંભારિ. ૩

ઇંદુબિંબ દેખી કરી ચંદ્રકાંત મણિ તાં જેહ
જડ ચકુ ઇ જલ ઝરિ છિ, ગંગમહિમા એહ. ૪

તૂંહ્નિ તાં નવિ મોકલ્યુ, નવિ કહાવિઉ સંદેશ;
મૂંહ્નિ પિહિલૂં ન માનિઉ જાહ્નિ આવિઉ નિવેશ; ૫

માહાશ્વેતાઇ ન કાહાવિઊં કાંઈ અમારૂં કાજ;
ઊલંભા તૂં કહિ છિ; તે પ્રીછયૂં સરવિ આજ. ૬

હૂં જિહ્નવારિ આવી બઇઠુ, કામિની તેણી વાર
અધર સ્પંદન કર્યું નહીં; બોલી નહીં એક વાર. ૭

હૂં દાસજન આગલિ રહ્યુ, પણ કરુણા નાવી મંન.
લજ્જા લીધી પાપિણી, જેણીઇ પીડયૂં તંન. ૮

કાદંબરીઇ શં કર્યૂં ? ઊપનુ શુ વ્યામોહ ?
લજ્જા કાં મેહેલી નહીં, જેહનુ એહવુ છોહ ? ૯

જે ચરણિ દાસ થઈ રહ્યુ, તે સંઘાતિ શી લાજ ?
મોટાઈ તે સાચિ શી ? અનુરોધનુ શુ સાજ ? ૧૦

---

૧ રાખુ. ૨ મૂર્છા શી પાંમ્યા. ૩ ' કડવૂં ૩ ' નથી. ૪ સાંમેરી. ૫ લેઇનિ. નાંખિ. ૬ રૂધી. ૭ ઇચ્ચરિ રે. ૮ પત્રલેખાઇ. ૧૦ આંણિ. ઊપરિ, ૧૧ દેખી. ચંદ્રકાંતિ. ૧૩ કાહાવીઉ સંદેસ. ૧૪ મૂંહ્નિ. માંનીઉ. યાહ્નિ આવીઉ. ૧૫ માહારવેતાઇ. કાહાવીઉ. ૧૬ ઉલંભા. ૧૭ કાંમિનીઇ. ૨૨ નહીં. જેહનુ. ૨૩ યે ચરણે.

શિરીષ પુષ્પથી ચિત્ત કોમલ પીડા કર્યું અંગીકાર;
મારુ મનોરથ પૂર્યું નહીં લજ્જાઇ તેણી વાર. ૧૧

અથવા ધર્મ એ કન્યાનુ, કુલકર્મનુ વિવિહાર,
જેહનિ હ્દિ વસુ ન હુઇ કામશાસ્ત્ર વિચાર. ૧૨

બાલભાવિ બોલિ છિ જે લજ્જા ભૂષણ હોય;
પણ મનમથ મન માંહિ વસુ ત્યાહિ દુઃખકર્તા સોય. ૧૩

મદલેખા મન બીજૂં તેહનૂં; તેણીઇ ન ભાંન્યુ ભેદ.
મૌન માંડી એવડુ કાં હવિ આણિ ખેદ? ૧૪

અપરાધ પાખિ કરિ પીડા કઠિનહૃદય કઠોર,
અણુ કુણિ જાઇ નહીં જે મધ્યવર્તી ચોર; ૧૫

અકાંડ વ્યાધ અંગ ભેદિ, હરી લિઇ જે રૂપ,
મર્મસ્થાનકિ પ્રાહાર મેહેલિ અલીક ધન્વી અનુપ; ૧૬

પ્રાણાપહારી કાલરૂપ; અણદીસતુ કૃતાંત;
હૃદય માંહિ જેહનિ વસિ તેહનુ આણિ અંત; ૧૭

સંતાપકારી કરિ પીડા કાદંબરીનિ કામઃ
મદલેખા જોઈ રહી. તુ સખીનૂં શું કામ? ૧૮

ત્યાહિ . હૂં ઉવેખિઉ; લજ્જાનિ દીધૂં માન.
પ્રેમ માહારુ જાણ્યુ નહિ, કાંઈ કહ્યૂં નહિ મુઝ કાનિ. ૧૯

હવિ સાંભલી શું કરૂં? વેગલુ પંથ અપાર.
પુષ્પકોમલકાય તેહ; વજ્રમિ કામ પ્રહાર. ૨૦

ન જાણીઇ, નિમેષ માંહિ શૂં ઇ તે ત્યાંહાં થાય?
મનિ કાંઈ નવિ ઊપજિ તેહિ જીવાડવાનુ ઉપાય. ૨૧

દુર્ઘટ ઘટના ચતુર જેહ અકાંડેણિ કરિ ક્રોધ,
શૂં ઇ કરવા હીંડિ છિ બલિઉ વિધાતા ચોધ? ૨૨

૧ શરીષ. ૨ નહી. ૩ કંન્યાનુ કુલધર્મનુ ૪ પણ ચેહિ કહિ વશુ. કાંમ. ૫ ચે. ૬ 'પણ' નથી. માહિં વશુ. ૮ એવડું. આંણિ ખેદ. ૯ પાંખિ. કઠીણ રીદિ. ૧૦ નહી ચે મધ્યવર્તી. ૧૧ વ્યાધિ ચે મર્મ સેહિ. લિ ચે. ૧૨ સ્થાંનકિ. ધનુધર. ૧૪ માં ચેહનિ. આંણિ. ૧૫ કાંમ. ૧૬ મદલેષા. સખીનૂં. કામ. ૧૭ હવેખીઉં માંન. ૧૮ માહુ જાંણ્યુ નહીં. કહ્યુ નહી. કાંનિ. ૨૦ તેહનૂં કાંમ. ૨૧ જાણીઇ. શૂ. ૨૨ મૂંહિન કાઇ જીવવાનુ. ૨૩ જે. ૨૪ શૂ. હીંડિ. બલીક.

આરંભ મિથ્યા દેખૂં છૂં નિ દુઃખનુ પરકાર.
નહિતરિ કિહાંથી કિંનર જોઊં દેખિઉ વન મુઝારિ ? ૨૩

અનિ તેહ્ની પૂઠિ લાગુ ગયુ શાનિ હેતુ
અમાનુષી અવની માંહિ ? દૈવનુ સંકેત. ૨૪

તરસુ વલી તાં શિ થયુ ? ગયુ સરોવરનિ તીરિ
વિશ્રામ તિહાં શાનિ કર્યુ ? કાં પી નિ ન વલ્યુ નીર ? ૨૫

અમાનુષ મિ સાંભલૂં શિ તેણિ સ્થાનકિ ગાન ?
તે જાણવા શિ ગયુ જોવા શિવાલય જિહાં સ્થાન ? ૨૬

માહાશ્વેતાનૂં શિ થયૂં દર્શન ? શિ ગયુ આશરમિ ?
તરલિકાની કાં વાત પૂછી ? કથાનુ કહુ મરમ. ૨૭

કેયૂરક ! તાં તૂં આવિઉ તેડવા કારણ ખેવ;
માહાશ્વેતાઇ હૂં ઇ કિહાંથી તેડયુ અવસ્યમેવ ? ૨૮

કિહાં થકી કાદંબરીનૂં થયૂં તાં દર્શન ?
એહનિ સાથિ કિહાં થકી અનુરાગ બાંધ્યુ મન ? ૨૯

કાદંબરીનિ કિહાં થકી માહારા દર્શનનુ થ્યુ યોગ ?
દૈવિ એહ ઊપાઇ ઉ અણજાણ્યુ બિહૂનિ રોગ. ૩૦

આસાઇ હૂં નીસર્યુ, આવિઉ સ્કંધાવારિ;
અકાલિ તેડૂં તાત તણૂં કાં આવિઊ તેણી ઠારિ ? ૩૧

આસા લોપાઇ નહીં નઇ પાડિઉ લેઈ દૂરિ;
જાણીઇ બિનિ દુઃખ દેવા દૈવ થ્યૂં છિ ક્રૂર. ૩૨

એહવી કરતાં વારતા રવિ અસ્તનુ થ્યુ કાલ.
આકાશમંડલ રક્ત થ્યૂં. શશી ઊગિઉ વિશાલ. ૩૩

---

૧ દેખૂ-દુઃખનુ પ્રકાર. ૨ નહીતરિ-દેપીશ વંનિ. ૩ શાંહાંનિ હેતૂં. ૪ અમાંનુષી. દૈવનુ. ૫ તરશુ. ગયો શરોવરની નીરિ. ૬ વિશ્રાંમિ. શાંહાંનિ કર્યો. ૭ અમાનુષ મિ સાંભલું. સ્થાનકિ ગાંન ૮ જાંણુવાનિ ગયુ. યેહાં સ્થાન. ૯ માહાશ્વેતાનૂં થયૂ દરશન. આશ્રમિ. ૧૦ તરલિકાની વાત મર્મ. ૧૧ આવીઉ. પેવ. ૧૨ માહાશ્વેતાઇ તેડયો અવશમેવ. ૧૪ એહવી. ૧૫ માહા. ૧૬ ઊપાઈઉ અણુજાંણ્યુ. ૧૭ આસાઇ. નીશર્યું આવીયુ. ૧૮ આવીઉં. ૧૯ નટી પાડીઉ લેઇ. ૨૦ જાંણીઇ બિ. (કે. 'છિ') દુખ ૨૨ થ્યુ. ઊગીઊ.

અનેક કુમુદ વિકાસ પામ્યાં. કમલ થ્યાં સંકોચ.
ઉલૂક આનંદ પામિઉ, રથાંગનિ થયુ શોચ. ૩૪

ચંદ્રાપીડિ શયન કીધૂં વલ્લભને ઉદ્યાનિ
ચંદ્રમણિની શિલા ઉપરિ; વિરહી વિસમૂં સ્થાન. ૩૫

કેયૂરક તે ચરણ ચાંપિ. વલી માંડી વાત
રા કહિ. વીરા ! સાંભળુ એક વચન તાં વિખ્યાત. ૩૬

જેટલિ આપણુ તિહાં જાશૂં તિહાં લગિ ધરશિ પ્રાણ ?
મદલેખા સમરથ હુશિ વિનોદવાનિ વાણિ ? ૩૭

આશ્વાસના દેવાનિ આવશિ માહાશ્વેતા તેણિ ઠારિ ?
સુંદર મુખ સોહામણૂં હૂં દેખીશ તે એક વાર ? ૩૮

ત્રાસ પામિ હરિણ બાલક તેહવાં તાં લોચન
વક્ર દષ્ટિ નિહાલિ, તુ દેહ માહારુ ધન્ય. ૩૯

કેયૂરક વલતુ વદિ. જી ધૈર્ય રાખુ, રાય !
વિહિલા થઈ નિ ચાલવાનુ કરુ કાંઈ ઉપાય. ૪૦

માહાશ્વેતા નિ મદલેખા તિહાં શુ કરશિ ઉપચાર ?
આશા તમનિ જોવાની નિમેષ ન સહિ લગાર. ૪૧

મ્યલવાની જે ઇચ્છા મોટી, હઇઉં રાખિ ઠામિ.
રોમાંચ ક્ષણ મૂકિ નહિ, સાવધાન રહિ અભિરામ. ૪૨

આંસૂ ઊગાઇ નહિ; તુ કિહાં મ્યલિ લોચંન ?
જીવિતવ્ય કંઠિ થઈ રહૂં છંડિ નહિ, રાજંન ! ૪૩

એહવૂં વચન કેયૂરકનિ કહૂં તાં રાજાન.
હૂં ઇ નિદ્રા કરૂં છૂં; તૂં શયન કરિ જઈ સ્થાન. ૪૪

૧ વિકાશ પાંમ્યાં. ૨ ઉલુક. પાંમીઉ. શોક. ૩ ચંદ્રાપીડિ તે શયન જ. જે ઉદ્યાને ૪ ઊપરિ વિરહિ વિધમુ ઠામ. ૫ માંડી તે વાત. ૬ વચતાં વિક્ષાતં. ૭ યેટલિ. પ્રાંણ. ૮ મદલેખા. વાંણિ. ૯ દેવાનિ તાંહાંકણિ માહાસ્વેતા ૧૦ મુખ સોહાંમણું. દેખીશ. ૧૧ પામી હરણી. લોચંન. ૧૨ નીહાલિ ધંન. ૧૩ રાખુ. ૧૪ ઊપાય. ૧૫ માહાસ્વેતા નિ મદલેખા. શૂં. ૧૬ નીમેષ. ૧૭ યે ઇછા. હઇઉં રાખિ ઠાંમિ. ૧૮ મૂંકિ નહીં સાંવધાન. અભિરાંમ. ૧૯ આંસૂ નહી. ૨૦ જીવતવ્ય. નહીં. ૨૧ કેયૂરનિ કહ્યુ તાં ૨૧ રાજંન. ૨૨ સ્થાંન.

આરંભ મિથ્યા દેખૂં છૂં નિ દુઃખનુ પરકાર.
નહિતરિ કિહાંથી કિંનર જોડૂં દેખિઉ વન મુઝારિ ? ૨૩

અનિ તેહી પૂઠિ લાગુ ગયુ શાનિ હેતુ
અમાનુષી અનની માંહિ ? દૈવનુ સંકેત. ૨૪

તરસુ વલી તાં શિ થયુ ? ગયુ સરોવરનિ તીરિ
વિશ્રામ તિહાં શાનિ કર્યું ? કાં પી નિ ન વલ્યુ નીર ? ૨૫

અમાનુષ મિ સાંભલૂં શિ તેણિ સ્થાનકિ ગાન ?
તે જાણવા શિ ગયુ જોવા શિવાલય જિહાં સ્થાન ? ૨૬

માહાશ્વેતાનૂં શિ થયૂં દર્શન ? શિ ગયુ આશરમિ ?
તરલિકાની કાં વાત પૂછી ? કથાનુ કહુ મરમ. ૨૭

કેયૂરક ! તાં તૂં આવિઉ તેડવા કારણ એવ;
માહાશ્વેતાઇ હૂં ઇ કિહાંથી તેડ્યુ અવશ્યમેવ ? ૨૮

કિહાં થકી કાદંબરીનૂં થયૂં તાં દર્શન ?
એહનિ સાથિ કિહાં થકી અનુરાગ બાંધુ મન ? ૨૯

કાદંબરીનિ કિહાં થકી માહારા દર્શનનુ થયુ યોગ ?
દૈવિ એહ ઊપાયુ ઉ અણુજાણ્યુ બિહૂનિ રોગ. ૩૦

આજ્ઞાઇ હૂં નીસર્યું, આવિઉ સ્કંધાવારિ;
અકાલિ તેડૂં તાત તણૂં કાં આવિઉ તેણી ઠારિ ? ૩૧

આજ્ઞા લોપાઇ નહીં નઇ પાડિઉ લેઈ દૂરિ;
જાણીઇ બિનિ દુઃખ દેવા દૈવ થયૂં છિ કૂર. ૩૨

એહવી કરતાં વારતા રવિ અસ્તનુ થયુ કાલ.
આકાશમંડલ રક્ત થયૂં. રાશી ઊગિઉ વિશાલ. ૩૩

---

૧ દેખૂં દુઃખનુ પ્રકાર. ૨ નહીતરિ-દેખીશ વંન્નિ. ૩ શાહાનિ હેતૂં. ૪ અમાંનુષી. દેવનુ. ૫ તરશુ. ગયો શરોવરની નીરિ. ૬ વિશ્રાંમિ. શાંહાનિ કર્યો. ૭ અમાનુષ મિ સાંભલું. સ્થાનકિ ગાંન ૮ જાંણવાનિ ગયુ. યેહાં સ્થાંન. ૯ માહાસ્વેતાનૂં થયૂ દરશન. આશ્રમિ. ૧૦ તરલિકાની વાત મર્મ. ૧૧ આવીઉ. યેવ. ૧૨ માહાસ્વેતાઇ તેડયો અવશમેવ. ૧૪ એહવી. ૧૫ માહા. ૧૬ ઊપાઈઉ અણુજાંણ્યુ. ૧૭ આગ્નાઈ. નીશર્યું આવીયુ. ૧૮ આવીઉં. ૧૯ નહી. પાડીઉ લેઇ. ૨૦ જાંણીઇ બિ. (કે. 'છિ') દૂષ ૨૨ થયુ. ઊગીઉ.

અનેક કુમુદ વિકાસ પામ્યાં. કમલ થ્યાં સંકોચ.
ઉલૂક આનંદ પામિઉં, રથાંગનિ થ્યુ શોચ. ૩૪

ચંદ્રાપીડિ શયન કીધૂં વલ્લભને ઉદ્યાનિ
ચંદ્રમણિની શિલા ઉપરિ; વિરહી વિસમૂં સ્થાન. ૩૫

કેયૂરક તે ચરણ ચાંપિ. વલી માંડી વાત
રા કહિ. વીરા ! સાંભલુ એક વચન તાં વિખ્યાત. ૩૬

જેટલિ આપણ તિહાં જાઉં તિહાં લગિ ધરશિ પ્રાણ ?!
મદલેખા સમરથ હુશિ વિનોદવાનિ વાણિ ? ૩૭

આશ્વાસના દેવાનિ આવશિ માહાશ્વેતા તેણિ હારિ ?
સુંદર મુખ સોહામણૂં હૂં દેખીશ તે એક વાર ? ૩૮

ત્રાસ પામિ હરિણ બાલક તેહવાં તાં લોચન
વક્ર દૃષ્ટિ નિહાલિ, તુ દેહ માહારુ ધન્ય. ૩૯

કેયૂરક વલતુ વદિ. જી ધૈર્ય રાખુ, રાય ?
વિહિલા થઈ નિ ચાલવાનુ કરુ કાંઈ ઉપાય. ૪૦

માહાશ્વેતા નિ મદલેખા તિહાં શુ કરશિ ઉપચાર ?
આશા તમનિ જોવાની નિમેષ ન સહિ લગાર. ૪૧

મ્યલવાની જે ઇચ્છા મોટી, હઇડિ રાખિ હામિ.
રોમાંચ ક્ષણ મૂકિ નહિ, સાવધાન રહિ અભિરામ. ૪૨

આંસૂ ઊભાઇ નહિ; તુ કિહાં મ્યલિ લોચંન ?
જીવિતવ્ય કંઠિ થઈ રહ્યૂં છંડિ નહિ, રાજંન ! ૪૩

એહવૂં વચન કેયૂરકનિ કહ્યૂં તાં રાજન.
હૂં ઇ નિદ્રા કરૂં છૂં; તૂં શયન કરિ જઈ સ્થાન. ૪૪

---

૧ વિકાશ પાંમ્યાં. ૨ ઉલુક. પાંમીઉં. શોક. ૩ ચંદ્રાપીડિ તે શયન જ. જે ઉદ્યાને ૪ ઊપરિ વિરહિ વિષમુ ઠામ. ૫ માંડી તે વાત. ૬ વચતાં વિક્ષાતં. ૭ યેટલિ. પ્રાંણ. ૮ મદલેષા. વાંણિ. ૯ દેવાનિ તાંહાંકણિ માહાસ્વેતા ૧૦ મુગ્ર સોહાંમણૂં. દેષીશ. ૧૧ પામી હરણી. લોચંન. ૧૨ નીહાલિ. ધંન. ૧૩ રાષુ. ૧૪ ઉપાય. ૧૫ માહાસ્વેતા નિ મદલેખા. શૂં. ૧૬ નીમેષ. ૧૭ યે ઇછા. હઈઉ રાખિ ઠાંમિ. ૧૮ મૂંકિ નહીં સાંવધાન. અભિરાંમ. ૧૯ આંસૂ. નહી. ૨૦ જીવતવ્ય. નહીં. ૨૧ કેયૂરનિ કહ્યૂ તાં ૨૨ રાજંન. ૨૨ સ્થાંન.

કેયૂરક ઊઠી ગયુ. એટલુ થયુ નરેશ.
ચાલવાની ચિંતાઇ હઇઅડિ કર્યું પ્રવેશ. ૪૫

પિતાનિ પ્રણમ્યા વિના, આઘ્રાણ્યુ પાખિ શીસ,
અંબા કેરી આજ્ઞા પાખિ, વિના તેહ આશીસ, ૪૬

અણુકહિ ઊઠી નિ ચાલૂં ઉચ્છૃંખલ થઈ આપ,
તુ ગયા પૂઠિ શ્રેય કિહાંથી? દુઃખ પામિ માબાપ. ૪૭

રાગ ધન્યાશી

ચિત્ત થૂં રાઈ ચિંતા માંડી સૂતાં તેણિ ઠારિ જી
વિણુ આજ્ઞાઇ કેહી પિરિ જાઊં? વલી વલી કરિ વિચાર જી.
ફલ શ્રેય સુખ ક્યાંહાંથી હુઇ ઉવેખિ પરિવાર જી
રાઇજીઇ લેઈ મેહેલ્યુ મુઝ શિરિ પૃથ્વીનુ ભાર જી
થૂં કરશૂં? હવિ કાંઈ ન સૂઝિ. કિમ જીવશિ નારિ જી
કાદંબરીનિ હૂં અ જ છૂં રે નિશ્ચિ પ્રાણાધાર જી. ધ્રુવપદ. ૪૮

દુસ્તર સંગ્રામ રૂપી સાગર ઊતરવાનિ પાર જી
સેતુરૂપ ભુજ તાત તણુ જે, વાંછિત ફલ દાતાર જી,
સકલ ભુવન માંહાં સ્તંભરૂપ નિ કલ્પવૃક્ષ આકાર જી,
તેથી ભાર ઊતારી મુઝનિ સૂંપ્યુ છિ નિરધાર જી. શૂં કરૂં૦ ૪૯

અણુકહિ એક પગલૂં જાઊં પિતા પૂઠિ તુ ધાય જી;
ગજ રથ તુરંગ સેના સઘલી પૂઠિથી પલાય જી;
રવિકિરણની રજિ ઢાંકિ, એણી પિરિ આવિ રાય જી;
કદલીની પિરિ મહી ધૂજિ, સેના સંખ્યા ન થાય જી; શૂં કરૂં૦ ૫૦

કો થાકા કો ભૂખા ચાલિ પગલિ પગલિ સંગિ જી;
અશ્વ ચડિ કો, પાલા દુડિ ખેદ પમાડી અંગ જી;
ઊજાવાનૂં આલસ ન કરિ; ન કરિ મનનુ ભંગ જી;
સકલ દિશા ઉદધિ પર્યંતિ પૂઠિ ધાઇ રંગ જી. શૂં કરૂં૦ ૫૧

---

૨ ચાલવાની ૩ પાખિ. ૪ અંબાની. ૫ ઉછંપલ. ૬ શ્રિય. દુઃખ પામશિ બાપ. ૭ ધંન્યાશી. ૮ ચિત. ૯ જાઉં. ૧૦ ઉવેખિ પરવાર. ૧૧ અથવા રાઇજીઇ. પૃથ્વીભાર. ૧૨ કાંઈ, કિમ ૧૩ પ્રાંણાધાર. શૂ. ક. ॥ ધ્રુપદ॥ ૧. ૧૫ તણો યે. ૧૬ રૂપ મિ કલ્પ. ૧૭ સુપ્યુ. ૧૮ એગ. જાંઉ તુ પિતા પૂઠિ. ૨૧ ધૂજસે. સંક્ષા. ૨૨ ભૂખ્યા. પગલે (૨) ૨૩ ચડી. પેદ. ૨૫ ઉદધી પરયંતિ.

હૂંથી વાહાલૂં શૂં છિ બીજૂં પિતા તણિ સંસારિ જી,
જે મૂઝનિ ઉવેખી મેહેલિ જાતુ આણી વાર જી ?
'જાઉ તુ જાઉ, આવુ તુ આવુ' એહવૂં કહિ પ્રકાર જી ?
'ચાલિ શૂં છિ, રહિ અ શૂં છિ ?' આણિ અંતરિ ખાર જી ? શૂં કરૂં૦ ૫૨
મેહેલી જાતાં દુઃખી થાશિ નિશ્ચિ માહારી માત જી.
કુહુના મુહ સાહામૂં જોશિ નિ કુહુ શૂં કરશિ વાત જી ?
'કો છિ પાછુ વાલિ લાવિ ? રખિ થાઇ અપઘાત જી'
અંબા રોતી જોઈ દુઃખિઉ થાશિ માહારુ તાત જી. શૂં કરૂં૦ ૫૩
સેના લેઈ પિતા પૂઠિ જોવા જાહિ પલાશિ જી,
અઢાર દ્વીપ સહિત તાં અવની આકુલવ્યાકુલ થાશિ જી.
કિહાં જાઈશિ, બિસીશ હૂં છાનૂં ? સ્થાનકિ કિહિ નસાશિ જી ?
જિહાંતિહાંથી આવી નિ મુહિ શુભ ચિકુઇ સાહાશિ જી. શૂં કરૂં૦ ૫૪
મુહ શૂં દેખાડીશ હૂં તેહિ ? શૂં કહીશ તાં કાજ જી ?
ઉત્તર દેવાનૂં નહિ સ્થાનક. અતિશિ લાગશિ લાજ જી.
અંબા અતિશિ દુઃખિણી થાશિ; પીડાશિ માહારાજ જી.
મેહેલી જાતાં સ્કંધાવારનિ થાશિ પીડા આજ જી. શૂં કરૂં૦ ૫૫
માતાપિતા કહિ શીખ માગૂં નિ કદાચિ આજ્ઞા આપિ જી,
તુ તાં પૂછિ 'શૂં કારજ છિ ?' બોલ તે માહારુ થાપિ જી;
કહૂં કાદંબરી પ્રેમ ધરિ છિ માહારી વિરહતાપિ જી,
કિ મુઝનિ વરવા વાંછિ છિ મન્મથપીડા વ્યાપિ જી ? શૂં કરૂં૦ ૫૬
કિ કહૂં હૂં મોહ પામ્યુ છૂં, તે પણિ વિરહિ મરશિ જી,
માહાશ્વેતા ઇ માહાદુઃખિણી છિ તે તાં આદર કરશિ જી,
બેહૂની છિ પ્રીતિ તે અધિકી નિશિ મૂહિ વરશિ જી
તે વિણુ માહારા પ્રાણ તે ન રહિ સંદેહ મન મહા ધરશિ જી ? શૂં કરૂં૦ ૫૭

---

૧ પિતાનિ. ૨ પે ઊવેખી મેહિલિ. આંણી ૩ એહવું. ૪ રહિશૂં. આંણિ અંતરિ પાર. ૫ જાતાં. નિશ્ચિ. ૬ કોહોના મૂખ સાંહાંમૂં. ૭ રખે. ઉપઘાત. ૮ જોઇનિ દુઃખીઉ. ૯ લેઇ. ચાહિ ૧૧ સ્થાનકિ કીહિ. ૧૨ મૂંહિન. ૧૩ મુહ. દેખાડીશ ૧૪ નહી સ્થાનક અતિ. ૧૫ અતિસિ દુઃખણી થાસિ. ૧૭ માત. શીખ. ૧૮ કારજ. ૧૯ તુ શૂં કરૂ (પાઠાંતર 'કહૂ'). વિરહિ માહારિ તાપિ. ૨૦ થાપિ. ૨૧ મોહો પાંમ્યુ. ૨૨ માહાસ્વેતા ઇ. ૨૩ મૂંહિન વરસે. માંહાં. ૨૪ વિના. પ્રાંણ. મનમાં.

કિ કહૂં કામિનીઇ મોકલ્યુ કેયૂરક એ આવ્યુ જી,
પ્રાણુ છંડશિ પિ ઇ સુંદરી, આદરિ હૂં બોલાવ્યુ જી.
'મન્મથ મદિલાનિ ગારિ છિ', સંદેસુ એ કહાવ્યુ જી,
કિહિ છિ 'વિણુ તેડિ નહિ જાઊ.માહારિ મન ન ભાવ્યુ જી. શૂં કરૂં૦ ૫૮

વહાલુ કો નહિ મનનુ માન્યુઃ કુહૂનિ પૂછૂં મર્મ જી;
વૈશંપાયન તેહ વેગલુ જેહનુ તુઝનિ ભર્મ જી;
લાજ રહિ નિ કારજ થાઇ, જાઇ નહિ તાં ધર્મ જી,
બુદ્ધિ શીખવી એહવી કરાવિ કલિ કરી નિ કર્મ જી. શૂં કરૂં૦ ૫૯

કુહૂનિ પૂછૂં, કુહુનૂં સાંભલૂં ? કૂહૂનિ બુદ્ધિબલ જ્ઞાન જી ?
કુણુ શીખ દિ ? કુણુ વિવેકી ? કુહુનિ મતિ અતિ સ્થાનિ જી ?
કો મુઝ સરખુ હુઇ દૂખિઉ, જે તાં પ્રીછિ સાન જી ?
શાસ્ત્ર સાહિત્ય નીતિ કો જાણિ ? તે તુ કહિ નિદાન જી. શૂં કરૂં૦ ૬૦

પરનિ દુઃખિ કો હુઇ દુઃખિઉ, દુઃખ તુ તેહનિ કહીઇ જી.
કામભાર તેહ્નિ માથિ મેહેલી શીખામણ તેહ ગ્રહીઇ જી.
અભ્યંતરનુ કો સ્યે ન દીસિ; મન્મથપીડા વહીઇ જી.
વિરહવેદના વપુનિ લાગી; દૈવયોગથી સહીઇ જી. શૂં કરૂં૦ ૬૧

મનનુ માન્યુ મિત્ર જુ હુઇ, તુ દુઃખ માહારૂં જાણિ જી;
માતાપિતાનિ કહી ન પ્રીછવિ; વાત કહી વખાણિ જી.
તેહ્ની આજ્ઞાઇ હૂં જાઊં તાપ કાંઇ નવિ આણિ જી.
શૂં કરૂં ? માહારૂં મન પરવરશ છિ, તેહ તારણિ તાણિ જી. શૂં કરૂં૦ ૬૨

એણી પરિ વિમાસણ કરતાં (સુખ નહિ કિંચિત માત્ર) જી.
વાત કહીઇ વલિ નવિ લાગી; કામાતૂર થયૂં ગાત્ર જી.
મન્મથનિ બહુ બાણુ મેહેલવા લક્ષ્ય કરૂં તે પાત્ર જી.
માહિ દૂહિલિ તેહ નિવ્યાહી દુઃખિ દીરઘ રાત્રિ જી. શૂં કરૂં૦ ૬૩

---

૧ કે. ૨ પ્રાંણુ છાંડશિ શુંદરી. ૩ મિહિલાનિ. ૪ નહી જાંઉ. મંન્ય. ૫ નહી-માંન્યુ. ૬ વેહલુ. ૭ કારય. નહી ૮ શીષવી નિ કરાવિ ૯ કુહુનિ પૂંછૂં કુણુ વિવેકી. જ્ઞાન. ૧૦ વીવેકી. ૧૧ શરખુ. દૂખીઉ તુ તે. સાંન. ૧૨ સાહીત્ય. તુ તે. નિદાંન. ૧૩ દુઃખીઉ તુ દુખ. ૧૪ કાંમ શીષાંમણ તેહિન. ૧૫ આભ્યંતરનુ. દીશિ. ૧૬ હીઈ ૧૭ મંનનુ માંન્યુ. દુષ. જાંણિ. ૧૮ માત. વષાંણિ. ૧૯ જાંઉ. આંણિ. ૨૦ તાંણિ. ૨૧ સુષ નહી. ૨૨ કાંમાતુર. ૨૩ બહૂ બાંણુ મેહલવા. ૨૪ દુહુલિ. નિવ્યાહી દુખિ.

રાગ સામેરી ચાલ્

પ્રાત સમિ તાં સાંભલ્યુ લોકથી સમાચાર,
દશપુરિઇ આવિઉ રે નિશિ સ્કંધાવાર. ૬૪
હરખ મન માંહિ ધરિ રે:-દુ:ખ ગ્યૂં મુઝ આજ;
વૈશંપાયન આવિઉ; ભાજશિ મનની દાઝિ.' ૬૫
એટલિ આવ્યુ કેયૂરક; રામનિ કર્યું પ્રણામ.
'વૈશંપાયન આવિઉ', હરખિ કહિ તવ સ્વામિ, ૬૬
'કેયૂરક! હવિ કાર્ય કેરી સિદ્ધિ આવી હાથિ.
કલ્યાણ આપણનિ કર્યું જાણજો જગનાથિ.' ૬૭
અન્ય જન અલગા કરી નિ કેયૂરક કહિ વાણિ.
'મૂક્તિ આપુ આગન્યા; દેવીના રાખૂં પ્રાણ. ૬૮
વિલંબ તહ્મો મ કરશુ. હૂં જઈ કહૂં સંદેશ
પ્રાણ ધરશિ પ્રેમદા આશા તણિ લવલેશ. ૬૯
સિદ્ધિ આવી ઢૂકડી જી હવિ તહ્મારિ, રાય!
દિવસ બહુ ભાગિ નહિ તે કરવું તાં ઉપાય. ૭૦
દેવી તહ્મો પામશુ એહવાં હુઇ છિ અભિગ્નાન.
અવસ્થા મિઈ તેહની તમનિ કહી નિદાનિ. ૭૧
શત વરિસ તાં જીવીઇ આશા તણિ આધારિ.
આશ ત્રૂટી જેટલિ મરતાં ન લાગિ વાર. ૭૨
હૂં અહીં રહી શું કરીશ? જાઉં સુંદરીનિ પાસિ.
અવલંબન દેઉં તેહનિ આવવાની કહી આશ.' ૭૩

એહવૂં કેયૂરકિ કહ્યું. તવ રાય થ્યુ રલિયાતિ.
વિકચ લોચન કમલ સરખાં. બોલિઉ એક વાત. ૭૪

---

૧ કડવૂં ।।૧।। ચાલતુ સાંમેરી ।। ૩ દશપુરીઇ આવીયુ. સ્કંધાવારિ. ૪ હરખ. ધરે. ૫ આવીઉ. ૬ કર્યૂં પ્રણાંમ. ૭ આવીયુ હરખિ. સ્વાંમિ. ૯ કલ્યાંણ. જાંણજ્યો જગનાથિ. ૧૦ વાંણિ. ૧૧ મૂંક્તિ. રાખૂં. ૧૨ કરશૂં. સંદેસ. ૧૩ ધરસે. આસ્યા. ૧૫ બહૂં. નહી. ૧૬ પાંમશુ એહુવાં. ૧૭ નિદાનિ ૧૮ વરીષ. આસ્યાં. ૧૯ આસ. ચેટલિ. ૨૦ હૂં અહી રહી નિ... ..રીનિ પાસિ. ૨૧ દેઉં. આસ. ૨૨ રલીયાતિ. ૨૩ શરખાં બોલીઉ.

એહવુ વાહાલુ કુણ હુઇ? લોભ પાખિ પ્રીતિ
કેયૂરક! તૂં કરિ છિ રે પ્રેમ માહારિ ચીત. ૭૫

ચાલિ વીર! ઊતાવલુ. કામિનીના સુખ કાજિ.
પત્રલેખા આવશિ તુઝ સાથિથી તાં આજ. ૭૬

એ દીઠિ આનંદ પામશિ. એ શું સાચુ સ્નેહ.
પાસિ ઊભી પત્રલેખાનિ પછિ કહૂં તાં એહ. ૭૭

સુંદરી! તહ્નો સાથિ ચાલુ. જઈ કરુ ઉપાય.
જમ જીવિ માનિની તિમ સુખ કરજો કાય. ૭૮

નીચું જોઇ નારિ બોલી. સુણ સ્વામી વિશેખિ
હસ્તઅક્ષર તહ્નારિ તાં મોકલુ લખી લેખ. ૭૯

એહવૂં રાઇ સાંભલી તેડાવિઉ મેઘનાદ.
પ્રણામ કરી આવી રહ્યું. 'આજ્ઞા', કહિ ઉહ્લાદ. ૮૦

મિ મેઘનાદ! તૂં મોકલ્યુ પત્રલેખા લેવા કામિ;
કેયૂરક પત્રલેખાનિ સાથિ જાઉ તેણિ ઠામિ. ૮૧

હૂં વૈશંપાયનનિ મ્યથી તાહિ પગલિ આવ્યુ જાણિ.
અશ્વ ચડી નિ સંચરુ. એહવી કહી જવ વાણિ, ૮૨

'અપાર, સ્વામી, અતિ ભલૂં' કહી નીસર્યું તે વીર
ચાલવાની સજાઈ કરવા. સુખ થયૂં શરીર. ૮૩

ચાલવા તત્પર કેયૂરક તેડિઉ તાં પાસ.
સબાષ્પ નેત્રિ' નિરખિઉ આલિંગન દેઈ ઉહ્લાસ. ૮૪

આપણિ કર્ણથી કર્ણભૂષણ પિહિરાવ્યૂં તેણિ કાનિ,
સંદેશ જાણીઇ કામિનીનિ, પ્રીતિનૂં અહિનાણ. ૮૫

ગદગદ કંઠિ બોલિઉ. કેયૂરક! તૂં અવધારિ.
સંદેશ સ્વામાનુ ન લાવ્યુ, તુ શું કહૂં આ વાર? ૮૬

- ૧ પાખિ. ૨ પ્રેમિ માહારી. ૩ કામિનીના સુખ. ૪ પત્રલેખા. તુઝ. ૫ પાંમશિ એ સાથિ. ૬ પત્ર લેખાનિ પૂછીઉં. ૮ યમ. માંનિની. સુખ કરજ્યો. ૯ જોઇ. સ્વામી શેખ. ૧૦ તહ્નારા મોકલુ લખી લેખ. ૧૧ તેડાવીઉ. ૧૨ પ્રણાંમ. ૧૩ મોકલ્યુ પત્રલેખા. કાંમિ. ૧૪ પત્રલેખાનિ. જાઓ. ૧૫ ત્યાહરે પગલે. જાંણિ. ૧૬ વાંણિ. ૧૭ નીસર્યું ૧૯ પાસ. ૨૦ નેત્રે નિરખીઉં આલિંઘન. ૨૧ કાંનિ. ૨૨ સંદેસ જાંણીઇ કાંમિનીનિ. અહિનાંન. ૨૩ બોલીઉં. ૨૪ શામાનુ.

વામાનિ કિહિજ્યુ વીનતી. શું કહૂં વારોવારિ?
પત્રલેખા આવિ છિ તે કિહિશિ સમાચાર. ૮૭

પત્રલેખા રહી પાસિ નયણુ ધરતી નીર;
ચાલવાની આગન્યાઇ દીન થઈ અધીર. ૮૮

પ્રેમ બદ્ધાંજલિ થઈ એમ વદિ ચંદ્રપીડ.
પત્રલેખા! જાણિ છિ તૂં માહારા દેહની પીડ. ૮૯

પાણિ જોડી પ્રેમદાનિ માહારુ કિહિજિ પ્રણામ;
પછિ કરજિ વીનતી જેણિ સિદ્ધ થાઇ કામ. ૯૦

ગુણ સઘલા દોષિ વીટયા, તુ શું કહૂં વચન
પ્રણામ વિણ કીધિ વલ્યુ હૂં પૂર્વિંઇ જેણિ દિન? ૯૧

ચંચલપણઇ ધીરતા જમ, મૂઢતાઇ જ્ઞાન,
સ્નેહ રુક્ષપણિ યથા, લઘુતાઇ ગૌરવ માન, ૯૨

કઠિણતાથી કોમલતા, મિથ્યાપણાઇ સત્ય,
વિનય અભિમાનિ કરી, પાપિ કરી શુભ કૃત્ય, ૯૩

તુ હૂં શિઇ ગુણિ કરી વસૂં વામાનિ મનિ?
અંગીકાર માહારુ કિમ કરઇ? શું કહાવીઇ વચન? ૯૪

કાદંબરીના ગુણ માહિ મનિ વસિયા જેહ,
અધક્ષણ અલગ થાઇ નહિ અતિ ઊપનુ તાં નેહ. ૯૫

લાજિ ભારી ભામિની નવિ કર્યું અંગીકાર,
કારણિ કાંઈ કુલધર્મનિ હૂં ઉવેખ્યુ અપાર, ૯૬

તુહિ જોવા વદન તેહનૂં ઉલ્લસિ અતિ ચિત્ત,
તૂં તાં જઈ સેવા કરે; જાણજિ મનનૂં વિત્ત; ૯૭

પ્રેમ તેહનુ વધારજિ નિ શીખવજિ પરપંચ;
માહારુ કેરુ કોક ન થાઇ તેહનુ કરજિ સંચ. ૯૮

૧ કેહિયો. ૨ પત્રલેપા ૩ પત્રલેખા. ૪ ચાલવાની આજ્ઞાઇ. ૫ પ્રેમબદ્ધાંજલી. ૬ પત્રલેપા જાંણિ. ૭ પાંણિ. માહ્રી કિહિયે પ્રણાંમ. ૮ કરયે. યેણે સિદ્ધિ. કાંમ. ૯ કહું વચન. ૧૦ પ્રણાંમ. યેણિ. ૧૧ યમ. ગ્નાંન. ૧૨ રુક્ષપણિ. લઘુતાઇ. માંન. ૧૩ મિથ્યાઇ જાઇ. ૧૫ વામાનિ મંનિ. ૧૬ વચંન. ૧૭ મંનિ વશીઆ યેહ. ૧૮ નહી. ૧૯ અગીકાર. ૨૦ કાંણિ. ધર્મની. ઉવેખ્યુ. ૨૧ ઉલસિ. ૨૨ જઇ સેવા. જાંણજે. ૨૩ વધારયે. શીખવયે. ૨૪ કરયો.

જિમતિમ કરી નિ રાખજ્યુ તહ્મો પક્ષિનીના પ્રાણ.
પત્રલેખા ? તુહનિ એક સત્ય ભાખૂં વાણિ. ૯૯
મારગ માંહિ મનિની ! તૂં વિરહિ આહારિ અંગિ
ભૂખી તરશી રખિ રહિતી. વીર વીટી રંગિ ૧૦૦
સાચવજ્યુ શરીરનિ. તૂં વહાલી મૂર્તિ અપાર.
કાદબરીના યત્નનિ મોકલૂં છૂં તેણિ ઠારિ. ૧૦૧
વાસુ વારૂ ઠામિ રિહિજ્યુ. યત્ન કરજ્યુ જાતિ.
પંચિ પલતાં રખિ દૂહિલિ નીગમે તૂં રાતિ. ૧૦૨
કેયૂરક પરતિ કહિ. પાસિ રહિ સાવધાન.
વલતુ આવિ વુલાવવા જાંહાં માહાશ્વેતાનૂં સ્થાન. ૧૦૩

એહવૂં કહી વુલાવિયાં. મનિ રહૂ કરિ વિચાર.
કેટલઇ દાહાડિ પુહુચસિ ? રખિ પંથિ લાગિ વાર. ૧૦૪
એમ શૂન્યહૃદય થઇ રહ્યુ પૂછિઉ સમાચાર.
વૈશંપાયન કેટલઇ ? કેટલઇ રકંધાવાર ? ૧૦૫
આગન્યા માગવા આવિઉ તે પિતા કેરિ પાસિ
વૈશંપાયનનિ મ્યલવા જાવા આણી અતિ ઉહૂલાસ. ૧૦૬
પ્રણામ પિતાનિ કર્યું શુકનાસનિ તેણી વાર.
આદર અતિ થં સાદ કીધુ, આવુ આણિ ઠારિ. ૧૦૭
આસન પાસિ ભુમિ ઉપરિ બિસવા લાગુ તન.
આદર કરી નિ તારાપીડિ બિસાર્યું અર્ધાસન. ૧૦૮
પ્રેમલોચન તન તેહનૂં નિહાલ્યૂં તાં નાથ;
અંગિ આખિ ફેરવ્યુ પ્રેમિ, કરી નિ હાથ. ૧૦૯
શુકનાસ પરતિ રાય બોલ્યા. સાંભલુ, પરધાન !
નયન કરી નિ નિહાલુ પુત્રના મુખનુ વાન. ૧૧૦

૧ યમ.-રાખજ્યો પ્રાંણ. ૨ પત્રલેખા તૂંહનિ ભાખૂં વાંણિ ૩ માહિ માંનિની. ૪ રખે. વીરહિ વીટી. ૫ સાચવજ્યો. મૂંર્તિ. ૭ રિહિયો. કરયો. ૮ રખે દુહિલિ નીગમૂ. ૯ કેયુરક. ૧૦ માહાસ્વેતાનૂં સ્થાન. ૧૧ વુલાવિયાં મંનિ. વીચાર. ૧૨ દાહિ. રખે. ૧૩ પૂછીઉ. ૧૪ વૈશપા..........લઇ રકંધાવારિ. ૧૫ આવીઉ. પાશિ ૧૬ આંણી. ૧૭ પ્રણાંમ શુકનાશિનિ. ૧૮ આંણિ. ૧૯ ઉપરિ તંન. ૨૦ અર્ધાસંન ૨૧ તંન ૨૨ આધિ. ૨૪ નિહાલ્યુ પૂત્રના મૂખનુ.

જાણીઇ અંકુર મરકત મણિના, અજનિ જિમ મદલેખ,
ચંદ્રમાનિ લક્ષ્મ જાણી, પદ્મનિ ભ્રમરરેખ, ૧૧૧
તારણ્યનિ જિમ અંજનરેખા, મદનદીપક જ્વાલ.
તેહનિ જાણી ઊર્ધ્વ રેખા શ્યામ હુઇ વિશાલ, ૧૧૨
શ્મશ્રૂ સુંદર કુંઅરનિ ! એ પામિયુ યૌવન.
હવિ વિલાસવતી શું વિમાસિ ? વિહિવા કીજિ ધન્ય. ૧૧૩
કે રાજપુત્રી પરમ સુંદર જોઇઇ તાં જોડિ.
દુહિલઇ સુતનું મુખ દીઠું. વધૂ મુખનું કોડ. ૧૧૪
વચન એહવૂં સાંભલી નિ બોલિઉ શુકનાસ.
ભલું ભૂપતિઇ વિમાસ્યું. ઊપનુ અતિ ઉહ્લાસ. ૧૧૫
એ વિદ્યા સઘલી શીખિઉ નિ કર્યો બહુ પ્રાક્રમ.
વિહિવા કરવા યોગ્ય છિ, જી, શું કહું હું મર્મ ? ૧૧૬
વચન એહવાં બોલતિ તવ નીચૂં જોઇ કુમાર.
હર્ષઇ હરખ માઇ નહિ; એણી પિરિ કરી વિચાર. ૧૧૭
વાત તાતિ જેહ માંડી, જાણીઇ એ ઉપાય;
સકિ તુ કાદંબરીતુ સંગ મૂક્તિ થાય. ૧૧૮
જાણીઇ છિ વિરહ કેરુ માહારુ ભાગુ શોક;
અંધકાર માંહિ પડયાં થ્યુ સૂર્યનુ અવલોક; ૧૧૯ –
અગાધ ઉદધિ માંહાં પડયાં પામિઉ સુંદર નાવ;
અમૃતની તાં વૃષ્ટિ થઈ જે પિતાનિ એ ભાવ. ૧૨૦
અવઅંતર છિ એટલું મુઝ મન જોતાં વ્યાપ્તિ
વૈશંપાયન દર્શનમાત્રિ કાદંબરીની પ્રાપ્તિ. ૧૨૧

---

૧ જાંણીઇ. મરકતિ. યમ મદરેપ ૨ જાંણે ભ્રમર પદ્મિ નરેખ. ૩ યમ. ૪ જાંણે. રેખા શાંમ ૫ શ્મસુ. કુંઅરનિ મુખિ. પાંમીયુ. ૬ વિમાશી વીહવા તે. ધંન્ય. ૭ જોઇઇ. જોડ. ૮ દુહુલઇ સુતનૂ મૂખ. મૂખનૂં. ૯ બોલીઉ શુકનાશિ. ૧૦ ભૂપતિ વિમાશ્યૂં. ૧૧ શીખીઉ. બહુપ્રાક્રંમ. ૧૨ વીહવા. ય્યોગ્ય. ૧૩ નીચૂ. ૧૪ હર્ષઇ હરષ. નહી. ૧૫ તેહ. જાંણીઇ એ ૧૬ મૂંક્તિ ૧૭ જાંણીઇ. વિરિહનુ. ૧૮ અવિલોક્ય. ૧૯ અગાધિ ઉદધી. પાંમીઉ. ૨૦ પે ૨૧ અવાંતર એટલુ.

હર્ષ મન માંહાં ચીતવિ કૂંઅર તેણિ સ્થાન.
એમ કરતાં ઊઠિયા આસન થકી રાજાન. ૧૨૨

## કડવૂં ૪

રાગ દેશાખ, ત્રમ તાલ.

ઊઠિઉ ભૂપતિ કૂંઅર સાથિ રે હાથ રે કંઠિ પ્રેમિ ધર્યું રે. ૧

ઢાલ

કંઠિ હાથ ધરી કૂંઅરનિ જાણીઇ મહીનુ ભાર
શનિ શનિ રા સાંચર્યું રાણીના ભવન મુઝારિ. ૨
પરધાન પૂઠિં થિકુ આવિ. મંદિર ગ્યા રાજાન.
રાણી ઊઠયાં આસન મેહેલી; દીધાં આદરમાન. ૩
પ્રેમિ સાહામી આવી ઈંદુનિ જિમ સમુદ્રની વેલિ;
રાજા એણી પિરિ બોલિયા વાણી તે મનનિ મેલી. ૪
જો, રે, જો તૂં કામિની! કૂંઅરનિ મુખિ રેષ.
આરંભ યૌવનનુ થયુ; શૈશવનુ ગ્યુ શેષ. ૫
વધૂમુખનૂં સુખ પામિવા કાં ન થાઇ મંન?
જાણી દેવા ઊલંભુ મોકલ્યુ લેખ મદંન? ૬
હૂં આવ્યુ છૂં પૂછવા. હવિ શૂં કરવૂં તાં કાજ?
તૂં સર્વ જાણિ, સુંદરી! આમન્યા આપુ આજ. ૭
વરમાતાની વડાઈ દ્રુહનિ હુઇ એકાંતિ.
મૂંકિ કુહુ રે માનિની! તાંહરા ગનની ખાંતિ. ૮
આદર તૂં કરતી નથી; નથી કૂંઅર સાથિ પ્રીતિ?
જાણિ છિ, થાશિ પીઆરુ સંસારની એ રીતિ. ૯

---

૧. સ્થાંન. ૨ ઊઠીયા આંસનથી રાજાંન. ૩ ‘કડવૂં ૪’ નથી. ૪ દેશાષ ૫. ઊઠીયૂ હાથ તે. પ્રેમે. ૭ કૂંઅરનિ. ૮ સનિ (૨). રાંણીના. ૧૦ રાણી. આદર દીધાં માન. ૧૧ સાહાંમી. ચમ. ૧૨ રાય. બોલીયા વાંણી ૧૩ કાંમિની. ૧૫ મૂખનૂં સુષ. મંન્ય. ૧૬ જાંણે. ઉલંભુ લેષ મોકલ્યુ. ૧૮ જાંણે. ૧૯ દૂંદનિ ૨૦ મુહિન કહો. માંનિની. ષાંતિ. ૨૧ કૂઅર. ૨૨ જાંણુ છિ થાસિ.

એહવાં હાસ્ય વિનોદ કરતુ સુખ પામી રાય
ચિર રહી શરીર સ્થિતિ કરવાનિ કાજિ જાય. ૧૦

<u>વૈશંપાયનનિ સાહામાં જાવા</u> કૂંઅરિ તાં તતકાલિ
પ્રધાન પાઈં શીખ મગાવી વીનવ્યુ ભૂપાલ. ૧૧
માતાનિ મંદિર, રહ્યુ તિહાં કર્યૂં રસભોજનં.
મનોરથ કરતાં ઘણા તે નીગમ્યુ તિહાં દિંન. ૧૨
થઈ જેટલિ યામિની, શય્યાઇ સૂતુ વીર.
નિદ્રા તાં આવિ નહીં અતિ ઉત્સુક થયુ શરીર. ૧૩
યામ બિ ગઈં યામિની સેવકનિ કહિ સિ સાદ.
ચાલવાની સંજ્ઞા નાના શંખના કરુ નાદ. ૧૪
શબ્દ કીધુ શંખનુ, તેણિ પૂર્ણ થયૂં આકાશ.
ભેદ સઘલી દિશિ થયુ. તે નગર મધ્ય પ્રકાશ. ૧૫
પ્રાણી માત્ર તે ઊઠિયા; નિ 'અશ્વ કરિ પલાણ',
સાદ માંહોમાંહાં કરિ. એમ પ્રગટ થાઇ વાણિ. ૧૬
એક આવ્યા, એક આવિ છિ શેરી શેરી અસવાર;
કો ચૂવટિ કો આંગણિ કો આવી ઊભા દારિ. ૧૭
અશ્વિ નગર ભરાણૂં, ભાલિ ભરાણૂં તાં વ્યોમ;
રશ્મિ જાણી ચંદ્ર કેરાં, પાવક જ્વાલા હોય. ૧૮
હીસારવ અતિ હય કરિ; નિ ઝલકંતાં આભરણ,
તેજ તેજિ ભલી રહ્યાં પૂરણ શશીનાં કિરણ. ૧૯
ઊઠી ઈંદ્રાયુધિ ચડ્યુ, પ્રણમી તે રાજકુમાર.
શીખ માગી સાંચરિ આનંદ અંગિ અપારિ. ૨૦
નગર બાહરિ નીસર્યું. ચંદ્રનૂં અતિ તેજ.
કાદંબરીનિ મ્યલાનૂં મન માંહિ અતિ ઘન હેજ. ૨૧

૧ સૂખ પાંમી. ૩ સાંહામાં. કૂઅરિ. ૪ શીષ. ૬ દિન. ૭ યેટલિ યામિની. ૮ નહી ઉછક થયું. ૯ યાંમિની. ૧૦ શંષના. ૧૧ શંખનુ. ૧૩ ઊઠીયા. ૧૪ વાંણિ. ૧૫ આવશિ શેરી (૨). ૧૬ ચોવટિ. ૧૭ અશ્વે નગર તે ભરાણું ભાલે ભરાણૂં વ્યોમ ૧૮ રશ્મ જાંણે ચંદ્રનાં. જ્વાલા. ૧૯ હીંસારવ. આભર્ણ ૨૦ શશિનાં કિર્ણ. ૨૧ પ્રણમિ. ૨૨ શીષ. ૨૩ નીસર્યો.

સિપ્રાજલ તે ઉતર્યો નિ ખેડિયા તુખાર.
મારગ દશપુરનિ થઇ ચાલિયા સવિ પરિવાર. ૨૨

મનોહર તે વાયુ વાઇ કુમુદિનીના ગંધિ.
પ્રાત સમિ તે હુવા લાગુ મારગ વિશિ સમંધ. ૨૩

જપા કુસુમ સમાન ઊગ્યુ ભાનુ ભાસ્વત રૂપ.
એટલિ સ્કંધાવાર દીઠુ લીલાઇ અનુપ. ૨૪

ચિત્ત માંહિ ચીતવિ. ભદ્ર થ્યૂં ભાઇ આજ.
વૈશંપાયન દેખશ્યં. સઘલાં ઇ. સીધાં કાજ. ૨૫

સૈન્ય સઘલૂં રાખિઊ નિ તુરંગ લેઈ ત્રણચ્યારિ,
ઉત્તરીવસ્ત્રિ શીસ વીટી, ઇંદ્રાયુધ અસવાર ૨૬

સ્કંધાવાર માંહિ આવિયા. પટગૃહ જોઈ અનેકિ,
'વૈશંપાયન કિહાં છિ'? પૂછિઊ કરી વિવેક. ૨૭

કૂંઅરનિ નવિ ઊલખુ. ઊભી રહી તાં નારિ
તીક્ષ્ણ સાદિ ઉચ્ચરિ. આવુ છુ કેહિ ઠારિ? ૨૮

વૈશંપાયન કિહાં છિ? તવ લાજિઉ ભૂપાલ.
'રંડા કાંઈ નથી જાણતી,' તેહનિ દીધી ગાલિ. ૨૯

બીહીતી તે પૂછિ નહિ. અણબોલ્યાં થઈ નિ જાય.
રજ ભર્યું છિ દેહ. સીધાં કુણિ નવિ ઊલખાય. ૩૦

ઠામિ ઠામિ દુહુ દિશિ લોકની અતિ ભીડિ.
ઈંદ્રાયુધનિ ઇંધાણિ ઊલખ્યુ ચંદ્રાપીડ. ૩૧

એક લાજિ, એક નાસિ, વસ્ત્ર ઊઢિ એક.
લાજ સહૂ ઇ પામિઉ ઊપનુ જાંહાં વિવેક. ૩૨

૧ શિપ્રા. પેડીયા તુખાર. ૨ ચાલીયા. પરવાર. ૩ ગંધ. ૪ સમિ હુવા. માર્ગ વશિ. ૫ ઉગ્યુ. ૬ સ્કંધાવારિ દીઠું. ૭ ચિત્ત. ભે. ૮ દેષશ્યં. શીધાં. ૯ રાખીઉ. તુરંગ ચ્યાર. ૧૧ સંધાવાર આવીયા. ૧૨ પૂછીઉ ૧૩ કુઅરનિ. ઉલખુ. ઉી. ૧૫ લાજ્યઉ. ૧૬ જાંણતી. ૧૭ તે. નહી. ૧૮ ભર્યું દેહ શીધ્યાં. ઓલખાય ૧૯ ઠાંમિ (૨) દેદીસિ (જિવા 'દીસિ') લોકની. ૨૦ ઇધાણિ ઉલખ્યુ ચંદ્રાપીડિ. ૨૧ ઉઢિ. ૨૨ પાંમીઉ. યાંહાં.

રાજકૂંઅર વારતા તાં કરતા માંહોમાંહિ
ઊજાઇ નિ આવિયા પ્રણામ કરવા ત્યાંહ. ૩૩

વૈશંપાયન કિહાં છિઇ, એમ પૂછિઊં કુમાર.
સેવક સઘલિ ગ્યલી નિ તાં કીધૂં મંનિ વિચાર ૩૪

આ વૃક્ષ હેઠલિ ઊતરુ, સાંસતા થાઉ, સ્વામિ!
સમાચાર છિ તેહનું કહીઇ તમનિ વિશ્રામિ. ૩૫

ઊચાટયા શા તેહ દીઠા; કહિતાં કરિ વિલંબ.
તેહવૂં જોઈ રાજસુતનિ ચિંતા થઈ પ્રલંબ. ૩૬

હૃદય લાગૂં ફાટવા; નિ મૂર્છાઇ જિમ કાંઇ.
અશ્વથી તે ઊતર્યું રાજકૂંઅર ઝાલ્યુ તાંહિ; ૩૭

કેશવાલીઇ રહ્યુ વલગી. કરિ અતિ ઉચાટ.
સ્કંધાવાર સાહામૂં જૂઇ. હવિ શૂં થાશિ ભાઇ! નાટ? ૩૮

ઇંદ્રી સઘલાં વિકલ થ્યાં; સૂઝિ નહિ કાંઈ મૂઢ.
ઉત્પ્રેક્ષા કરિ અતિ ઘણી સંભાવનાઇ પ્રૂઢ. ૩૯

શૂં કરૂં? હવિ કિહાં જાઊં? કિમ કરૂં આક્રંદ?
બોલું? અણબોલ્યુ રહૂં દીન ઘામણુ મંદ? ૪૦

હઇઊં ફાડૂં? પ્રાણુ કાઢૂં! કે કરૂં સંન્યાસ?
કયાંહાં રહૂં નિ શૂં કરૂં? કિહાં જાઊં વનવાસ? ૪૧

જીવિત માહારૂં થયૂં વૃથા નિ શૂન્ય થ્યા સવિ દેશ.
ઉદ્દસ દિશિ સઘલિ થઈ. હવિ કિહાં કરૂં નિવેશ? ૪૨

કુણુ છિ તેહનૂં સુખ જોઊં? કરૂં કો શૂં વાત?
મિત્ર માન્યુ મંનનું, તેહનિ થ્યુ ઉત્પાત? ૪૩

હવિ જીવી શૂં કરૂં! કાદંબરીઇ શૂં કાજ?
વૈશંપાયન કિહાં મિલિ? કો થકી ભાજિ દાઝિ? ૪૪

---

૧ રાજકૂઅર કરે વારતા કહિ માંહોમાંહિ. ૨ રાજકૂઅર આવીયા પ્રણાંમ. ત્યાહ. ૩ પૂછીઉં. ૪ સેવક સઘલે, કીધુ ૫ થાઉ. ૬ તે કહીઈ મનિ વિશ્રાંમિ. ૯ હૃદય. મૂર્છાગત યમ હોય. ૧૦ રાજકૂઅર સોય. ૧૨ સાંહાંમૂં, થશિ ભઈ. ૧૩ ઇદ્રી. નહી કાંઇ. ૧૫ જાંઉ. ૧૬ બોલ્યૂં. ઘાંમણુ ૧૭ હઇઉ. પ્રાંણ ૧૮ જાઉં. ૧૯ જીવતવ્ય. ૨૧ મૂખ જોઉં. ૨૨ માંન્યુ. ઉતપાત.

વાત પૂછૂં કુણનિ ? કિહાં મ્યલિ વાહાલુ મિત્ર ?
રતિ એહવૂં કુણ આપિ સકલ વિદ્યા ચિત્ર ? ४५

શુકનાસ દેહી પરિ જીવશિ ? મનોરમા તેહની માત,
અહીંયા જઈ શી કહીશિ શોકની તેહિ વાત ? ४६

એક દેશ તાં જીત્યુ નથી, જીતવા ગ્યુ છિ ત્યાંહ ?
અથવા એક થં મેલ કરવુ રાખિયુ છિ યાંહ ? ४७

અથવા કોએક વિદ્યા ઉત્તમ શીખવાનિ ગુરુ પાસિ
રહ્યુ છિ તે પ્રેમ થં મિ મેહેલિઉ પ્રવાસિ ? ४८

ઉત્તર તેહનિ શુ કહીશિ, પૂછશિ માબાપ ?
વિરહિ આકુલવ્યાકુલાં તે કરશિ બહુ વિલાપ. ४९

એહવૂં વિમાસી નીચૂં જૂઇ, મેહેલિ બહુ નિશ્વાસ.
અપરાધ પાતક કીધાં હુઇ ત્યમ થઈ રહુ નિરાશ. ५०

મુખ કુણનિ કિમ દેખાડૂં ? વિતર્ક કરિ ઇમ મંનિ...
કષ્ટિ કરી નિ પૂછિશં સેવકનિ વચંન. ५१

મુઝ વલ્યા પછી મધ્ય થં ઊપનુ અતિ સંગ્રામ ?
ઘોર વ્યાધિ કિ ઊપનુ અકાલિ ફેડિવા ઠામ ? ५२

વૈદ્ય કોએ મ્યલુ નહિ જેણિ થયું તાં ઉપઘાત ?
વજ્રપતન સમૂં થયૂં થં ? કહુ મુઝનિ, ભ્રાત ! ५३

એહવૂં જાહારિ પૂછિયા શોકિ કરી રાજાનિ,
સેવક સઘલા બોલિયા બિહૂ હાથિ ભૂરી કાન. ५४

વિઘન આં સવિ તેહનાં ! શત વરિસનૂં હયૂં આય !
વૈશંપાયન છિ સહી, જી, ખેમકુશલી કાય. ५५

જીવતુ તે જાણિઉ; લોચન ભરાણાં નીર.
કંહિ વલગી પૂછવાનિ વાત લાગુ વીર. ५६

---

६ રાખીઉ. ७ શીખવાનિ. પાશિ. ८ મેહેલીઉ પ્રવાશિ. ९ ઊતર. १० બહૂ. ११ વિમાશી. જોઇ મેહેલે બિહૂ १२ કીધૂં. નિરાસ. १३ મુખ. દેખાડૂં. કરી એમ. १४ પૂછીઉં. १५ મધિ. १६ દે. ફેડિ. १७ નહી ચેણિ. ઉતપાત. १९ થાહારિ પૂછીયા. રાજાંન. २० બોલીયા બહૂ. કાંનિ. २२ ખેમકુશલી. २३ જાણીઉ. ભરાંણાં.

વૈશંપાયન જીવતુ જુ સુઇ કુશલી કાય,
મુઝ વિના ક્ષણુ એક ન રહિ. વિરહ કિમ ખમાય ? ૫૭

તહ્મો કુહુ છુ જીવતુ તે; નાવિયુ શા માટિ ?
તહ્મો આવ્યા કિહાં મેહેલી ? વાત ઘાલુ ધાટિ. ૫૮

તહ્મો તેહિ બલિ કરી શિ લાવ્યા નહિ આણિ ઠારિ ?
કુણુ સ્થાનિક રહ્યુ છિ તે કુહુ મુઝનિ વિચાર. ૫૯

વિલંબ કિહિવા કરુ છુ તે સહઇ નહિ મુજ મંન.
હૃદય દાઝિ માહરું તેહના વિણુ દર્શન. ૬૦

એણી પિરિ જાહ્રિ પૂછિયા, બોલિયા તાહ્રિ દાસ.
વૃત્તાંત સ્વામી ! સાંભલુ, જેણિ ઊપજિ વિશ્વાસ. ૬૧

શીખ દેઈ તહ્મો સાંચર્યા અમનિ જેણિ દિન
શનિ શનિ આવિજુ સાથિ પ્રધાનતુ લેઈ તંન, ૬૨

તેણિ દિવસ અહ્મો તિહાં રહ્યા જોઈ કાઇ તૃણુ જલ યોગ.
સ્વામીજી ! તે કુણુ જાણિ આગલુ જે ભોગ્ય. ૬૩

બીજિ દિવસ પ્રયાણુનિ ભેરીનુ કીધુ નાદ.
વૈશંપાયન બોલિયુ અહ્મ પ્રતિ અતિ ઉહ્લાદ. ૬૪

પુરાણિ પરસિદ્ધ છિ અચ્છોદ સર પાવંન;
સ્નાન આપણુ કીજીઇ શિવજી તણૂં દર્શન. ૬૫

કાલયોગિ આવિયા છૂં આપણા આણિ ઠારિ.
ભાગ્ય એવડું કિહાં થકી આવીઇ બીજી વાર ? ૬૬

સ્વપનિ કો દેખિ નહિ એ સિદ્ધનુ આશ્રંમ.
ચરણિ પાલુ નીસર્યું એહવુ કહી નિ મર્મ. ૬૭

---

૨ વિરહિ. ધમાય. ૩ જીવતુ તહ્મો કુહુ છુ તે નાંવીયુ. ૫ નહીં આંણિ. ૭ કેહિવા. નહી. ૮ હ્રદય. માહરૂં. દર્શંન ૯ ચાહ્રિ પૂછીયા બોલીયા. ૧૦ યેણિ. ૧૧ શીષ. યેણિ દિન. ૧૨ શનિ (૨) આવીયો. પ્રધાંનનુ તાં તંન. ૧૩ રહ્યાં જોઇ કાષ્ટ ૧૪ જાંણિ આગલ્યુ પે. ૧૫ પ્રયાંણુની. ૧૬ બોલીયુ. ૧૭ પુરાંણિ. અછોદ. ૧૮ સ્નાંન. શીવજી. દરશંન. ૧૯ આવીઆ. આંણિ. ૨૧ સ્વપને. દેખિ નહી. ૨૨ નીશર્યું.

અહો સાથિથી ગયા તે સરોવરનિ તીર.
પદ્મિનીના ખંડ દીસિ અચ્છ સુંદર નીર. ૬૮
નાદ અતિ કોકિલ કરિ તે હરિ મુનિનાં મંન.
મણિશિલા માહામનોહર, તરુ પલ્લવરાજિત ધંન. ૬૯
એણી વિધિ નિહાલતાં એક આવિયુ શુભ ઠામ,
સરતટિ સુંદર શિલા માહા લતામંડપ ધામ. ૭૦
તે દેખી જિમ મિત્ર મ્યલ્યુ, જિમ પુત્ર વલ્લભ, ભ્રાત.
તિમ ચકિત દૃષ્ટિ રહ્યું જોઈ. નિમિષનુ નહિ પાત. ૭૧
જિમ લિખ્યુ હુઇ કુણિ સ્થંભ્યુ હુઇ, વૃક્ષનિ આકારિ.
મૂરછાઇ ઢૂંક્યુ હુઇ, ચકિત ભ્રમ વિકારી, ૭૨
અંગ ધરી સકી નહિ અનિ ન ચાલિ તાં ચરણ,
ગાત્રભંગ થઈ નિ બઇઠુ કૂંઅર ત્યાહિ ધરણ. ૭૩
બઇસી નિ કાંઈ સંભારિ મન માંહિ આણી ધ્યાન.
અલિતલોચન અધોમુખ બઇસી રહ્યુ તેણિ સ્થાનિ. ૭૪
અણબોલ્યુ બઇસી રહ્યુ વલી વલી કરિ નિશ્વાસ.
અહો ચિંતા પામિયા ઊભા રહ્યા તે પાસિ, ૭૫
'આ ભૂમિ મન સહૂનાં હરિ; પરિણામ ક[illegible] મીર,
ચિત્ત ચંચલ કરિ તેહનાં; વિક્રિયાપન્ન [illegible] ૭૬
અવસ્થા એહવી જોઈ બોલિયા
ઊઠિ, કૂંઅર, કાંઈ બઇઠુ? તું તાં ૭૭
વેલા થઇ છિ અતિ ઘણી; જઈ કીજી
પ્રયાણનિ અવસર થાઇ;
સાથ સવિ પડખી રહ્યુ. તહ્મો કાં
બોલાવ્યુ બોલિઇ નહિ; જડ થઈ

૧ સરોવરની. ૨ અછ. ૪ મહા. ૫ આ[illegible] પુત્ર. ૮ નહી ૯ ચિમ લિખ્યુ. વૃક્ષિનિ. ૧૦ મ[illegible] બિહુ કૂઅર. ૧૩ બિશી નિ કાઈ. ૧૪ અધોમૂખિ [illegible] પામીયા. પાશિ. ૧૭ પરિણુમ. ૧૯ બોલીયા. ૨૨ પ્રયાંણનિ. પરધાંન. ૨૩ પડખી. ૨૪ નહી.

આંસૂ નયણુંથી પડિ; અણુબોલ્યુ જાણી મૂક;
શું બોલવૂં શીખ્યુ નથી ? જાણીઇ છિ કાંઇ ચૂક ! ૮૦

ઉત્તર કાંઈ આપિ નહિ; અતિ નીર નયનિ રોય;
ચિત્ર સરખુ થઈ રહુ નિ લતામંડપ જોય. ૮૧

વલી વલી અહ્મો હઠ કર્યું ચાલવા કેરિ કાજિ.
દૃષ્ટિ મંડપ ઉપરિ ઇમ બોલિઉ, માહારાજ ! ૮૨

હૂં તુ અહીંથી નહિ આવૂં, તહ્મો જાઉ લેઈ સાથ.
બીજરશિ તહ્મ ઉપરિ તે રાજકૂંઅર નાથ. ૮૩

માહારૂં મન તુ અહીંથી અલગૂં નથી થાતૂં આજ.
તહ્મો તાં જાઉ સહી. રે, કોપશિ માહારાજ. ૮૪

એહવૂં નિષ્ઠુર સાંભલી અહ્મિ વિમાસૂં, ભૂપાલ !
વૈરાગ્ય એહનિ ઊપનુ કાંઈ કારણથી તતકાલિ. ૮૫

કહિણુ થઈ અહ્મો બોલિયા. તહ્મો રહુ કિમ આણી ઠામિ ?
એમ કરવૂં નવિ ધટિ. વિણસશિ રાનૂં કામ. ૮૬

તારાપીડિ સૂંપિઉ તુઝ શિરિ સઘનુ ભાર.
મૂઢ થાવૂં નવિ ધટિ. શુકનાસથી અવતાર. ૮૭

વિલાસવતીઇ લડાવ્યુ. વિદ્યા ભણ્યુ નેસાલ.
ચંદ્રાપીડ તે પ્રેમ આણિ. એકઠા રહ્યા તે બાલ. ૮૮

જયેષ્ઠ ભ્રાતા સ્નેહ સહિત વત્સલ નિ ગુણવંત
ભાર સવિ તુઝ સૂંપિઉ કારજ અતિ બલવંત. ૮૯

તૂહનિ એમ ઘટિ નહિ જે કરિ તેહનુ ત્યાગ.
આણિ સ્થાનકિ એકલા તાહ્મિ રહ્યાનુ શુ લાભ ? ૯૦

કદાચિ અહ્મારી રહી તમ ઉપરિ તાં પ્રીતિ;
તથાપિ યુક્તાયુક્ત જો જો શાસ્ત્રની જે નીતિ. ૯૧

૧ આસૂ નયણેથી. જાંણું. ૨ શીખ્યુ જાંણીઇ. કાંઈ ૩ ઉતર નહીં. ૪ સરખુ થઇ. ૫ વલી (૨). ૬ ઊપરિ એમ બોલીઉ. ૭ નહી. ૮ બીજશિ. ઊપરિ. કુઅર. ૯ અલગૂ. ૧૦ સહીં. ૧૧ અહ્મો વિમાશૂં. ૧૩ તવ કહિણુ. બોલીયા. આંણિ. ૧૫ સુપીઉ. શીરિ ૧૬ શુક્નાશિથી. ૧૮ આંણિ એકઠા. ૧૯ જ્યેષ્ટ વછલ. ૨૦ સુપીઉ. ૨૧ તૂંહનિ. નહી. તેહનુ. ૨૨ આણિ સ્થાંનકિ ૨૩ ઉપરિ. ૨૪ યુક્તાયુક્તિ જોયો શાસ્ત્રની ર્ પે.

અહો સાથિથી ગયા તે સરોવરનિ તીર.
પદ્મિનીના ખંડ દીસિ અચ્છ સુંદર નીર. ૬૮

નાદ અતિ કોકિલ કરિ તે હરિ મુનિનાં મંન.
મણિશિલા માહામનોહર, તરુ પલ્લવરાજિત ઘંન. ૬૯

એણી પિરિ નિહાલતાં એક આવિઉ શુભ ઠામ,
સરતટિ સુંદર શિલા માહા લતામંડપ ધામ. ૭૦

તે દેખી જિમ મિત્ર મ્યલુ, જિમ પુત્ર વલ્લભ, ભ્રાત.
તિમ ચકિત દૃષ્ટિ રહ્યું જોઈ. નિમિષનુ નહિ પાત. ૭૧

જિમ લિખ્યુ હુઇ કુણિ રચંચ્યુ હુઇ, વૃક્ષનિ આકારિ,
મૂરછાઇ દૂંક્યુ હુઇ, ચકિત ભ્રમ વિકારી, ૭૨

અંગ ધરી સકી નહિ અનિ ન ચાલિ તાં ચરણ,
ગાત્રભંગ થઈ નિ બઇઠુ કૂંઅર ત્યાહિં ધરણ. ૭૩

બઇસી નિ કાંઈ સંભારિ મન માંહિ આણી ધ્યાન.
ગલિતલોચન અધોમુખ બઇસી રહ્યુ તેણિ સ્થાનિ. ૭૪

અણબોલ્યુ બઇસી રહ્યુ વલી વલી કરિ નિશ્વાસ.
અહો ચિંતા પામિયા ઊભા રહ્યા તે પાસિ, ૭૫

'આ ભૂમિ મન સહૂનાં હરિ; પરિણામ હુઇ ધીર,
ચિત્ત ચંચલ કરિ તેહનાં; વિક્રિયાપર વીર.' ૭૬

અવસ્થા એહવી જોઈ બોલિયા અહો વાણિ.
ઊઠિ, કૂંઅર, કાંઈ બઇઠુ ? તું તાં ચતુર સુજાણ. ૭૭

વેલા થઇ છિ અતિ ઘણી; જઈ કીજીઇ તાં સ્નાન.
પ્રયાણુનિ અસૂર થાઇ; ઊઠીઇ, પરધાન ! ૭૮

સાથ સવિ પડખી રહ્યુ. તહો કાં કરુ વિલંબ ?
બોલાવ્યુ બોલિઇ નહિ; જડ થઈ રહ્યુ જમ સ્તંભ; ૭૯

૧ સરોવરનીં. ૨ અછ. ૪ મહા. ૫ આવીયુ. માહા. ૭ દેષી નિ ચમ. ચમ પૂત્ર. ૮ નહી ૯ ચિમ લિષ્યુ. વૃક્ષિનિ. ૧૦ મૂછાંઇ મૂંક્યુ. ૧૧. નહી. ચર્ણ. ૧૨ બિઠુ કૂઅર. ૧૩ બિશી નિ કાઇ. ૧૪ અધોમૂખિ બિશી. સ્થાંનિ ૧૫. બિશી. ૧૬ પામીયા. પાશિ. ૧૭ પરિણાંમ. ૧૯ બોલીયા. વાંણિ. ૨૦. કાઇ બિઠુ. સુજાંણ. ૨૨ પ્રયાંણુનિ. પરધાંન. ૨૩ પડષી. ૨૪ નહી. ચમ.

આંસૂ નયણુંથી પડિ; અણુબોલ્યું જાણી મૂક;
શું બોલવૂં શીખ્યુ નથી? જાણીઇ છિ કાંઇ ચૂક! ૮૦

ઉત્તર કાંઈ આપિ નહિ; અતિ નીર નયનિ રોય;
ચિત્ર સરખુ થઈ રહ્યુ નિ લતામંડપ જોય. ૮૧

વલી વલી અહો હઠ કર્યું ચાલવા કેરિ કાજિ.
દષ્ટિ મંડપ ઉપરિ ઇમ બોલિઉ, માહારાજ! ૮૨

હૂં તુ અહીંથી નહિ આવૂં, તહો જાઉ લેઈ સાથ.
ખીજશિ તહ્ય ઉપરિ તે રાજકૂંઅર નાથ. ૮૩

માહારૂં મન તુ અહીંથી અલગૂં નથી થાતૂં આજ.
તહો તાં જાઉ સહી. રે, કોપશિ માહારાજ. ૮૪

એહવૂં નિષ્ઠુર સાંભલી અહિ વિમાસૂં, ભૂપાલ!
વૈરાગ્ય એહનિ ઊપનુ કાંઈ કારણથી તતકાલિ. ૮૫

કઠિણુ થઈ અહો બોલિયા. તહો રહૂ કિમ આણી ઠામિ?
એમ કરવૂં નવિ ઘટિ. વિણસશિ રાનં કામ. ૮૬

તારાપીડિ સૂંપિઉ તુઝ શિરિ સઘલુ ભાર.
મૂઢ થાવૂં નવિ ઘટિ. શુકનાસથી અવતાર. ૮૭

વિલાસવતીઇ લડાવ્યુ. વિદ્યા ભણ્યુ નેસાલ.
ચંદ્રાપીડ તે પ્રેમ આણિ. એકઠા રહ્યા તે બાલ. ૮૮

જ્યેષ્ઠ ભ્રાતા સ્નેહ સહિત વત્સલ નિ ગુણવંત
ભાર સવિ તુઝ સૂંપિઉ કારજ અતિ બલવંત. ૮૯

તૂહ્નનિ એમ ઘટિ નહિ જે કરિ તેહનુ ત્યાગ.
આણિ સ્થાનકિ એકલા તાહ્નિ રહ્યાનુ શુ લાગ? ૯૦

કદાચિ અહ્યારી રહી તમ ઉપરિ તાં પ્રીતિ;
તથાપિ યુક્તાયુક્ત જો જો શાસ્ત્રની જે નીતિ. ૯૧

---

૧ આસૂ નયણેથી. જાંણે. ૨ શીખ્યુ. જાંણીઇ. કાંઈ. ૩ ઉતર નહી. ૪ શરણુ થઇ. ૫ વલી (૨). ૬ ઊપરિ એમ બોલીઉ. ૭ નહી. ૮ ખીજશિ. ઊપરિ. કૂઅર. ૯ અલગૂ. ૧૦ સહી. ૧૧ અહો વિમાશ. ૧૩ તવ કઠિણ. બોલીયા. આંણિ. ૧૫ સુપીઉ. શારિ ૧૬ શુકનાશિથી. ૧૮ આંણિ એથટા. ૧૯ ચેષ્ટ. વછલ. ૨૦ સુપીઉ. ૨૧ તૂંહ્નનિ. નહી. તેહ્નુ. ૨૨ આંણિ સ્થાંનકિ. ૨૩ ઊપરિ. ૨૪ યુક્તાયુક્તિ જોયો શાસ્ત્રની ઘે.

તૂહ્નિ ઉદ્દસ વંન માંહાં મેહેલી નિ જઈંછ ક્યંમ ?
ઉત્તર રાયનિ શુ અ દીજિ, ચંદ્રપીડનિ ત્યંમ ? ૯૨

પ્રીજિ રાજા અહ્મ ઉપરિ; મેહેલી નવિ જવાય.
વચન કહિણુ અહ્મો કહ્યું એહવું જિહ્વારિ, રાય ! ૯૩

વિલખૂં હસી નિ બોલિઉ. સાંભલુ, સઘલા ચોધ !
હું એટલું ઇ જાણુતુ નથી જે તહ્મો કહુ પ્રતિબોધ ? ૯૪

ચંદ્રાપીડ દીઠા વિનાં મિ નિમિષિ નવિ રહિવાય.
પણુ મંન મુઝ વલતૂં નથી. તુ શુ કરૂ ઉપાય ? ૯૫

દૃષ્ટિ અલગી નથી થાતી; ગમન ન કરિ પાગ.
જાણી કુણિ પીલિયા; નથી દીસતુ કાંઈ લાગ. ૯૬

બલિ લેઈ જાવા હીંડુ છું, સાંભલુ, કહૂં વાણિ.
અહીં થકુ જુ નીસરૂં, તુ જાઇ માહારા પ્રાણ. ' ૯૭

આણિ સ્થાનિ રહ્યા ચિકાં તે આવી હૃદય મુઝારિ;
પ્રાણ માહારા રહ્યા છિ તે તેહનિ આધારિ. ૯૮

હઠ હવિ તહ્મો મ કરશુ, જાઉ ચંદ્રાપીડનિ પાસિ.
બોલ છેહલુ કહૂં છૂં. મેહેલુ નિ માહારી આશ. ૯૯

વલી વલી અહિ પૂછિજિ. શ્યું નહિ આવુ નિરધાર ?
વચન ત્યાહારિ બોલિઉ રે નીર નયણિ ધાર. ૧૦૦

ચંદ્રાપીડના સમ કરૂં છૂં, સત્ય માનુ, ભ્રાત !
મૂંહ્નિ કાંઈ નથી સૂઝતૂં જે શી અ થાશિ વાંત. ૧૦૧

પરતક્ષ તાં તહ્મો દેખુ છુ, તુ શ્યું કહૂં ! હે વીર !
એમ કહી અણુબોલ્યુ રહ્યુ નયણિ તે ઢાલિ નીર. ૧૦૨

એક મુહૂર્ત અણુબોલ્યુ રહી ઊઠિઉ તેણી વાર.
વૃક્ષ હેઠલિ, લતામંડપિ ભમિ હારિ હારિ. ૧૦૩

---

૧ તૂંહ્નિ. ૨ ઊતર. ચંદ્રાપીડિનિ. ૩ પીજિ. ઊપરિ. ૫ વિલખૂં હશી નિ બોલીઉ. ૬ જાંણુતુ. યે. ૭ નિમિષિ તાં ન રહેવાય. ૮ શૂં. ૧૦ જાંણિ પીલીયા. કાંઇ ૧૧ તહ્મોં બલિ. જાવા હીંડુ છું. વાંણિ ૧૨ અહીં. નીશરૂં. પ્રાંણ. ૧૩ આંણિ. રહ્યાં. હ્રદય. ૧૪ પ્રાંણ માહા ૧૫ પાશિ. ૧૬ કહૂં. મેહલુ. આસ. ૧૭ વલી (૨). પૂછીઉં. નહી. નીરધાર. ૧૮ બોલીઉ. નયણે ૧૯ કરૂં. માંનુ ૨૦ મૂંહ્નિ કાઇ. યે. થાસિ. ૨૧ દેખુ. કહૂં. ૨૨ નયણે. ૨૩ મહૂર્ત. ઊઠીઉ.

સરતટિ, દેહરા માંહિ કાંઈ નીપજ્યૂં જમ હોય,
સોધતુ હીંડિ સહી. કારણ ન જાણિ કોય. ૧૦૪

એમ ભમીનિ થાકુ થયુ નિશ્વાસ મેહેલી ત્યાંહ
એકાંતિ જઈ એકલુ બઇઠુ લતાગહન તે માંહિ. ૧૦૫

અહ્નો તિહાં પાસિ રહ્યા પ્રતિબોધ કરવા હેત.
યામ બિહુ વહી ગયા. શશિ રવિ સંકેત ૧૦૬

શરીર સ્થિતિનિ કારણિ અંહ્નો પ્રારથ્થુ કુમાર.
રાયજી, વલતુ બોલિયુ, સાંભલુ નિ . વિસ્તાર. ૧૦૭

ચંદ્રાપીડનિ આપણા પ્રાણથી માહારા પ્રાણ
વહાલા છિ, તહ્નો જાણજ્યુ, તેણિ કહૂં નિર્વાણિ, ૧૦૮

તે પ્રાણ દેહનિ ત્યજી જાઇ તુ દુઃખી થાઇ મિત્ર.
તે માટિ મિ રાખવા એ પ્રાણ અતિ પવિત્ર. ૧૦૯

એહવૂં કહી નિ ઊઠીયુ. કર્યૂં સ્નાન સવિ આચાર.
કંદ મૂલ નિ ફલ વનનાં કર્યાં કિંચિત આહાર. ૧૧૦

તે કર્યા પછી અહ્નો કીધી શરીરની નિજ સ્થિત્ય.
તેહ્નિ પાસિ તિહાં રહ્યા પ્રતિબોધ કરતા નિત્ય. ૧૧૧

ત્રણ્ય નિશા અહ્નો તિહાં રહી નિં કર્યા ઉપાય અનેકિ
તેહની આવવાની આશ મૂકી. જેયૂં મંનિ વિવેકિ. ૧૧૨

પરિવાર તેહ્નિ પાસિ મેહેલી લેઈ નિ સ્કંધાવાર
અહ્નો અહીંકણિ આવિયા. સવિ કહ્યુ સમાચાર. ૧૧૩

તમ ભણી કો નવિ મોકલ્યુ; જાણ્યૂં પામશુ મનિ કલેશ,
મારગિ દુઃખિ આવશુ સ્નેહિ કરી નિ નરેશ ! ૧૧૪

---

૧ યમ ૨ હીડી. જાંણિ. ૪ જઇ બિહુ. ૫ પ્રબોધ ૬ યામિ. ૮ બોલીયુ. ને ૯ પ્રાંણથી માહા. ૧૦ જાંણુયો. નિર્વાંણિ. ૧૧ પ્રાંણ. દુખી ૧૨ રાખવા. ૧૩ ઊઠીયુ. સ્નાન ૧૪ કિંચિત. ૧૫ શરીરની ધે સ્થિત્ય. ૧૮ તેહનિ. આસ. જેયુ. વિવેક. ૧૯ મેહ્લી તે સ્કંધાવારિ. ૨૦ અહીકણિ આવીયા. ૨૧ જાંણ્યૂં. ૨૨ દુંખિ. સ્નેહે નરેશિ.

## કડવૂં ૫

રાગ ગુડી. યતિ તાલ

ચંદ્રાપીડિ વાત સાંભલી. પામ્યુ અતિ ઉદ્વેગ જી.
કર્તવ્ય તાં કાંઈ નવિ સૂઝિ. ભાગુ મનનુ વેગ જી. ૧

એહવા ચતુરનિ એ શિ ઊપનુ વૈરાગ્યિ વનવાસ જી ?
કારણુ કાંઈ ઇ કહ્યૂં ન જાઇ ! મેહેલિ રા નિશ્વાસ જી ? ૨

મિ તાં કાંઈ નથી તે દૂહવ્યુ; નહિ કાંઈ તારાપીડિ જી;
રાજલોક કુણિ નવિ દૂહવ્યુ. શિઇ મનિ પામ્યુ પીડ જી ? ૩

જેહવી આગ્યા માહારી ચાલિ, તેહવી તેહની રાજિ જી.
પ્રજા સવે બીહિ તે ભોઇ; રાખિ અતિ ઘણી લાજ જી. ૪

ઋદ્ધિ સઘલી સૂંપી તેહનિ, રાજ્ય તણુ તાં ભાર જી
તુ શા માટિ એણિ વીરિ મેહેલ્યુ તાં સંસાર જી ? ૫

શુકનાસિ કાંઈ કઠિણુ કહયૂં, કિ માતાઇ દીધી આલિ જી,
કિ પિતાઈ પ્રાહાર જ કીધુ ? રીસાવ્યુ તતકાલિ જી. ૬

એહવું એહ નથી પણુ મૂરખ, જેહિ ચડિ તાં રીસ જી.
માતા પિતાનુ ભક્ત સદાઇ; વચન ચડાવિ શીશ જી. ૭

ગુરુજનની સદા કરિ સેવા; કહીઇ વિમુખ ન થાય જી.
તુચ્છ સ્વભાવ નથી તાં એહનુ જે કાંઈ કહિ દૂહવાય જી. ૮

માતા પિતાનુ ખેદ જે આણી રીસાવી જાઇ વંનિ જી.
કાલ નથી વૈરાગ્ય તણુ પણિ આવંતિ યૌવંનિ જી. ૯

દેવ પિતૃ મનુષ્ય તણૂં રણુ નથી ઊતર્યું એહ જી;
તેહના બંધ થકી નથી છૂટુ. કિમ મૂકયુ એણિ નેહ જી ? ૧૦

પુત્ર પૌત્ર સંતતિ તાં કુલની નથી કરી સ્થિર સ્થાન જી.
મોટા ક્રતુ કરી નિ દ્વિજનિ નથી આપિયાં દાન જી. ૧૧

---

૧ 'કડવૂં ૫' નથી. ૨ તાલ જિતમાંન. ૩ પાંમ્યુ. રે. ૪ રે. ૫ એ શૂં ઊપનૂં વૈરાગિ. રે. ૬ રે. ૭ નિઇ. તારાપીડ રે. ૮ મંનિ પાંમ્યુ. રે. ૯ યેહવી આગન્યા. રે. ૧૦ બીહે. રાખિ. રે. ૧૧ સુંપી. રાજ. રે. ૧૨ રે. ૧૩ હે. રે ૧૪ હે. રે. ૧૫ મૂરખ. ચડે રે. ૧૬ માત. શીસ રે. ૧૭ જનની. કહીઇ. વિમુખ. રે. ૧૮ તુછ. યે કાંઇ. ૧૯ માત. ખેદ. આંણી. વંન્ય રે. ૨૦ પણ્ય. યૌવંન્ય રે. ૨૧ તણૂં. ઊતર્યું. રે. ૨૨ છૂટો. મ્યૂક્યુ. રે. ૨૩ પૂત્ર. સ્થાંન રે. ૨૪ માહા ક્રતુ. આપીયાં દાંન.

વાપી કૂપ પ્રાસાદ સરોવર નથી કીધાં આરામ જી.
કીર્તિ મહી માંહી નથી થાપી કલ્પ, રહિ જે ઠામ જી. ૧૨

માતા પિતાનિ સુખ નથી દીધાં. નવિ પોખ્યુ પરિવાર જી.
એક વૈભુવી મિત્ર નથી કીધા સેવક કો વિહિવાર જી. ૧૩

અભ્યાગત જાચકની તૃષ્ણા નથી શમાવી પૂર્ણ જી,
વિદ્યાવંત તણાં જે દારિદ્ર, નથી કર્યાં કાંઈ ચૂર્ણ જી. ૧૪

મનુષ્યદેહ તણાં સુખસાધન ધર્મ અર્થ નિ કામ જી,
તે એકિ નથી સેવ્યાં સૂધાં. શું કીધું એણિ કામ જી? ૧૫

એણિ તાં એ શું કીધૂં ? એમ વલી વલી કરિ વિચાર જી.
શૂન્યહદય તરુ હેઠલિ ઊભઉ. હઇઅડું નાવિ ઠારિ જી. ૧

રાજલોક તાં સહૂ ઇ વાલ્યુ. પટમંડપ જે મૂઢ જી, ૮
ભૂમિ શુદ્ધ કરી જલ છાંટી પાત્ર ધર્યાં છિ ગૂઢ જી. ૧

ઇંદ્રાયુધ એક પાસિ બાંધ્યું હસ્તી. અંગણુ જેહ જી,
અતિ ઘન શોભા કહી ન જાઇ; મહા મનોહર તેહ જી. ૧૮

ગંભીરતા બહુ સત્ત્વ વાસથી ઉદધિનિ સમાન જી;
હસ્તીની ઘટાઇ જાણી ગંધમાદન ગિરિ સ્થાન જી; ૧૯

અનેકિ અંગનાઇ કરી જાણીઇં લક્ષ્મીમય છિ ઠામ જી;
મહાપુરુષિ કરી ઞ રત્નમય; હંસમિ ધ્વજિ અભિરામ જી. ૨૦

અનેકિ નારી શિર નામંતાં પઇઠુ વાસભવંન જી.
ઊભાંયાં નવ શય્યા ઉપરિ મેહેલ્યૂં ત્યાહારિ તંન જી. ૨૧

તાલવૃંત લેઈ પવન કરિ છિ. યદ્યપિ શ્રાંત અપારિ જી,
તુહિ ચિંતાઇ નિદ્રા નાવિ. સુખ નહિ લગાર જી. ૨૨

---

૧ આરાંગ. ૨ કીરતિ માહિ. રહિ રિથર ઠાંમ. ૩ માત સુખ. પોષ્યુ પરવાર રૈ. ૪ એકભવી. રૈ. ૫ યાચકની. રૈ. ૬ ચે દારિદ્ર. કાઈ રે ૭ સુખ. ઠાંમ રે. ૮ ઠાંમ રે. ૯ વલી (૨). ૧૦ હ્રદય. હઈઅડૂં. ૧૧ સહુ. ૧૩ હસ્તીણી ઘેઙ. ૧૪ માહા. ૧૫ બહૂ. ઉદધીનિ સમાન. ૧૬ જાંણી. સ્થાંન. ૧૭ જાંણીઇ ૧૮ પુરૂષે રત્નગિ હંસમય ધ્વજ અભિરાંમ ૧૯ પિઠુ. ૨૦ જવ. ઉપરિ મેહિલ્યૂં રે ૨૨ સુખ નહીં.

ચિત્ત સંધાતિ ચિંતા માંડી  કિમ કરૂં હૂં આપ જી?
અચ્છોદ જાવા તણી આગન્યા નવિ દીધી માબાપ જી. ૨૩

તેહની શીખ વિના કિમ જાઉં, મનોરમા શુકનાસ જી,
આશ્વાસના દીધા વિણુ તેહનિ, દુ ખ થતા નિરાશ જી? ૨૪

પાછુ વલી જુ મદિર જાઉં, ઘુ તા ન રહિ નેહ જી
બિહૂ પક્ષ માહિ શુ કીજિ? ચિતાનુ નહિ છેહ જી ૨૫

માતા પિતાનિ ચરણિ જાઉં, જઇ નિ ટાળૂ શોક જી,
પછિ વૈશપાયનનિ મિષિ નીસરૂં તેહ ન માનિ શોખ જી ૨૬

અચ્છોદ સરથી છિ ઢૂકડુ કાદબરીનુ વાસ જી
વૈશપાયન સહિત તા જાઉં, તેહની પુહુચિ આશ જી ૨૭

જાતા તા શુકનાસ નહિ વારિ, નહિ વારિ તારાપીડ જી,
માહારી અમા તા નહિ વારિ, ટલશિ તનની પીડ જી ૨૮

એણી પિરિ વિમાસણ કરતાં વૈશપાયનનૂ દુ ખ જી
ઊપધની પરિ અતિશિ લાગૂ અતરગતિ થૂ સુખ જી ૨૯

મહૂરતમાત્ર તે શયન જ કીધૂ, વિશ્રામ્યા સવિ અંગ જી
યામ બિ દિવસ ચડિ તા ઊઠ્યુ શખ સાભલી રગ જી ૩૦

જા હા કાદબરી તિહાં વૈશપાયન જાવાનુ તિહા જોગ જી
એણિ હરખિ દુ ખ વીસરિઉ ઊઠ્યુ કરવા ભોગ જી ૩૧

આહાર કરી નિ બાહરિ આવ્યુ વૃક્ષ છાયા શુભ ઠારિ જી
રવિના કિરણુ કહિણુ અતિ લાગિ, જોયૂ ન જાઇ લગાર જી ૩૨

વૃક્ષની છાયા ચડ માહિ પઇઠી, પખી પઇઠા નીડ જી,
મહિષદ્દ પલ્વલ માહિ પઇસિ, પક માહિ કરિ ક્રીડિ જી ૩૩

૨ અછોદ આજ્ઞા ૩ જાઉ. શુકનાશિ ૪ થયા નિરાસ ૫ જાઉ. ૬ બેહૂ નહી ૭ માત ચરણે જાઉ ટાલ્યૂ ૮ મિશિ નીશરૂ માનિ શોક ૯ અછોદ ઢૂકડો ૧૦ તે જાઉ આસ ૧૧ શુકનાશિ નહી નહી ચદ્રાપીડ ૧૨ નહી ટલસિ પીડિ ૧૩ વીમાસણ દૂખ ૧૪ અતિ સૂખ ૧૫ એમ મહૂરતમાત્ર વિશ્રામ્યાં ૧૬ યામ બિઇ રાવ ૧૭ યાહા જાવા ઉપનુ યોગ ૧૮ એણે હરખિ દૂખ વીસરીઉ ૧૯ વૃક્ષ ૨૦ જોયૂ ૨૧ પિઠી પક્ષી પિઠા ૨૨ પાણી પિસિ પથ માહિ છિ

ભૂમિ સ્પર્શ કરી ન સકાઇ. સરિ પઇસિ ગજવૃંદ જી.
રક્ત કમલ સરખાં મુખ સ્ત્રીનાં રાજિત સ્વેદના બિંદ જી. ૩૪
શ્યામા ખડોખલી માંહાં પઇસિ; કમલપત્ર લિઇ પાણિ જી;
બિસતંતુ માલા કરિ કંઠિ; શીતલતા તનુ માણિ જી, ૩૫
કો ઉશીર કો ચંદન ચરચિ, ટાલિ તાપનુ દાહ જી.
એહવિ સમિ રા આવી ઊભુ જલસ્થાનકનિ માંહિ જી ૩૬
મંડપ ઉત્તમ પુષ્પનુ શીતલ, સુંદર તાં આસંન જી
ચંદ્રકાંત મણિનૂં અતિ શીતલ; બઇઠુ તાં રાજંન જી. ૩૭
તે દિવસ તાં દુહિલિ નીગમ્યુ; મિત્ર તણુ વિયોગ જી,
અંતરગત કાદંબરી તે કામનુ અતિશિ રોગ જી. ૩૮
એમ કરંતાં થઈ યામિની. લોહિત તાં આકાશ જી.
રાજકૂંઅર આવી બહુ બઇઠા રાય તણિ તાં પાસિ જી. ૩૯
વૈશંપાયનની વાત કરંતાં ભાખિ તાં મન ઠામિ જી.
આપણનિ તાં નિશિ ચાલવૂં રજની થિ બિ યામ જી. ૪૦

કડવૂં ૬

ચૂપઈ એકતાલી.

સૂતાં નિદ્રા આવી નહિ, ઊજેણી જાવા મન સહી.
વજડાવ્યાં તાં નહિ નીસાણ કટક માંહિ નવિ કીધૂં જાણ. ૧
તુરંગમ કરિણી અસવાર કેટલા સાથિ રાજકુમાર
એકલુ ઊઠી નિ નીસર્યું; મેહેલી સૈન્યનિ તે પરવર્યું. ૨
ત્રણ્ય પુહુર વીતી યામિની. હદિઇ રહી વસી કામિની.
મારગ માંહિ વીતી રાતિ; રવિ ઊગ્યુ તવ; થયૂં પ્રભાત. ૩

---

૧ સકાયિ. પિસિ. ૨ રારયાં મુખ. ૩ શાંમા પરોખલી માંહાં પિસિ. લિ પાણિ. ૪ બિશ. જાંણિ. ૫ તાપની દાહિ. ૬ જલસ્થાનકથી બાહ્ય (તાંહ). ૭ સુંદર. 'જી' નથી. ૮ ચંદ્રકાંતિ મણિ તાં. બિઠુ. ૯ તે દુહવિ નીંગમ્યુ. ૧૦ કાંમનુ અતિ. ૧૧ કરતાં. ૧૨ કુઅર. બહુ બિઠા. પાશિ. ૧૩ હરખિ. ઠાંમિ. ૧૪ ત્યાંમ. ૧૫ 'કડવૂં ૬' નથી ૧૬ એકતાલી ચુપે. ૧૭ નહીં. જોવા. ૧૮ વજડાવ્યાં નહીં નીસાંણ. માહિ. જાંણ. ૧૯ હયાયુધ કરિણી. ૨૦ નીસર્યું. ૨૧ યાંમિની. હ્રદિ. વસી કાંમિની. ૨૨ ઊગ્યુ થયૂં તવ પ્રાત.

શય્યા સુંદર કુણ કલપશિ ? નિદ્રા કરશુ કિંમ ? કૂંઅર !
ભૂખ્યાં સૂખડી કુણ આપશિ અરણ્ય એકલાં ઈમ ? કૂંઅર ! ૧૫

તરસ્યા થાશુ, વાહાલા માહ્રા, કુણ તે પાશિ નીર ? કૂંઅર !
શીતલ સ્વાદુ સુગંધ મધુર અતિ નિર્મલ ભાવિ જે, વીર કૂંઅર ! ૧૬

ઊછંગ મેહેલી નિ, સુત, માહારુ કિહાં સુખિ સૂવા ગંનો ? કૂંઅર !
સમાન સુખદુઃખ જેહ ભોગવિ સંગિ વધૂ નહિ વંનિ, કૂંઅર ! ૧૭

માહારિ મંનિ મનોરથ હુતુ વધૂ લાગશિ પાગિ. કૂંઅર !
તાં દર્શન દુર્લભ થયૂં તાહારૂં ! હઇડિ મેહેલી આગિ ! કૂંઅર ! ૧૮

જિહાં રિહિવાનૂં મન છિ તાહારૂં, મૂકિ તેડુ ત્યાંહ; કૂંઅર !
વૃદ્ધ તાતનિ તેડુ, વાહાલા, દુખિઉ થાય છિ આંહ. કૂંઅર ! ૧૯

બાલક થી એક વાર ન દૂહવી; આજ કાં દીધુ છેહ ? કૂંઅર !
તં વિના ઇં ઘડી ન જીવૂ; કાં ઊતારુ નેહ ? કૂંઅર ! ૨૦

તેજ પ્રકાશિત થયું જેટલિ આવ્યા અવંતિઇ તેટલિ.
નગર સમીપિ નમિ બહુ જંન; કો ઊઠિ મહેલી આસંન. ૪

જિહાંતિહાં લોક વારતા કરિ વૈશંપાયનની વિસ્તરિ.
કો પૂછિ, શુ થઉ વૃત્તાંત? કિમ વૈરાગ્ય પામિઉ સંત? ૫

માતપિતાના સરખી પ્રીત; કથા કરિ બંધુની રીતિ;
ઢાલિ નયન થકી સવિ નીર. વન માંહિ વસિઉ કયમ વીર? ૬

ચંદ્રાપીડ થઈ સાવધાન વાત સાંભલિ માંડી કાન;
ચિત્ત ચીતવિઃ દુખિયા લોક. વૈશંપાયનતુ અતિ શોક. ૭

પ્રજાનિ થાઇ છિ જુ ઇમ, માતા પિતા રહિવાશિ કિમ?
લાડ કરાવ્યાં લેઈ ઊછંગિ; મોટુ કીધુ મનિ અતિ રંગ; ૮

કિમ જીવશિ તે પરધાન? મનોરમા મન કિમ રહિ સ્થાન?
એણી પિરિ ચીતવતુ નરેશ; ઉજ્જયિની કીધુ પરવેશ. ૯

રાજદ્વારિ વેગિ પરવર્યું. અશ્વ થકી બાહરિ ઊતર્યું.
ઊતરતાં તાં સાંભલી વાત, પ્રધાન ઘિરિ ગ્યાં માત નિ તાત; ૧૦

તારાપીડ નિ વિલાસવતી શોકમગ્ન તે તિહાં ગ્યાં સતી.
એહવૂં સાંભલી તિહાં સાંચરિ, મંત્રીનિ મંદિરિ પરવરિ. ૧૧

મંદિર માંહિ પ્રવેશ તે કરિ; સાંભલવા શ્રવણ તે ધરિ.
મનોરમા કરતી વિલાપ તિહાં સાંભલિ જાતાં આપ. ૧૨

રાગ ગુડી, યતિ તાલ.

વૈશંપાયન! કાં હૂં વાહી? તૂં અતિ કોમલ અંગ, કૂંઅર!
વનિ જાવાની વેલા નુહિ, ખેલુ માહારિ ઊછંગિ. કૂંઅર! ૧૩

આતા! એકલા કિહી પરિ રિહિશુ, ફણુગર નાગ જાંહાં કોડિ? કૂંઅર!
શૂન્ય અરણ્ય માંહિ કોએ ન દીસિ માતુર બીજુ જોડિ. કૂંઅર! ૧૪

---

૧ પ્રકાશિ થયૂ પેટલિ. અવંતી. ૨ બહૂ. ૪ શૂં. પાંમીઉ. ૫ શરખી. બંધૂની. ૬ ઢાલિ. વશુ. ૭ ચંદ્રાપીડિ. કાંનિ. ૮ ચિંત. દુખીયા. ૯ થાઇ છિ. એમ. માત. ૧૦ ઉછંગિ. ૧૧ પરધાંન. સ્થાંન. ૧૨ ચીંતવતુ. ઉજ્જયની. ૧૩ બાહ્રિ ઊતર્યું. ૧૪ ઊતરતાં સાંભલી. પ્રધાંન. ૧૫ તારાપીડિ. ૧૯ જિત માંન. ૨૦ કૂઅર. ૨૧ વંનિ. નોહિ ખેલુ. ઉછંગિ કૂઅર. ૨૨ કેહી. રિહિસુ ફણુગરના ચાંહાં. ૨૩ માંનુષ. જોડ.

શય્યા સુંદર કુણ કલપશિ ? નિદ્રા કરશુ કિંમ ? કૂંઅર !
ભૂખ્યાં સુખડી કુણ આપશિ અરણ્ય એકલાં ઇમ ? કૂંઅર ! ૧૫

તરસ્યા થાશુ, વાહાલા માહ્રા, કુણ તે પાશિ નીર ? કૂંઅર !
શીતલ સ્વાદુ સુગંધ મધુર અતિ નિર્મલ ભાવિ જે,વીર કૂંઅર ! ૧૬

ઊછંગ મેહેલી નિ,સુત, માહારુ કિહાં સુખિ સૂવા મંન? કૂંઅર !
સમાન સુખદુઃખ જેહ ભોગવિ સંગિ વધૂ નહિ વંનિ, કૂંઅર ! ૧૭

માહારિ મંનિ મનોરથ હૃતુ વધૂ લાગશિ પાગિ. કૂંઅર !
તાં દર્શન દુર્લભ થ્યૂં તાહારૂં ! હઇડિ મેહેલી આગિ ! કૂંઅર ! ૧૮

જિહાં રિહિવાનૂં મન છિ તાહારૂં, મૂક્તિ તેહ્રુ ત્યાંહ; કૂંઅર !
વૃદ્ધ તાતનિ તેહ્રુ, વાહાલા, દુખિઉ થાઇ છિ આંહ. કૂંઅર ! ૧૯

બાલક થી એક વાર ન દૂહવી; આજ કાં દીધુ છેહ ? કૂંઅર !
તૂં વિના હૂં ઘડી ન જીવૂં; કાં ઊતારુ નેહ ? કૂંઅર ! ૨૦

એ નિષ્ઠુર મતિ કિહાંથી આવી ? કહીઇ નુહતુ કોપ. કૂંઅર !
જન્મ પ્રભૃતિ તાં નવિ દીઠુ મુઝ થં પ્રેમનુ લોપ. કૂંઅર ! ૨૧

શા માટિ મેહેલી ગ્યુ મૂક્તિ ? પુત્ર, લાગૂં છૂં પાય. કૂંઅર !
ટલવલતી ત્યજીઇ નહિ મંદિરિ દીન દામણી માય. કૂંઅર ! ૨૨

ગહન વન એવડૂં થં વાહાલૂં ? ગમ્યુ નહિ પરિવાર ? કૂંઅર !
ચંદ્રાપીડ તૂક્તિ કિમ વીસરિઉ, જે થં પ્રેમ અપારિ ? કૂંઅર ! ૨૩

વારૂં કીધૂં, વાહાલા માહારા, દૂખિયાં કર્યાં માબાપ ! કૂંઅર !
થં સાધન કરશુ,માહારા વીરા, પિહિલૂં કરી નિ પાપ? કૂંઅર ! ૨૪

ઇમ અનેકિ પ્રકારિ માતા આક્રંદ કરિ વિલાપ કૂંઅર !
વિલાસવતી પ્રશંસી રાખિ, તુહિ અતિ ઘન તાપ કૂંઅર ! ૨૫

---

૧ શિય્યા. ક્યંમ. ૨ ભૂખ્યાં સૂખડી કોણ. ઇમ કૂઅર. ૩ તરસ્યા થાસુ. કૂણ. ૪ શીત. મધૂર. નીર્મલ ભાવિ વીર. ૫ ઉછંગ. સૂત. સુખિ. ૬ સમાંન સૂખદુઃખ ચેહ. નહીં. કૂ૦ ૭ હૂંતું પાગિજી. ૮ તે. તાહૂં. કૂ૦ ૯ જિહાં. મૂંહનિ તેહો. કૂ૦. ૧૦ દુખીઉ. કૂ૦. ૧૧ દીધો. કૂ૦. ૧૨ હૈ. કૂ૦. ૧૩ કૂ૦. ૧૪ કૂ૦. ૧૫ ગ્યૂ મૂહનિ. લાગૂ. કૂ૦. ૧૬ નહી. દામિણી. કૂ૦. ૧૭ ગિહિન. ગમ્યો નહી પરવારજી. ૧૮ તૂંહનિ. વીશરીઉ યે. અપારિ જી. ૧૯ વારૂ. માહ્રા દુઃખીયાં. માબાપજી. ૨૦ માહ્રા. પાપ જી. ૨૧, ૨૨ અસલમાં આ પંક્તિઓ ઉલટસૂલટ છે. ૨૧ એમ. કૂ૦. ૨૨ પ્રસંસી રાખિ. તાપં રે.

તે ચંદ્રાપીડિ શ્રવણિ સાંભલૂં; કરુણાઇ થ્યૂ દીન કૂંઅર!
તાલાવેલી તંન કરિ તે જલ વિના જિમ મીન કૂંઅર! ૨૬
વિહ્વલ ગતિ સઘલી ઇ દીસિ શરીરનિ નહિ સાન કૂંઅર!
ક્ષણ એક રહી વિમાસિ અંતરિ હઇડિ આણી ગ્યાન કૂંઅર! ૨૭

ચૂપઈ એકતાલી.

અધોમુખ નિ લજ્જા ઘણી, ચાલી આવ્યુ રાજા ભણી.
તારાપીડ અનિ પરધાન બઇઠા દુઃખ માંહાં જેણિ સ્થાન, ૨૮
આવી તાતનિ કર્યું પ્રણામ; પાસિ જઈ સુત બઇઠુ ઠામ.
ક્ષણ એક સાહામૂં જોઈ ભૂપાલ સુત પરતિ બોલ્યુ તતકાલિ. ૨૯
ગદગદ કંઠ નિ વાણી વદિ. ચંદ્રાપીડ! જાણૂં છૂં હદિ
તાહારિ મંત્રીસુત શૂં પ્રીતિ; વલ્લભતા અતિશિ તાં નિત્ય, ૩૦
પ્રાણ પાહિં તૂંહિ વાહાલુ ભ્રાત; તેહનિ તૂં હિ વાહાલુ, તાત'
વિદ્યા ભણ્યા એકિ ઠારિ. વિનય, વિવેક, શાસ્ત્ર, આચાર, ૩૧
ગુરુસેવા, શીલ નિ સત્ય, તેહ તણી તાં ઉત્તમ મતિ.
એહવુ પ્રધાન તણું જે તંન પતિ થઈ જે બઇઠુ વંનિ, ૩૨
માહારિ મનિ આવિ છિ જથા કાંઇ વાંક તાહારુ સર્વથા.
તિ કાંઈ દૂહવ્યુ તે વીર, વૈરાગિ વન માંહાં ગ્યુ ધીર. ૩૩
ભૂપતિનૂં વચન સાંભલી શુકનાસ શોકિ ગ્યુ ગલી.
બીહુ ગાલિ ધરી નિ પાણિ રાજા પરતિ બોલિ વાણિ. ૩૪

- રાય! સાંભલુ સત્ય વચંન. શીતલ થાઇ હુતાશંન,
ઈંદુ ઉષ્ણ, સાગર સૂકાઇ, અથવા સૂરજ ટાઢુ થાઇ, ૩૫
શેષ ધરી ન શકિ કે ધરા, મિથ્યા બોલિ સાધુ જે ખરા,
રાતિ રવિ ઊગ્યુ કહિ કોય, તુ ચંદ્રાપીડથી દૂષણ હોય. ૩૬

---

૧ શ્રવણે. દીન રે. ૨ હરિ રે. મીન રે. ૩. સાંન છ. ૪ આંણી જ્ઞાન રે. ૫ ચુપઈ. 'એકતાલી' બોલ નથી. ૭ બિઠા છિ. માહાં યેણિ સ્થાંન. ૮ કર્યૂં પ્રણાંમ. બિઠુ ઠાંમ. ૯ સાંહાંમૂં. ૧૦ ગદ (૨). વાંણી. કહિ. ૧૧ તાહિ. સુત સૂં. રીતિ. ૧૨ પ્રાંણ પાંઇ તૂંહનિ વાહલું. ૧૩ ભણીઆ. ૧૪ સેવા. સત્ય. ૧૫ પ્રધાંન. બિઠુ વંન્ય. ૧૬ માહિ મંન્ય, યથા. ૧૯ બિહુ. પાંણિ. વાંણિ. ૨૦ થાઇ. ૨૧ સૂકાય. થાય. ૨૨ સકિ. ધરા.

એહવૂં વચન શા મટિ ? રાજકૂંઅરનિ એ નવિ ઘટિ.
તે મૂરખ, અતિશિ મતિહીન, રાજનીતિ માંહાં નહિ પ્રવીણ, ૩૭

માતપિતાનુ જે ઘાતકી, મિત્રદ્રોહી, મહા પાતકી,
દુષ્ટ, કૃતઘ્ન કર્મચંડાલ. તેહનિ કીધિ, રાય દયાલ, ૩૮

જાણીઇ કૃતયુગનુ અવતાર ગુણવંતુ અનિ ચરિત ઉદાર,
ચંદ્રાપીડ તે પુણ્યવંત સહી, તેહનિ દૂષણ દેવૂં નહિ. ૩૯

કૂંઅરનિ દૂષણ કુહુ કથી, તેહ ઊફરૂં કંઇ કષ્ટ જ નથી.
ગુણવંત નિ નિર્ગુણ કો કહિ તેહ સાધુનિ હઇડિ દહિ. ૪૦

ગુરુસેવાપર જાણુઇ ધર્મ, પાલિ આજ્ઞા, ઉત્તમ કર્મ,
વિલાસવતીનિ રમ્યુ ઊછંગિ, તહિં પાલિઉ જાણુ સંગિ. ૪૧

ચંદ્રાપીડ કહુ શૂં કરઇ તે પાપી ઇચ્છાં સંચરઇ.
આફણિઇ એહવા ઊપજિ; પૂરવ કર્મ થકી નીપજિ. ૪૨

પુત્ર નહિ એ કૃમિ સમાન; મહા વ્યાધિ જાણિ સંતાન.
નાશ કરેવાનિ મહા વ્યાલ, ભુજંગ વૃત્તિ ડસવાનિ કાલ. ૪૩

ક્રૂર ગ્રહ એ પુત્ર અભિધાન, તામસ પ્રકૃતિ પશુ અજ્ઞાન.
મલિન ચિત્ત એ કુલઅંગાર; ખલ, નિર્ગુણ, નિઃસ્નેહ અપાર ૪૪

ક્ષપણક એ નીલજ આકાર, પલ્લવ સરખા રક્તવિકાર.
મૂઢ મૃષા દર્પનિ વહિ; અંતર જ્ઞાન કાંઈ નવિ લહિ. ૪૫

મિત્રદ્રોહી, દુરાચાર, ગુરુલોપી, દાંભિક વિહિવાર,
એહવુ એ તાં; આકુ આંક. ચંદ્રાપીડ તણુ શુ વાંક ? ૪૬

જાણ્યૂં નહિ દુહુવાશિ તાત, વિરહિ દૂખણી થાશિ માત,
અતિ ખીજશિ તારાપીડ, ચંદ્રાપીડનિ થાશિ પીડ. ૪૭

'મુઝ વિના તે જીવશિ કિમ ?' પાપીનિ મનિ નાવ્યૂં ઇમ.
જુ આજ્ઞા નવિ દીધી બાપ, પુણ્ય કરૂં સવિ થાઇ પાપ. ૪૮

૧ રાજકૂઅરનિ. ૨ હીણ. નહીં. ૩ યે. ૪ ચાંડાલ. તેહનિ. ૫ જાંણે. ગુણવંત નિ. ૬ નહી. ૭ કાંઈ. ૮ હઈડિ. ૯ ગુરુશેવા. જાંણે. ૧૦ ઇછંગિ. તહાં પાલીઉ જાંણુ સંગ. ૧૧ કરેઇ. ઇછાઇ સંચરિ. ૧૨ આફણીઈ. ૧૩ નહીં. કૃમિ સમાંન માહા. જાંણિ. ૧૪ કરેવનિ. ૧૫ ગ્રહે પુત્ર. પશ. ૧૬ નિસ્નેહ. ૧૭ ક્ષિપણ. કહિણુ સાવક. શરપા. ૧૮ અંતર્જ્ઞાન ૧૯ દંભક. ૨૦ શૂં. ૨૧ જાંણ્યૂં નહી દુહૂવાશિ. દુખણી. ૨૨ અનિ ખીજશિ. પીડિ. ૨૩ ઇમ.

શુકની પિરિ ભણાવિયુ, ભક્ષ્ય ભોજ્ય દેઈ ભાવિયૂં;
તેહ મન માંહિ નાણ્યુ પ્રેમ. વન માંહાં બીહુ જાણી એમ. ૪૯
એથી પંખી ચતુર સુજાણ; પાલિ તેહનિ સુંપિ પ્રાણ.
એ પાપીઇ સહૂ પરહર્યૂં; મોહુ થઈ નિ દુઃખિત કર્યૂં. ૫૦
તિર્યંગયોનિઇ પડશિ દુષ્ટ, જેણિ એવડૂં દીધૂં કષ્ટ.
પાપી ઉદરિ આવિયુ જેહ, વિરી દુઃખ દેવા સહી એહ. ૫૧

એટલૂં કહી જલ ભર્યાં લોચંન. ત્યાહિં ભૂપતિ વદિ વચંન.
તમનિ જે અહ્યો કહૂં ગ્નાન તે કૃત્રિમ દીસિ, પરધાન! ૫૨
વૈશ્વાનર આગલિ જમ દીપ, સૂરજનિ ખદ્યોત પ્રતીપ,
ઉદધિ માંહિ જમ જલવૃષ્ટિ, શશીનિ શીતલ ચંદન સૃષ્ટિ. ૫૩
તિમ તમ પરતિ કાંઈ ઉપદેશ. તથાપિ કહૂં ગ્નાનનુ લેશ.
ગ્નાનિ ચતુર ધીર મતિમંત વિવેકી વિચક્ષણ સંત, ૫૪
દુઃખિ તેહનાં મન ડુહુલાઇ; જમ ઘણી વૃષ્ટિ જલાશય થાઇ.
પોતિ કષ્ટ આવી નિ પડિ, ત્યાહિં મન તેહનૂં ઊજડિ. ૫૫
ઊપજિ નહિ વિવેક વિચાર કારજ કરવા ભેદપ્રકાર.
તે માટિ સાંભલિ સ્થિર મંન. અતિશિ દારુણ વય યૌવંન ૫૬
કુશલિ વિરલા જન ઉતરિ. યૌવન કોડિ વિકારનિ કરિ.
જવ શૈશવ તાં છાંડિ કાય, ગુરુ શૂં સ્નેહ સાથિથી જાઇ; ૫૭
અનિ ઊપજિ અલગી પ્રીતિઃ એહવી છિ યૌવનની રીતિ.
જમ વક્ષસ્થલ થાઇ ગુઢ, નવુ ભાવ થાઇ તિમ ગૂઢ. ૫૮
મદ વાધિ વાંછા નિ સંગિ; મોહહેતુ ઊપજિ બહુ રંગ.
જમ અવયવ ઊપજિ આકાર, તિમ વાધિ મન તણા વિકાર, ૫૯

---

૧ ભણાવીયુ બાવીયું. ૨ માંહા નાંહ્યુ બિહુ જાંણી પેમ ૩ પંક્ષી. સુજાંણ. સુપિ પ્રાણ ૪ પૈ ૫ તિર્યંક યોનિ. યેણિ. દીધૂ. ૬ આવીયુ, દુઃખ. ૭ એવડુ. ભૂપ. ૮ પે. ગ્નાંન કત્રિમ. પરધાન ૯ યમ સૂરયનિ ખદ્યોત ૧૦ ઉદધી. યમ. ચંદન શશિ શીતલની સૃષ્ટિ. ૧૧ જ્ઞાંનનુ ૧૩ દુખિ. ડુહુલાય યમ. થાય ૧૪ તેહનૂ ૧૫ ઉપજિ નહી કારય. ૧૬ અતિશે ૨૮ ગુરૂ. જાય. ૨૦ યમ. તવ ગૂઢ. ૨૧ બહૂ. ૨૨ યમ અવિવ.

કારણ પાખિ પ્રગટ જ થાઇ; વિદ્યા લજ્જા સવિ ઢંકાઇ.
ધવલ સરાગ થકાં લોચંન દીરઘ, નવિ દેખિ તાં અન્ય. ૬૦

હૃદય ન થોભિ ગુરુ ઉપદેશ સ્ત્રીરાગી હોઇં લવલેશ.
હિત કહ્યૂં તે નવિ સાંભલિ, ધીરપણું આકૂણિઇ ગલિ. ૬૧

ત્યજવાનાં વ્યસન જેટલાં, વાહાલાં અતિ લાગિ તેટલાં;
વહાલાં કો દીઠાં નવિ ગમિ, યૌવનમદિ મન કિહીંઇ ભમિ. ૬૨

દિવસ થયુ તે જાણિ રાતિ, સ્તુતિ સમી લાગિ તાં તાતિ.
ચિત્ત ડગ્યૂં લજ્જા તાં પડિ; વીસારિ વિદ્યા આવડી. ૬૩

પુષ્પધન્વા કરિ પ્રવેશ; જમ રાજાઇ લીધુ દેશ.
તેહ્નિ વારી કો નવિ સકિ. હિત લાગિ જે ગમતૂં બકિ. ૬૪

વાગાં મન્મથ કેરાં બાણુ સહસ્રછિદ્ર થયાં હૃદય પ્રમાણુ.
કાણિ હઇઇ ધીરજ ગલિ; ધીરજ ગયૂં, શીલ કિહાં મિલિ? ૬૫

વિનય રહિ કુહુનિ આધારિ? સ્નેહ તણાણુ જાઇ વારિ.
જાહ્નિ ટલિ મંનની શુદ્ધિ, કહુનિ આધારિ રહિ બુદ્ધિ? ૬૬

કિહાંથી આવિ ગુરુની લાજ? ઈંદ્રી પરવશ થી હરિ કાજ.
તે કુણિ વાર્યા નવિ જાય; વશ રાખેવા નથી ઉપાય. ૬૭

તે માટિ જાણુ સંકેત, યૌવન એ સઘલાંનુ હેત.
સકલ દુરાચાર કેરૂં મૂલ તારણ્ય વિ આવ્યૂં અનુકૂલ. ૬૮

મોટાઇ અતિ મોહના પાશ યૌવન ઊપાઇ પરકાશ.
યૌવન ધર્મ કરાવિ લોપ, તુ બાલક ઉપરિ શુ કોપ? ૬૯

કઠિણુ વચન કહ્યાં તિ જેહ, વજ્ર સમાં મુઝ લાગાં તેહ.
તિ બલતાં બોલ્યાં જે બોલ, મુઝનિ લાગા વિષ સમતોલ. ૭૦

પોતિ વૃક્ષ તાં જે વાવીઇ, તે ઉપરિ સ્નેહિ બાવીઇ.
અંગ થકી જે ઊપના તંન, તે થૂં કઠિણુ થાઇ કિમ મંન? ૭૧

૧ કાર-પાખિ. થાય. ઢંકાય ૨ દેખિતાં મંન. ૩ હૃદિ. હોએ. ૪ કહ્યૂ. આકુણીઇ. ૫ ઘેટલાં. ૬ મદ. ૭ જાંણિ. ૮ પડી. વીસારિ. ૯ ચમ. ૧૦ લાગે. ૧૧ બાંણુ. હ્રદિ પ્રમાંણુ. ૧૨ કાંણિ હૈઇએ ધીરચ. ધીર્યં. મલિ. ૧૪ ટલી. સિદ્ધિ. ૧૬ રાખવા. ૧૭ જાંણુ. સઘલાંનૂં. ૧૮ દુરાચારનૂં મૂલ. અનૂકૂલ. ૧૯ નિ મોહોના. પ્રકાશ. ૨૦ ઊપરિ શો. ૨૧ પેહ. ૨૨ પે. ૨૩ પે. ઊપરિ, ૨૪ પે. કઠીણુ. ક્યમ.

વૈશંપાયન ઉપરિ વીર કઠિણુ હૃદય કિમ કીજિ ધીર?
સર્વ ત્યજી ગ્યુ છિ વનવાસિ; ન જાણીઇ તપ શીઇ આસ? ૭૨
પ્રીછયા પાખિ સમાચાર દૂષણુ તે કિમ કીજિ લગાર?
કરતુ નથી તે નિંદિત કર્મ, માંડી બીઠુ છિ શુભ ધર્મ. ૭૩
સમાચાર સુધુ લીજીઇ. મિથ્યા દૂષણુ કિમ દીજીઇ?
કદાચિત તે ગુણી જ હશિ. આગલિ સવિં જાણ્યૂં જશિ. ૭૪
જિમતિમ આણી આણુ ઠારિ પ્રીછી લેશ્યૂં સવિ વિવિહાર.

રાયનાં વચન સાંભલી સાન વલતુ તિહાં બોલ્યુ પરધાન. ૭૫
રાજી! કુહુ છુ પ્રેમિ કરી ઉદારતા મતિ શૂં અણુસરી.
પણુ વનિ એણિ વાસ જે ગ્રહ્યુ, ચંદ્રાપીડનિ મેહેલી રહ્યુ, ૭૬
મિત્ર સ્નેહ તાં જે પરહરિ, એ ઊકરૂં કૂડૂં શૂં કરિ?

એહવૂં સાંભલી તેણિ ઠારિ, જિમ ચાખકિ માર્યું તુખાર, ૭૭
તિમ સાંભલી દોષ આરોપ ચંદ્રાપીડ વદિ કાંઈ કોપ.
સાંભલુ, જી શુકનાસ, વચંન. માહારુ દોષ વસુ રા મંન. ૭૮
વૈશંપાયન નાવ્યુ જેહ, કાંઈ છ માહારિ દોષિ તેહ.
યદ્યપિ નહીં કુઇ મુઝ વાંક, તુહિ થ્યુ તે આકુ આંક. ૭૯
પિતાઇ કહ્યૂં તે ફોક કિમ કરી માનિ બીજા લોક?
તે માટિ પ્રાયશ્ચિત્ત કરૂં, તેહ્નિ લેવાનિ સાંચરૂં. ૮૦
આજ્ઞા જુ મુઝ આપિ તાત, તુ સવિ સૂધી લાવૂં વાત.
તે કારણુ તહ્મુ કરી વિચાર મૂક્ષિ આજ્ઞા દ્યુ આ વાર. ૮૧
વૈશંપાયન આનિ નહીં, માહારુ દોષં ટલિ તે કિહી?
બીજાનિ તેડિ તે વીર જુ આવંતુ કુઇ ધીર, ૮૨

---

૧ ઊપરિ. રીદિ. ૨ વાશિ. જાંણીઇ. ૩ પાખિ દૂપ કિમ. ૪ બિઠુ. ૬ જાંણ્યું. ૭ યિમતિમ આંણી આંણે. ૮ રાયવચન. સાંન. પરધાંન. ૧૦ એણિ વંનિ. ૫. ચંદ્રાપીડિનિ. ૧૧ પે. એટલા ઊકરૂં. ૧૨ યિમ. તુખાર. ૧૪ શુકનાશ. વશુ. ૧૫ યેહ કાંઈએ. ૧૬ નહી. ૧૭ કિમ માને તે બીજા. ૨૦ તહ્મો. મૂંક્ષિ. ૨૧ નહી. ૨૨ આવતુ.

તુ તાં કોડિ મેકલીઇ રાય; તેડાવિઇ તાત તવ કાય.
મુઝ વિના નહિ આવિ તેહ; સત્ય કરી, નિ માનુ એહ. ૮૩

તે માટિ આજ્ઞા મુઝ કરુ; વચન કહૂં તે મન માંહાં ધરુ.
માહરુ દીઠુ છિ તે દેશ. જાતાં નહિ થાઇ કાંઈ કલેશ. ૮૪

હૂં ગયુ જવ સ્કંધાવારિ, સાંભલિયુ મિ સમાચાર.
તેહ સાંભલી વાધ્યુ દેહિ એ થૂં બાલપણાનુ નેહ. ૮૫

એ વિણુ ભાવિ નહીં ભોજંન, ક્રીડા, બિસવૂં, સૂવૂં તંન.
તે માટિ મુઝ થયુ ઊચાટ. વેગિ ચાલી આવ્યુ વાટ. ૮૬

જાણ્યૂં વિણુ આજ્ઞા જાયોસ, તુ તાં અપરાધી થાયોસ.
તેડી આવૂં; જાણુ વેદ. મારગિ મુઝ નહિ થાઇ ખેદ. ૮૭

ભ્રમર નેત્ર જાણી પદ્મ વદંન, એણી પિરિ બોલ્યુ રાનુ તંન.
તેહ સાંભલી નિ પરધાન રા પરતિ બોલ્યુ તેણિ સ્થાન. ૮૮

શી આજ્ઞા દ્યુ છુ મહારાજ? કવિ કિશૂં કરવૂં તાં કાજ?
તેહ સાંભલી નિ ભૂપતિ કાંઈએક મનિ વિમાસિ મતિ. ૮૯

રાજા બોલિ. મંત્રી! સુણુ જે હૂં મર્મ કહૂં આપણુ.
વિહિવાની કરતા 'તા વાત, તેહવા માંહાં એ થયુ ઉત્પાત. ૯૦

વિધાતાઇ વિપરીત કર્યૂં; સુખ આપણૂં સરવિ હર્યૂં.
ચંદ્રાપીડિ સાચૂં કહ્યૂં. મિ સઘલૂં ઇ કારણુ લહ્યૂં. ૯૧

એ ગ્યા વિણુ તે આવિ નહીં. તે વિણુ એહ સકિ નહિ રહી.
તે માટિ દૂખસાગર મૂઢ. એ ગ્યા વિણુ તાં ન રહિ ગૂઢ. ૯૨

વૈશંપાયન લેવા કાજિ વિલાસવતી ઇ મોકલશિ આજ.
અવશ્ય મોકલવુ કુમાર. તેડુ ગણુક મુહૂર્ત લ્યુ સાર. ૯૩

પ્રયાણુ તણા કરુ ઉપચાર, દધિ, દૂર્વા, મંગલ આચાર.

વચન ઇસ્યાં ભણી નિ શુકનાસ, ગદગદ કંઠ બાષ્પ, મુખિ શ્વાસ, ૯૪

૧ તેડાવિ. ૨ નહી. માંનુ. ૪ નહી. ૬ દેહ. ૭ નહી. ૯ જાંણ્યૂં. ૧૦ જાંણુ. નહી. પેદ. ૧૧ જાંણી. ૧૨ સ્થાંન. ૧૩ દુ. શૂં. ૧૪ વિમાસિ. ૧૫ શ્રણુ. પે. ૧૬ વીહોવાની. ઉતપાત. ૧૭ સુપ. ૧૯ નહી. નહી. ૨૦ દૂપ. સે ન. ૨૨ મહૂર્ત. ૨૩ પ્રિયાંણુ. ૨૪ વચન સાંભલી નિ શુકનાશિ. મુખિ.

ચંદ્રાપીડનિ કિહિ છિ વાણિ, મંદિર જાઉ ચતુર સુજાણ.
મનોરમાઇ સહિત જઈ ઘિરિ માતાનિ કહુ સઘલી પિરિ. ૯૫
પરધાનિઇ સહિત પરવર્યું. કૂંઅર નિજ મંદિર સંચર્યું.
આજ્ઞા હઇઅડિ ધરી વિશાલ કાદંબરીની જમ વરમાલ, ૯૬
આવી, માનિ કરી જુહાર,· બઇસી વાણી બોલ્યુ સાર.
અમ તાં આજ્ઞા દીધી રાય વૈશંપાયન લેવા કાય. ૯૭
જુ મુખ આજ્ઞા આપુ તહ્નો, તુ પ્રયાણુ કરૂં તાં અહ્નો.
વલતી માતા વાણી વદિ કાંઈએક દુઃખ ધરીનિ હદિ. ૯૮
આતા ! તૂં અતિ વાહાલુ, વછ ! તુજ્જિ કેમ મોકલૂં દૂરિ !
પણુ તૂં જાજે તેણિ ઠારિ, તેડી આવે સહી નિરધાર. ૯૯
તૂં તાં છિ રે ઉત્તમમતિ. અહ્નો બિહૂ થાશિં તો સુતવતી.
મનોરમા મધ્યિ ઉચ્ચરિ. તેહ દુષ્ટ કહ્યું નહિ કરી. ૧૦૦
વલતી તાં વદિ વિલાસવતી. એહવૂં શ્યં બોલિ છિ, સતી !
ચંદ્રાપીડ નિશ્ચય લ્યાવશિ; કાર્ય કરી ઉત્તમ આવશિ. ૧૦૧
કાં તૂં વિઘ્ન ચાલેવિ કરિ જે એહવી વાણી વિસ્તરિ ?
વેગિ શ્યં સજાઈ કરુ. મન માંહિ ઊલટ અતિ ધરુ. ૧૦૨
આપણી આજ્ઞાઇ જુ જાય, નિશ્ચય કારજ સિદ્ધિ થાય.

એહવી વાત કરી નિ વીર આવ્યુ નિજ મંદિર મતિ ધીર. ૧૦૩
તેડયા જોશી ઊલટ ઘણી રાજપુત્ર ઇમ વાણી ભણિ.
તહ્નનિ પૂછ શિ મંત્રી ભૂપ દિવસ ચાલવા તણુ અનૂપ. ૧૦૪
એટલૂં હૂં કહૂં છૂં વચંન શીઘ્ર મુહૂર્તનુ કિહિજ્યુ દિંન.
અમુક વદિ, સુણ્યુ રાજકુમાર ! અહ્નનિ ન અમિ જાવૂં બાહારિ. ૧૦૫

૧ વાંણિ. સુજાંણ. ૨ મનોરમા સહીત. ૩ સહીત. ૪ હઈઅડિ. કાદંબરીજી યમ. ૫ બિશી વાંણી. ૬ અમ આજ્ઞા. ૭ જુ આગન્યા. પ્રિયાંણ. ૮ વાંણી. રિદિ. ૯ તુંઝુનિ ૧૧ મતી. બેહૂ થાઉં. ૧૨ મધ્ધિ. નહી. ૧૩ વલતી બોલિ. વદિ છિ. ૧૫ ચાલવા કરે યે. વાંણી. ૧૬ ઉલટ. ૧૭ નિશ્ચિ. સીદ્ધિ. ૧૯ ધણિ. રાજપૂત્ર એમ વાંણી. ૨૦ અનૂપ. ૨૧ મહૂર્તનુ કિહિયો દિન. ૨૨ શુણ્યુ.

પણ શું કીજિ ? રાજ્યનાં કાજ કીધાં જોઈઇ નિશિ આજ.
રાજાની ઇચ્છા જવ હોય, કારજ સિદ્ધ કરિ તાં સોય. ૧૦૬
એહવૂં કહી જોશી સાંચરિ, રાજા મંત્રી બણી પરવરિ.
ચંદ્રાપીડ શરીરસ્થિતિ કામ ઊઠયુ વેગિ કરવા કામ. ૧૦૭
ભોજન કરી રહ્યુ જેટલિ, જોશી કહી વલ્યા તેટલિ.
ચંદ્રાપીડનિ વધામણી આવી કહિ તે મહૂરત તણી, ૧૦૮
શુકનાસ રાજાનિ યથા પ્રયાણ દિન કહ્યુ સર્વથા.
કાલિ નિશાં અહીં થકી પ્રયાણ. સ્તવિયા જોશી કરી વખાણ. ૧૦૯
ચંદ્રાપીડ આણ્યુ ઉહ્લાસ; જાણ્યું, છૂં કાદંબરી પાસિ,
વૈશંપાયન પાસિ વલી; મન ઇચ્છી પામ્યુ તે રલી. ૧૧૦
'રાજપુત્રનૂં પેરણુ બહુ સંઘાતિ આવુ તે સહૂ.'
એણી પરિ મન ધરતાં ઉહ્લાદ રાત્રિ દિવસ વીતાં પ્રાસાદિ. ૧૧૧
નિશા થઈ આથમિઉ દિન, ઊગ્યુ શશી અનિ ઉડુ ધંન.
કરી સજાઈ માતા પાસિ માગિ આજ્ઞા પ્રેમ પ્રકાશિ. ૧૧૨
નયનિ શોકિ નીર ભરાય, સ્તંભી રાખિ મધ્યિ માય.
અપશુકન થાતા ભિ કરી વચન એક બોલી સુંદરી. ૧૧૩
જાતમાત્ર ખુલિ ઊછર્યું મિઇ તુઝ સાથિ પ્રેમ જ ધર્યું.
પિહિલૂં જાહારિ કર્યૂં પ્રયાણ, તેથી દુખ અધકૂં નિર્વાણ. ૧૧૪
આજ પ્રાણ જાઇ નીસરી, તે રાખૂં છૂં દૃહિલિ ધરી.
દૃહિલિ મુખ દીઠૂં તુઝ તણૂં. કૂંઅર ! શું કહીઇ તાં ઘણૂં ? ૧૧૫
તૂં ચાલિ તે આણી વાર. શૂન્ય દીસિ છિ સંસાર.
આંસૂં રૂંધી રાખૂં બલિ, તુહિ આવિ છિ નીકલી. ૧૧૬

---

૧ રાજનાં. ૨ ઇછા. કાર્યસીધ્ધિ. ૪ કાંમ. સ્નાંન. ૫ યેટલિ. ૬ વધાંમણી. ૭ શુકનાશિ. પ્રયાણ. ૮ નિશા અહી. પ્રયાણ. સ્તવીયા. વપાંણુ ૯ આણિ ઉહ્લાશિ જાંણુ. પાશિ. ૧૦ ઇછા પાંમ્યુ ૧૧ પ્રેરણુ બહૂં. ૧૨ મંન. ઓહ્લાદ. દીવસ. ૧૩ અથમીઉ દિન શશિ નિશિ અ ઊડધંન. ૧૪ પાશિ. આગન્યા. ૧૫ નયને. શષિ. ૧૬ અપશકુન. ૧૭ ધુલિ ઊછયર્યું. ૧૮ યાહારિ. દૂષ. નિર્વાંણુ. ૧૯ પ્રાંણુ. નીશરી. રાષૂ. દુહિલી. ૨૦ દુહિલિ મૂષ કુઅર. ૨૧ ચાલિ તાં. ૨૨ રાષૂ વલી. નીંકલી.

હઈઅડૂં થાઇ છિ શતખંડ. તું પાખિ સૂનૂં બ્રહ્માંડ.
વચ્છ વિના કિમ જીવિ ગાય? તિમ કુંઅર[1] મૂઝિ દૂખ થાય. ૧૧૭
કહીઇ દેખીશ તાહારૂં મુખ? કહીઇ મુઝનિ થાશિ સુખ?
તાહારૂં ચાલવૂં મુઝ નવિ ગમિ. વિરહવેદના મન નવિ ખમિ. ૧૧૮

કડવૂં ૭.

રાગ ગુડી, યતિ તાલ

આગિ ઘણિ દિહાડિ તું આવ્યુ. વલી ચાલવૂં આજ જી.
થોડિ દિવસિ એહ ઊપનૂં અતિ ઉતુરણૂં કાજ જી. ૧
વૈશંપાયનનિ તાં વિરહિ તહ્મો એકલા જાણુ જી.
માહારૂં મન તાં નથી માનતૂં. વાટિ દુખિયા થાણુ જી. ૨
અનિ વલી વારી હૂં ન સકૂં વૈશંપાયન માટિ જી.
ચાલવાનૂં તાં નામ જ લેતાં હઇઅડૂં માહારૂં ફાટિ જી. ૩
એક વીનતી કરૂં હૂં, કૂંઅર, જોડી નિ બિહૂ પાણિ જી,
એટલૂં હૂં માગૂં છૂ, વહાલા, સાંભલી માહારી વાણી જી; ૪
આગિ ઘણા દિવસ જમ લાગા, રખે તુમ લમાડુ જી.
એટલુ બોલ દેઈ નિ મુઝનિ મરતી આજ જીવાડુ જી. ૫
એહવાં વચન સુણી નિ નમતુ ચંદ્રાપીડ એમ ભાખિ જી.
ક્ષણુમાત્ર હૂં રહી સકૂં નહિ, માતાજી, તમ પાખિ જી. ૬
પિહિલૂં દિગ્વિજય થકા રે લાગા'તા બહુ દિન જી
હવડાં વૈશંપાયન અર્થિં જાવૂં ઊપનૂં વન જી. ૭

---

૧ હઈઅડૂં. પંડ. પાખિ. બ્રંહ્માંડ. ૨ વછ. મૂંહ્નિ દુઃખ. ૩ દેખીશ. મુખ. સુખ. ૪ મુને કિમ ખમિ. ૫ 'કડવૂં ૭' છે નહિ. ૬ 'રાગ ગુડી' ને બદલે 'દુહરો ગુંડી છે. ૭ ઘણે દાહિ. ૮ થોડે દિવસે. આતુરનૂં. ૧૦ માહરૂં. દુઃખીયા. ૧૧ હું. ૧૨ નામ લેયંતાં હઈઅડૂં. ૧૩ કુંઅર. બહુ પાંણિ. ૧૪ વાંણિ. ૧૫ યમ. રખે. ૧૬ જીવાડો. ૧૭ સુણી. ચંદ્રાપીડિ. ભાખિ. ૧૮ ક્ષણુંમાત્ર રહી હું ન સકૂં. પાખિ. ૧૯ થયા. દિન. ૨૦ ઉપનૂં વંન્ય.

કારજ તેહ કરી નિ વેગિ આવીશિ તમ ચર્ણિ જી.
શીખ માતાઇ દુહિલિ દીધી, નયણિ જલ નીઝર્ણું જી. ૮

તિહાંથી તાત ભણી તાં આવ્યુ જગાડયુ ભૂપાલ જી
કર જોડી નિ ચરણિ લાગુ શીખ માગિ તતકાલિ જી. ૯

આલિંગન દેઈ રાજાજી શીસ કંરિ આઘ્રાણુ જી;
કૂંઅર પરતિ પ્રેમ કરી નિ ભૂપતિ બોલિ વાણિ જી. ૧૦

આતા! મિ તુઝિ જે દીધુ વાત કરંતાં દોષ જી,
તેહ વાત સંભારી મન માંહાં રખે કરુ કાંઇ રોષ જી. ૧૧

મિ તાહારૂં બહુ જોયૂં પારખૂં, તુ મેહેલ્યુ મહી ભાર જી.
આતાજી! દુહલુ છિ અતિશિ અતિશિ રાજવિહિવાર જી; ૧૨

તિઇ પ્રજા પાલી તાં પ્રીતિઇ, સંતોખ્યા સવિ લોક જી.
સુઝથી અધિકી લાજ જ કીધી. કોએનિ નહિ શોક જી. ૧૩

એણી પિરિ બહુ રીતિ કહી નિ આજ્ઞા દીધી રાય જી.
પ્રણામ કરી નિ કૂંઅર તિહાંથી પ્રધાનનિ ઘરિ જાય જી. ૧૪

સુતનિ દુઃખિ રુદન કરંતાં દીઠાં. કર્યું પ્રણામ જી.
મનોરમા મંત્રીઇ આશી દીધી તેણી ઠામિ જી. ૧૫

શીખ કરી તિહાંથુ નીસરિઉ; ઉતાવલિ અતિ આણી જી;
'રખે તાત મૂઝિ પાછુ વાલિ,' અંતર્મંત એમ જાણી જી. ૧૬

વૈશંપાયન કાદંબરીનિ મ્યલવાનૂં અતિ મંન જી.
નગરથી નીસરી નિ ચાલ્યુ વેગિ યથા પવંન જી. ૧૭

ઇંદ્રાયુધનિ આદરિ પ્રેરિ; ત્રણ ગવ્યૂતિ ગ્રામ જી
ઉજેણીથી જઈ ઉતરિઉ, કીધુ તિહાં વિશ્રામ જી. ૧૮

---

૧ તે કારજ. ૨ શીષ. દુહિલિ. નયણે. ૪ ચરણે. શીષ. ૫ આલિંઘન. કરી આઘાંણુ. ૬ કૂઅર વાંણિ. ૭ તુઝનિ મૈ. દોસ. ૮ માહાં રષૈ. રોસ. ૯ બહૂં. પારષૂં. ૧૦ અતિશિ દુહુલુ છિ. ૧૧ સંતોષ્યા. ૧૨ નહી. ૧૩ બહૂ નીતિ. ૧૪ પ્રણાંમ. કુઅર. પ્રધાંનનિ. ૧૫ પ્રણાંમ. ૧૭ શીષ. નીસરીઉ. આંણિ. ૧૮ રૈષ. મૂંઝનિ. અંતરમતિ. જાંણિ. ૨૦ નીસરી. ૨૧ ત્રંણ્ય ગવ્યૂતી ગ્રાંમ. ૨૨ ઉતરીઉ. તીહાં વિશ્રાંમ.

નિશાશેષ તિહાં નિસ્તરિયા, થયુ પ્રાતઃકાલ જી.
સંધ્યાદિક કર્તવ્ય તાં કીધાં આનંદિ ભૂપાલ જી. ૧૯

મન માંહિ મનોરથ ધરતુ 'કિમ કામિની પામૂં જી?
કામતાપ કાયાનિ લાગુ તેહ કિ દ્વારિ વામૂં જી? ૨૦

પત્રલેખા પ્રારથના કરશિ, હરશિ તેહનૂં ચિત્ત જી,
તેણિ કારજ માહારૂં થાશિ જાશિ તનનૂં પિત્ત જી. ૨૧

મોક્ષસુખ તેહવૂં સુરતસુખ અનુભવશું અનુરાગ જી.
વિરહવેદના વપુથી જાશિ પામી પ્રેમવિભાગ જી.' ૨૨

એહવા બહુ મનોરથ કરતુ ચાલિ તે દિન રાતિ જી,
ભૂંખ તરસ તાવડ નિ નિદ્રા, ગણિ નહીં કાંઇ વાત જી. ૨૩

એમ ઊતાવલિ કરતુ ચાલિ; અર્ધ પંથ થયુ જાંહ જી,
ગ્રીષ્મ અંત નિ જલદકાલ અતિ દુર્ઘટ આવ્યુ ત્યાંહ જી; ૨૪

વિરહાતુરનિ કાલપાશ જે, કામકુંજર મદધાર જી,
પ્રોષિતનિ તે લોહનૂં પંજર, દુર્ઘટ વજ્રાકાર જી. ૨૫

અંધકાર રૂપિ અસિ સરખુ, વિદ્યુત પાવકજ્વાલ જી,
વિરહીનાં વપુ દમવા આવ્યુ વાટિ પ્રાવૃટકાલ જી. ૨૬

પિહિલૂં મન વિહ્વલ કરવાનિ આવ્યુ તાં અંધકાર જી;
પછિ કામનાં બાણુ જાણીઇ બિંદુ પડિ અપારિ જી. ૨૭

હંસ તણી શ્રેણિ તાં દીસિ, વિદ્યુતના ઝાતકાર જી;
અનેકિ પુષ્પનુ પરિમલ આવિ; કેતક ભસ્લાકાર જી. ૨૮

નદી પૂર પ્રવાહ તે ચાલિ; મન્મથનૂં બલ વાધિ જી.
વર્ષાકાલના યોગ જે સઘલા, વિરહીનિ અતિ બાધિ જી. ૨૯

કુડ્મલ મંન હરિ કામીનાં, ચંપક નિ કદંબ જી.
સરિતા તટનિ ગૂઢ કરિ રે મુગ્ધા યથા નિતંબ જી. ૩૦

---

૧ નિરતરીયા. ૨ કર્તવ્ય તા કીધી. ૩ કિમ કામિની પાંમૂં. ૪ કાંમ. ૫ પત્રલેખા પ્રાર્થના કરસે ૬ થાસે જાસિ ૭ સુખ તેહવૂં. ૮ જાસિ ૯ બહૂ ૧૦ ભૂખ. નિ તાવડ નિદ્રા. નહી. ૧૧ ચાંદ. ૧૩ વિરહાતુરને. કાંમ. ૧૪ લોહોનૂં. ૧૫ રૂપિ અસી શરખુ. ૧૯ કાંમનાં બાંણ જાંણીઇ. વિદ્યુત્યના. ૨૩ કાંમીનાં.

દાદુર મોર નિ ચાતક બોલી શબ્દિ તે સંતાપિ જી.
બંધુજીવ અરુણાં જે દીસિ, કામરંગ અતિ વ્યાપિ જી. ૩૧

કાદંબરીનિ વિરહિ કરી નિ નિર્વૃત્તિ કિમહિ ન પામિ જી.
વિષમ વાટ તે મંનિ ન આણિ; પંથ ગૂઢ અતિ તાણિ જી. ૩૨
એમ કરતાં ત્રણ્ય ભાગ પંથના ક્રમિયા ચાલી વીર જી.
મેઘનાદ આવંતુ દીઠુ વેગિ મારગિ ધીર જી. ૩૩
આવી પ્રણામ કરી નિ ઊભુ. રાજા પૂછિ: વાત જી
પછિ પત્રલેખાની કહીજુ. કુશ, તહ્મો દીઠુ ભ્રાત જી ? ૩૪
અચ્છોદ સર આગલિ થઈ આવ્યા. વૈશંપાયન નિરખ્યુ જી ?
સમાચાર તહ્મો તેહિ પૂછ્યુ ? વાત કરંતાં હરખ્યૂં જી. ૩૫
બયઠાનૂં કારણ કહ્યૂં તહ્મનિ ? અહ્મનિ, કહુ, તે મ્યલશિ જી ?
અથવા માહારી લજ્જા આણી સ્થાનકથી કિહી ટલશિ જી ? ૩૬
માતપિતાનિ કાંઈ કાહાવ્યૂં છિ ? તહ્મો કહ્યુ પ્રતિબોધ જી ?
કાંઈ માહારૂં કહ્યૂં માનશિ ? હહિડિ છિ અતિ યોધ જી. ૩૭
માહારુ શ્રમ, કહુ, સાચુ થાશિ ? કહિ આવશિં ધિરિ જી ?
દિવસ રાત્રિ તિહાં શૂં કરિ છિ ? શી છિ તેહની પિરિ જી ? ૩૮
શી વાંછાઇ તપ સાધિ છિ ? વાત તહ્મો કાંઇ જાણી જી ?
એહવા પ્રશ્ન રાઇજી કીધા. મેઘનાદ કહિ વાણી જી. ૩૯

'રાજી ! તહ્મો તાં હૂં ચલાવ્યુ વચંન કહી નિ ઇમ જી,
વૈશંપાયનનિ જોઈ હૂં પૂઠિ આવ્યુ તંમ જી. ૪૦
વૈશંપાયન ગયુ સાંભલ્યુ. અચ્છોદ સરનિ તીર જી.
તહ્મો પૂઠિથી આવી ન મલ્યા વાટિ જાતાં વીર જી ૪૧
સાહિ પત્રલેખા નિ કેયૂરકિ એહવૂં કહ્યૂં વચંન જી
ચંદ્રાપીડ આવવા નવિ દીધુ વિલાસવતી રાજંન જી; ૪૨

૧ બોલિ. ૨ અરુણા. ૩ નિવૃતિ પાંમિ. ૪. ઓસિતાંણિ ૫ ત્રંણ્ય. ક્રમીયા ચાલિ. ૮ પત્રલેખાની કહેયો. ૯ નીરખ્યુ. ૧૦ હરખ્યુ. ૧૧ બિઠાનૂં. ૧૨ આંણી સ્થાંનકથી. ૧૪ હઠીક. ૧૭ જાંણી. ૧૮ એહવાં. રાજીઇ કીધાં. ૧૯ હૂં. એહવૂં કહી વચંન જી; ૨૦ હૂં. ૨૧ સરની.

વર્ષા ઋતુ આવી દેખી નિ કિ શુકનાસિ રાખ્યુ જી.
તે માટિ તહ્મો અહીં એકલા કિમ રિહિશું?' ઇમ ભાખ્યૂં જી. ૪૩
વિષમ ભૂમિ આ છિ હો વીરા! એકલાં રહયૂં ન જાય જી
ચાતુર્માસ માંહિ નહિ આવી ચંદ્રાપીડ અહીં રાય જી. ૪૪
અચ્છોદ સરથી અહરુ હૂં વાલ્યુ. મધ્યિ વાસા ચ્યાર જી
તે માટિ હૂં નથી જાણતુ તેહતુ સમાચાર જી.' ૪૫

વચન સાંભલી રાજા પૂછિ. મૂહિ કહુ વિચાર જી
પુહુતી હુશિ કે નહિ પુહુતી દુઇ પત્રલેખા તાં નારિ જી? ૪૬
મેઘનાદ કહિ. સાંભલુ, સ્વામી! જુ વાટિ નહિ વિઘન જી,
તુ તાં કામિની પુહુતી હુશિ 'સુખિ તિહાં ભવન જી. ૪૭
'એહવૂં પૂછી ત્યાંહાંથી ચાલ્યા. વિસમી વાટ પલાય જી.
'કાદંબરીનૂં સ્મરણ કરતાં વિરહ ઘણુ તાં થાય જી. ૪૮
મદનવહ્નિની, જ્વાલા જાણી વિદ્યુતના ઝાત્કાર જી.
કામબાણુ સરખી તાં લાગિ ફોહિરાંની જે ધાર જી. ૪૯
ગર્જન જાણી પ્રેતપુરીના પટહ તણુ તાં નાદ જી.
મયૂર બોલિ તે કામધનુષની પ્રત્યંચાનુ સાદ જી. ૫૦
પ્રલયાનલના તણુખા જાણી ખદ્યોતો તે દીસિ જી
ભમરશ્રેણિ 'કાલપાશ જાણી ગુંજારવ અતિ હીંસિ જી. ૫૧

પ્રેતપતાકા સરખી દીસિ બગ પંક્તિ આકાશિ જી.
રાજાનિ વિરહ અતિ વ્યાપિ: મેહેલિ બહુ નિશ્વાસ જી. ૫૨
વિષમ વાટ ગાઢી નિ આવ્યા. બિમણુ દુઃખવિભાગ જી.
ગાઢિ દૂહલિ કરી નિ પામ્યા રાયજી તેહ તડાગ જી. ૫૩

૧ દેષી. શુકનાસિ રાષ્યુ. ૨ એમ ભાષ્યુ. ૪ નહી. ચંદ્રાપાડિ. ૫ મધ્યે. ૬ જાંણુત. ૭ મૂંહુનિ. ૮ નહી. પત્રલેષા. ૯ નહી. ૧૦ કાંમિની. સુષિ. ભુવંન. ૧૩ જાંણે. ૧૪ કાંમબાણ સરષી. ૧૫ જાંણુ પ્રેતકરીનાં. ૧૬ કાંમ. પ્રતંચાનુ: ૧૭ તણુષા જાંણે ખતકજીવ. ૧૮ જાંણે કાલપાશિ.તે. ૧૯ સરષી. ૨૦ વિરહિ. બહુ. ૨૧ દુઃષ. ૨૨ દુહલિ. પાંમ્યા.

આતી શીખામણ દિ સહૂનિ—'ફિરી વનુ અમત્રાર જી
રખિ કિહી તે નાગી જાઇ; વીટુ સર વન હાર જી' ૫૪
એહવૂં કહી નિ આપિ સોધિ ગહન, લતા, તરુમૂલ જી,
શિલાતલ નિં પુષ્પના મંડપ, સરોવર કેરાં કૂપ જી. ૫
સોધંતાં કિહીઇ નવિ દીસિ. માંડયુ મંનિ વિચાર જી.
'પત્રલેખાથી મુઝ આગ્માનુ સાંભલ્યુ સમાચાર જી. ૫
તે માટિ તે માહારી લાજિ થયુ અંતર્ધાન જી.
નહિતરિ શિ ઇધાણુ ન લાધિ? રહિવાનૂં કિહી સ્થાન જી? ૫
વૈશંપાયન પેખ્યા પાખિ પગલૂં ગિ ન ભરાય જી.
કાદંબરીના દર્શન માહિ વિઘન મૂકિ તે થાય જી. ૫

ચૂપઇ

શું કરૂં? ન રહિ માહારા પ્રાણ. વનિ એકલુ મૂઢ અજાણ.
નવિ દીઠી મિઇ કાદંબરી વૈશંપાયનનિ દુખિ કરી. ૫
મહાશ્વેતાનિ જાઊં આશ્રમિ; કદાચિ કાઇં લાભિ મર્મ.'
કટક ઊતારી એકિ ઠારિ ઇંદ્રાયુધ થયુ અસવાર. ૬
શ્વેત અચ્છ અંબર પરિધાન આશ્રમ તેણિ ગઉ રાજાન.
અશ્વ થકી હેઠુ ઊતરુ, દોરી હય માહિ પરવરુ. ૬
જૂઇ, તુ ગુફાનિ દ્વારિ અધોમુખિ બઇઠી છિ નારિ. ૬
ચિતાઇ કંપિ છિ અંગ. પલટાયુ છિ તનુનુ રંગ. ૬
કરિ નિશ્વાસ. નયણ વહિ નીર. તરલિકાઇ ધર્યૂં શરીર.
કાયા અતિ દીસિ દુખિણી, જમ લતા અતિ વાઇ હણી. ૬
દુખિણી દેખી કરિ વિચાર. સહિ તુ મરણ પામી નારિ.
કાદંબરીનૂં દુઃખ અતિ ધરી શોકાતુર દીસિ સુંદરી. ૬

૧ શીધાગમ્. ૨ રપે નાશી ઠારિ ૪ શિલાતલ પુષ્પના. ૫ ન. ૬ પત્રલેખ થી ૭ માહ્રી અંતરધ્યાન ૮ નહીતરિ ઇધાણિ સ્થાન ૯ પેખ્યા પાખિ ૧૦ મૂકુનિ. ૧૨ મા;ા વનિ અજાણ ૧૩ દુખિ ૧૪ જાઉં. કાઇં. ૧૫ અસવારિ ૧૬ અછ પરિધાન આશ્રમ. રાજાન ૧૭ માહિ ૧૮ અધોમુખિ બિઠ ૧૯ પલટાંણૂ તનૂનુ ૨૦ વિહિ તરલીકાઇ ૨૧ યમ વાઇએ ૨૨ દુખિણી દેખી મર્ણું. ૨૩ દુઃપ

નહિ તુ પત્રલેખાઇ કહ્યૂં માહારિ આવેવાનૂં લહ્યૂં,
તેણિ હરખ પામિ કામિની. એહ અવસ્થા શી ભામિની ? ૬૫

એહવી મનિ આશંકા કરિ. ભિન્ન રિદિ, નિ પગલાં ભરિ.
જાણી પ્રાણ તે ઊડી ગયા ખડિ આખડિ આણી દયા. ૬૬

મોહ પામતુ પાસિ ગયુ. નયણિ આંસૂ, ઝાંખુ થયુ.
તેહ શિલાતલ પાસિ ઠારિ જઈ બઇસી બોલીઉ કુમાર. ૬૭

તરલિકાનિ પૂછી વાત. શ્યૂં છિ ? શુ થયુ ઉત્પાત ?
તે કાંઇ નવિ કહિ વચંન માહાશ્વેતા સાંહામૂં જૂઇ ધંન. ૬૮

મહાશ્વેતા મન્યુ ગંવરી એણી પરિ વાણી ઉચ્ચરી.
(ગદ્ગદ કંઠિ નવિ બોલાઇ.) મહાભાગ્ય ! સાંભલિ, હો રાય ! ૬૯

એહ વરાકી તાં શ્યૂં વદિ, માહિ દુઃખિ દાધી હૃદિ ?
હૂં અ પાપિણી, અભાગિણી, મંદ કર્મ અતિ, દૈવિઇ હણી. ૭૦

શ્યૂં સાંભલસુ માહારૂં દુઃખ ? રાય ! તમારૂં જાસિ સુખ.
તુહિ સાંભલુ, કહૂં વૃત્તાંત. મહારા દુઃખ તણુ નહિ અંત. ૭૧

તમ આવવાનુ સમાચાર કેયૂરકિ કહ્યુ અપારિ.
તેહ સાંભલી વિદીર્ણું મંન બઇસી રહી હૂં આણિ વંનિ. ૭૨

ચિત્રરથનૂં કહ્યૂં નવિ કર્યૂં. મદિરાનૂં મન માંહાં નવિ ધર્યૂં.
આશ્રમિ આવ્યુ ચંદ્રાપીડ સંતોષ્યુ નહિ આણી પીડ. ૩૪

અતિશિ વલ્લભ મૃગલોચના કાદંબરી નવિ જોઈ વેદના.
ઉવેખી નિ મેહેલી તેહ આણ્યુ નહિ અંતર્ગત નેહ. ૭૪

સ્નેહપાશ ત્રોડી વૈરાગ્ય તપ કરવા અહીં આવી લાગિ.
તપ દુશ્ચરતર કરવા હેતુ વનિ આવી બઇઠી સંકેત. ૭૫

---

૧ નહીં તુ પત્રલેખાભિ. લહું. ૨ હરખ પાંમિ કાંમિની. ૩ મંનિ. ૪ જાંણે. બલિ (પલિ) આખાંડ. ૫ પાંમતુ. નયણે આસૂં ઝાંખુ. ૬ શિલાતલિ. બિસી બુલીઉ. ૭ તરલીકાનિ પૂછિ. શૂ છિ. ઉતપાત ૮ કાંઈ. મહારસ્વેતા સાહાંમૂં. ૯ મહાસ્વેતા. વાંણી. ૧૦ માહાભાગ્ય. ૧૩ સાંભલસુ દુઃખ. સુખ. ૧૪ માહા. નહીં. ૧૫ કહ્યું. ૧૬ બિસી. આંણિ. ૧૭ કહ્યૂ. ૧૮ આશ્રંમિ. સંતોષ્યો નહી આંણી. ૧૯ મૃગલોચની. વેદની. ૨૦ આંણ્યુ નહી અંતરગતિ. ૨૨ દુશ્ચરવા કેરે. બેઠી સંકેત.

સાંભલુ, રાયજી, કહૂં વિવેક, એટલિ બ્રાહ્મણ આવ્યુ એક.
રૂપિ તમ્હારિ આકારિ, જાણી શં અવતરિઉ કુમાર. ૭૬

અંતઃકરણિ શૂન્ય શરીર તરલ નેત્રથી ચાલિ નીર.
સૂની દૃષ્ટિ શોધિ સોય અહરૂપહરૂં જમ નીગમ્યૂં હોય. ૭૭

યૌવન વય આવ્યુ મુઝ પાસિ, જમ ઊલપતુ હુઈ પ્રકાશિ.
શૂન્ય હૃદય. જમ બીહીતુ હોય, ચિંતાતુર અતિ દીસિ સોય. ૭૮

જાણીઇ કાંઇ પ્રાર્થના કામ બીહીતુ આવી ઊભુ ઠામિ.
જાણી નેત્ર કરિ છિ પાન (આંસૂ ગલિ) અંબુજ સમાન. ૭૯

સંભારિ છિ હાર્યૂં યથા, મુઝ સાહામૂં જૂઇ તે તથા.
જાણીઇ પૂરવ ભવની પ્રીતિ, વદન નિહાલિ તેણી રીતિ. ૮૦

જાણી મત્ત. વિયોગી જિશુ, દીસતુ તે આતુર તિશુ.
આવી માહિ તે સંનિધાનિ બોલ્યુ બ્રાહ્મણ, સુણિ, રાજાન! ૮૧

વાત કહૂં સાંભલિ, ભામિની! અવલી ગતિ દીસિ, ગજગામિની!
પામી છિ યૌવન વય, રૂપ, તુ તપ શાનિ કરિ, અનુપ! ૮૨

મેલ્યુ વિધાતાઇ યોગ, શા માટિ તિ છાંડ્યા ભોગ?
તપ કરી નિ માગીઇ જેહ, તે પામી છિ સુંદર દેહ. ૮૩

શિ કારણિ ભોગવિ છિ ક્લેશ રહી એકલી સૂનિ દેશિ?
મુઝ મનિ તે થાઇ છિ દાઝિ તૂં જે કષ્ટ ભોગવિ બાઝ. ૮૪

તૂં સરખી જુ તપ આદરિ, કામ ધનુ તે શાનિ ધરિ?
મિથ્યા ઊગિ છિ તાં ઇંદુ. વસંત ઋતુ તે નિષ્ફલ મંદ. ૮૫

મિથ્યા આમ્ર તણી મંજરી. મિથ્યા કોકિલ સુર ઉચ્ચરિ.
મિથ્યા કમલ ફૂલ્યાં કલ્હાર. મિથ્યા ભ્રમર તણા ગુંજાર. ૮૬

---

૧ કહુ. બ્રાંહ્મણ. ૨ જાંણે. અવતરીઉ. ૩ અંતઃકરણે શૂન્ય. ૪ સોધિ. યમ નીંગમ્યૂં. ૫ પાસ. યમ. ઊલપતુ. ૬ યમ ૭ જાંણીઇ. કાંમ. ૮ જાંણે નેત્રે. પાંન આંસૂ. અબૂજ. ૯ સાંહાંમૂં. ૧૦ જાંણીઇ. ભવની. ૧૧ જાંણે. ૧૨ સનિધાન્ય. બ્રાંહ્મણ. ૧૩ ગજગાંમિની. ૧૪ પાંમી. અનૂપ. ૧૫ છાડયાં. ૧૬ યેહ. પાંમી. ૧૭ દેશ. ૧૮ યે. બાલ ૧૯ શરખી. કાંમ ધનૂષ. શાહાનિ. ૨૦ નિઃફલ. ૨૧ સૂવ. શં ઉચ્ચરિ. ૨૨ ગૂંજાર.

ચંદ જ્યોત્સના મિથ્યા સ્રવિ. ત્રિગુણ્ વાયુનિ મૂરખ સ્તવિ.
નિરર્થક જિ સઘલાં ઉપંચંન; કામાતુર ન કરિ તુઝ મંન. ૮૭

મિથ્યા મેઘાડંબર કાલ. મિથ્યા મોરના નાદ રસાલ.
જુ તાહારા મનનિ નવિ હરિ, તુ મન્મથ પંચબાણ પરહરિ. ૮૮

એહવાં વચન કહિ જેટલિ, પુંડરિક સાંભર્યું તેટલિ.
મિ નવિ પૂછિ તેહનિ વાત, કુણ કિહાં તુઝ માત નિ તાત, ૮૯

કિહાંથી આવ્યુ, શું છિ કામ, શિઇ એહવૂં બોલિ છિ વામ;
વિણ પૂછિ ઊઠી નીસરી; કુસુમ વીણના નિ સાંચરી. ૯૦

તરલિકા તેડી એકાંતિ મિ અલગાં પૂછ્યુ વૃત્તાંત.
બાઈ! એ કુણ વિપ્રયુવાન? શિ આવ્યુ છિ આણિ સ્થાન? ૯૧

એ દીઠિ માહારૂં મન ફિરિ. પુંડરીક અંતરિ સાંભરિ.
સજની! તૂં એહનિ તાં વારિ; અહીં નાવિ, જાઇ બીજિ ઠારિ. ૯૨

નિવારિઉ જુ આવશિ અહીં, અકલ્યાણ એહનિ થાશિ સહી.
તે વાર્યું કિમહિ નવિ રહિ અંતરગત મદનાનલ દહિ. ૯૩

ભવિતવ્યતાનિ યોગિ કરી તેહ રહ્યુ આ વન અનુસરી.
રાયજી! વીતા કેટલા દિંન, રહ્યુ આશરી નિ આ વંન. ૯૪

એક સમિ અજુઆલી રાતિ ઊગ્યુ ઇંદુ કામશરઘાત.
તરલિકા નિદ્રાવશિ થઈ. હૂં આણી શિલાઇ રહી. ૯૫

મૂકિ નિદ્રા નાવિ લગાર. શયન કર્યૂં મિ આણિ ઠારિ.
અચ્છોદ સરના આવિ વાય, અતિશિ શીત સુગંધ જ કાય. ૯૬

હૂં સતી મનિ કરૂં વિચારઃ– મંદભાગિણી હૂં નિર્ધાર.
રૂપ મનોહર પામ્યુ જેહ, પુંડરીક નવિ માન્યુ નેહ. ૯૭

હૂં જાતી 'તી તેહિ શણિં મંદ ભાગ્યથી પામ્યુ મર્ણ.
જીવાડવાનિ કહી મુઝ વાણિ, તેણિ રહ્યા તાં માહરા પ્રાણ. ૯૮

૧ યોછના મિથા શ્રવિ. ત્રિગુણ. ૨ હાંમાતુર. ૪ બાંણ. ૫ ચેટલિ. ૭ કાંમ. વાંમ. ૮ અણપૂછિ. નીશરી. ૯ પૂછું ૧૦ યુવાન. શૂં. આંણિ સ્થાન. ૧૩ અકલ્યાંણ. ૧૪ અંતરગતિ. ૧૫ તે. ૧૬ દિન. આશ્રી. વંનિ. ૧૭ અજૂઆલી. કાંમ. ૧૮ તરિલિકા. આંણી. ૧૯ શિયન. આંણિ. ૨૧ નિરધાર. ૨૨ પાંમ્યુ યેહ. માંન્યુ. ૨૩ પાંમ્યુ. ૨૪ વાંણિ. પ્રાંણ.

કપિંજલ સાથિથી ગયુ. વિધાતા કહિણુ અતિ થયુ.
પુનરપિ પામી નહિ દર્શન. આશાઇ વીતા બહુ દિન. ૯૯
કરુણારહિતિ એકી વાર નથી મોકલ્યુ સમાચાર.
હૂં એહવાં અનેકિ જ ધરૂં, મન સાથિ સંકલ્પ તે કરૂં. ૧૦૦
જાગતી સૂતી છું તેણિ ઠારિ. સાંભલિ, રાજા, કહૂં વિસ્તાર.
તેણિ સમિ મિ તાં દ્વિજનંન આવંતુ દીઠુ, રાજંન! ૧૦૧

રાગ ગુડી, ચતિ તાલ.

હલુઇ હલુઇ પગલાં દિ છિ રોમાંચિત શરીર જી;
જાણીઇ આવી લાગા છિ મન્મથના બહુ તીર જી. ૧૦૨
ગુરુ સ્તંભિ ચાલિ તિ ન સકિ જાણી વિવેકી બાંધ્યુ જી.
સ્વેદજલ શરીર ચાલિ, મજ્જન કાર્ય શૂં સાધ્યૂં જી. ૧૦૩
વેગલિથી આવંતુ દીઠુ લજ્જા સઘલી વામી જી.
કામાતુર દેખી નિ તેહ્નિ હૂં અતિ ચિંતા પામી જી. ૧૦૪
જુ મૂહ્નિ એ સ્પર્શ જ કરશિ તુ હૂં છાંડીશ દેહ જી.
પુંડરીક દર્શનની આશા મિ રાખ્યુ છિ જેહ જી. ૧૦૫
પ્રાણુ ધર્યાં તે થ્યા મુઝ મિથ્યા, જુ સ્પર્શ કરિ એ આજ જી.
દુઃખ વેઠયૂં મિ અતિ ઘણૂં નિ એકિ ન સર્યૂં કાજ જી. ૧૦૬
એણી પરિ વિમાસણુ કરતાં પાસિ આવ્યુ મુનિ જી.
કામાતુર તે અતિ ઘણૂં મુઝ પરતિ કહિ વચંન જી. ૧૦૭
ચંદ્રમુખી મૂહ્નિ મન્મથ મારિ. આવ્યુ તાહ્નિ શર્ણિ જી.
ત્રાહિ, ત્રાહિ, હે તારુણી, મૂહ્નિ; તાપસ પામિ મર્ણ જી. ૧૦૮
શરણાગતની રક્ષા કરવી તાપસનુ એ ધર્મ જી.
કુસુમબાણુ મુઝનિ પીડિ છિ. જૂઉ વિમાસી મર્મ જી. ૧૦૯

---

૧ માથિથી. ૨ પાંમી નહી દરશંન. દંન. ૩ રહીતિ. ૪ ધરૂં. ૭ મથાળું ॥ દુહુરી ॥ ૬૦ ॥ કયૂં છે. ૮ હલુઇ હલુઇ. ૯ જાંણીઇ. બહૂ. ૧૦ જાંણી. ૧૧ સ્વેદ. ચાલે. સાંધ્યુ. ૧૨ વાંમી. ૧૩ કાંમાતુર દેખી. પાંમી. ૧૪ મૂંહ્નિ. ૧૫ પુંડરીકના. રાખ્યુ. જેય. ૧૭ દુઃખ ૧૯ કાંમાતુર અતિ તે. ૨૧ ત્રાહિ. ૨. પાંમિ. ૨૩ કુસુમબાંણું. જૂઓ.

એહવાં વચન સાંભલી મુઝનિ ચડિઉ ક્રોધ અપાર જી.
ક્રૂર દૃષ્ટિ કરી નિ બોલી તે પરતિ તિણી વાર જી. ૧૧૦
હા પાપી ! એ શું બોલિ છિ ? ત્રાહિ, ત્રાહિ, જગદીશ જી !
શા માટિ તાં નથી પડંતૂં વજ્ર એહનિ શીસ જી ? ૧૧૧
જિહ્વા શિ તાં નથી ત્રૂટતી એહવી કિહિતાં વાણિ જી ?
નાહાનુ થકુ ભસ્મ શિ ન થયુ ? શિ ન ગયા તુઝ પ્રાણ જી ? ૧૧૨
જલ માંહિ તૂં શિ નવિ બૂડ્યુ ? શિ ન ગયુ પાતાલિ જી ?
પશુ સરખુ દીસિ તૂં કામી. કાંઇ ન જાણિ, બાલ જી. ૧૧૩
વિરૂપ ઘણૂં વિધાતા કીધૂં, એહવૂં દીધૂં રૂપ જી.
બાલકથી શા માટિ ન પડ્યુ, મૂરખ, તૂં તાં કૂપિ જી ? ૧૧૪
તેહ કામિની નહિ હૂં, મૂરખ, જેહ કરિ વિભચાર જી.
એહવૂં કહી નિ ઇંદુ સાહામૂં જોયું તેણી વાર જી. ૧૧૫
સ્વામી પરમેશ્વર ! સાંભલજો, સકલ લોકના સાખી જી.
પુંડરીકના દર્શનથી હૂં મંન રહી સ્થિર રાખી જી, ૧૧૬
અવરિ પુરુષ જુ ચીંતવ્યુ નુહિ મનિંઇ શું એક વાર જી,
તેણિ સતિ જાતિ માંહાં એહની પડજો, જગદાધાર જી. ૧૧૭
એહવૂં વચન કહંતાં તતક્ષણ ન જાણી ઇ કાંઇ ભેદ જી
કામવેદનાઇ અતિ પીડ્યુ દુઃસહ પામ્યુ ખેદ જી, ૧૧૮
અથવા કાંઇ પુરવનૂં પાતક, તેહ તણાં તાં કર્મ જી,
કિ માહારા વચનનિ સામર્થ્યિ, કલ્યુ ન જાઇ મર્મ જી, ૧૧૯
વૃક્ષ પડિ જેમ મૂલ જ છેદિ, પડિઉ મહી મુઝારિ જી
<u>પ્રાણ રહિત તાં તેહ થયુ</u>: નિ નિમિષ ન લાગી વાર જી. ૧૨૦
ગતજીવિત જાણિ રા ! થયુ તે દીન ઘામણુ મંદ જી,
પરિજનમાત્ર કરિ તાં તેહનાં અતિશિ તાં આક્રંદ જી. ૧૨૧

૧ ચઢીઉ. અપારિ. ૩ ત્રાહિ ૨ ૪ વજ્ર તાં. ૫ વાંણિ. ૬ નાંહાંનુ. ૭ ન બૂડો. ૮ પશૂ શરખુ કાંમી. જાંણિ. ૯ વિરીપણૂં. ૧૦ મૂરખ ૧૧ કામિની નહી હું મૂરખ જેહ કરે. ૧૨ ઇંદ્ર સાંહાંમૂં જોયૂ ૧૩ સાંભલજ્યો. સાખી. ૧૪ પુંડરીકના દર્શનથી મંન. રાખી. ૧૫ મંનિઇ. ૧૬ જાતિ તાં. પડજ્યો. ૧૭ જાંણીઇ. ૧૮ કાંમ. પેઇ. ૧૯ વચનની સામર્થ્યા ૨૦ યમ પડીક. મૂઝારિ ૨૨ રહીત. ૨૩ ગતજીવત થાહિ. ઘાંમણુ. ૨૪ અતિશિય.

## કડવું ૮

રાગ વિરાડી

સાંભલૂં. રાય ! થયુ ઉત્પાત, મિઇ મન શું વિમાસી વાત.
વૈશંપાયન મિત્ર તમ હોય તેહ અવસ્થા પામ્યુ સોય. ૧
કહી બઇઠી નીચૂં મુખ કરી. નયનિ જલધારા નીસરી.
સઝી નહિ દિશિ એક પ્રકાશિ. સ્યામ વદન મેહેલુ નિશ્વાસ. ૨

ચંદ્રાપીડ કથા સાંભલી શોકસમુદ્ર માંહિ ગયુ ગલી.
ફિરિઇ નયન થયુ વિકલ અપાર. ગદગદ કંઠ વદિ તેણી વાર. ૩
દેવી ! તહિ કીધા ઉપાય. માહારે ભાગ્ય નહીં બલ થાય.
હું નવિ પામ્યુ કાદંબરી આણિ જન્મ વિરહ અનુસરી. ૪
ચરણસેવા તેહની નહિ થાઇ. કહુ, હવિ શું કીજિ, બાઇ !
જન્માંતરિ તહીં કરજ્યુ સંચ કાદંબરી મિલવા પરપંચ. ૫
તમ પસાઇં પામીશ સહી. વિકલ થકાં એહ વાણી કહી.
કામિની અણપામ્યાનું દૂખ; વિકલ થયૂં તાં તેહનૂં મુખ. ૬
વસતુ તાં વાણી નવિ વદિ. સિહિજિ કોમલ ફાટૂં હદિ.
જિમ રહ્યુ 'તુ ત્યમ અડવડયુ નિશ્ચેતન અવનીઇ પડયુ. ૭
એહપિ તરલિકા તાં જેહ, મેહેલી મહાશ્વેતાનુ દેહ
આવી ચંદ્રાપીડનિ પાસિ મહાશ્વેતાનિ કિહિ નિરાશ. ૮
જો, રે, જો. આ તૂં, સુંદરી ! રાનૂં તેજ ગયૂં તાં ફિરી.
ભાગી ગ્રીવા. શિર નવિ ધરિ. હલાવ્યુ ચેતન નવિ કરિ. ૯
ઊઘાડિ નહીં એ લોચ્યંન. સાંભલિ નહીં એ નિજ કંન.
હાલિ નહીં હાથ નિ પાગ. શ્વાસ કરિ નહીં હૃદયવિભાગ. ૧૦

---

૧ 'કડવૂં ૮' નથી. ૩ સાંભલું. કતપાત વિમાશી. ૪ પુંડરીકનુ મિત્ર યમ. પાંમ્યુ. ૫ હું બિઠી નીચૂ મુષ. નયને. નીશરી. ૬ સૂઝિઇ નહીં. શાંમ. મેહલૂં. ૯ તહો. નહી બલથા ય. ૧૦ ન પાંમ્યુ. આંણિ. ૧૧ ચર્ણ. થઈ. કીજિ હઈ. ૧૨ કરયો. ૧૩ પાંમીશ. એહવી વાંણી. ૧૪ કાંમિની અણપાંમ્યાનૂં દૂષ. મૂષ. ૧૫ વાંણી. હિદિ. ૧૬ અવનીંઇ. ૧૭ યેહ. મહાસ્વેતાનુ. ૧૮ પાશ માહાસ્વેતાનિ. નિરાસ. ૨૦ ચેતન. ૨૧ નહીં લોચંન. નહી નિજ તંન્ય. ૨૨ હ્રદય.

ચંદ્રાપીડ ! બોલુ, હા દેવ ! ચંદવદન ! ઇમ કાં થ્યુ બેન ?
કાદંબરીવલ્લભ ! ઉચ્ચરુ. દાસી ઉપરિ દૃષ્ટિ જ ધરુ. ૧૧

તુઝ વિના અહિ કિમ જીવાય ! ચેષ્ટા રહિત થઈ તે કાય.
રહી રહી મુખ સાહામૂં જોય. રક્ત નયન દૂખિ અતિ રોય. ૧૨

રાના પરિજન કહિ. પાપિણી, દુષ્ટ, તાપસી ! તૂં શાપિણી.
કઠિણ હૃદય એ તિ શ્યં કર્યૂં ? તારાપીડનૂં સુખ તાં હર્યૂં. ૧૩

પ્રજા સઘલી કરી અનાથ. આશા રહિત કર્યું સવિ સાથ.
ગુણ સહૂનુ ભાજ્યુ હાર. લક્ષ્મી રિહિશિ કો આધારિ ? ૧૪

સાધુ તણી કો કરશિ સેવ ? દાનકથા રહી અવસ્યમેવ.
તારાપીડિ મેહેલ્યુ ’તુ ભાર; કિમ પાછી ધરશિ ધુર સાર ? ૧૫

અપુત્રિણી થઈ વિલાસવતી. કિમ જીવશિ, કહુ, તે સતી ?
માતા પિતા અનિ પરધાન મનોરમા અવરિ, રાજન ! ૧૬

એ સજ્જન સહૂનિ તાં ત્યજી કિહાં એકલુ ચાલ્યુ સજી ?
એહવૂં કઠિણ હૃદય કાં થયૂં, સવિ ઉપરિથી ઊતરી ગયૂં ? ૧૭

તૂં તાં હુદિ સદા ઇ દયાલ; કઠિણ થયુ તે શિ તતકાલિ ?
કૃપા કરુ, થાઉ પ્રસન્ન, સેવક ઉપરિ કીજિ મંન. ૧૮

વિણુ મોકલાવિ જઇઇ નહીં. અહ્નો અનાથ જીવીઇ કિહી ?
એણી પિરિ કરિ તે શોક. રુદન કરિ તે રાના લોક. ૧૯

થઈ રહ્યુ અતિ હાહાકાર. રુદન કરિ સઘલુ પરિવાર.
ઈંદ્રાયુધ હેષારવ કરિ; ખડતાલિ ભૂમિ ઉદ્ધરિ; ૨૦

ત્રોડિ સાંકલ સોના તણી જાણી મુઝ મેહેલી ગ્યુ ધણી.
કોલાહલ થયુ જેટલિ, કથા એહ રહી એટલિ. ૨૧

પત્રલેખાઇ જઈ નિ કહ્યૂં; ચંદ્રાપીડનૂં આવવૂં લહ્યૂં;
ઉલ્લાસ પામી કાદંબરી, ઉદધિવેલિ જિમ ઈંદુ કરી. ૨૨

૧ ચંદ્રાપીડિ. એમ. ૨ ઊપરિ દ્રષ્ટિ. ૩ તૂઝ. અહો. રહીત ૪ રહી ૨ મુખ સાહાંમૂ. દુખિ. ૫ મહાસ્વેતાનિ કહિ. તાપશી. ૬ કઠિણ. તારાપીડિનૂં સુખ. ૮ ગુણી. ૯ શેવ દાંન. ૧૦ ધરસિ ૧૧ અપૂત્રણી ૧૨–૧૪. આ ત્રણ પંક્તિઓ ૧૪, ૧૨, ૧૩ એવા અનુક્રમમાં છે. ૧૨ માત ૧૪ કઠિણ. થયું ઊપરિથી. ૧૫ ‘હુદિ’ છે નહિ. ૧૬ ઊપરિ. ૧૭ નહી. ૧૯ પરવાર. ૨૦ પડતાલે. ૨૧ ત્રોડે. જાંણિ. ૨૨ થયૂં પેટલિ. ૨૩ પત્રલેખાઇ. ૨૪ આનંદ પાંમી. ઉદધી ચમ ઇંદૂ.

માતપિતાનિ કહ્યું વચન, મહાશ્વેતાનૂં કરૂં દર્શન.
એ મિષિઇ તિહાંથી નીસરી. પત્રલેખા સાથિ પરવરી. ૨૩

મદલેખા નિ કેયૂરક સંગિ; મારગ દેખાડિ છિ રંગિ.
અંગિ સાર્યા સવિ શૃંગાર : કટિ મેખલા નિ ઉરિ હાર. ૨૪

નૂપુર, સુરભિ પુષ્પની માલ, ચંદનલેપ અંગિ સુરસાલ.
વલગી પત્રલેખાનિ પાણિ મદલેખા પરતિ કહિ વાણિ. ૨૫

સાંભલિ, સખી! પત્રલેખા આજ, કિહિ છિ, આવિશિ શ્રીમાહારાજ.
કઠિનહૃદય તે છિ અપાર. હૂં નથી માનતી નિર્ધાર. ૨૬

સંભારુ, હિમગૃહ મુઝારિ વક્ર વચન બોલ્યુ જે સાર.
માહારી અવસ્થા માનિ નહીં મરણ લગિ જુ પામૂં સહી. ૨૭

એ નવિ જાણિ માહારિ કાજિ એ દૂખ પામિ છિ, કરૂં સાઝિ.
જુ જાણિ તુ આવિ એહ. પણ માહારિ મનિ છિ સંદેહ. ૨૮

હૂં તાં નહિ બોલૂં તે સાથિ તિ જ ઉત્તંગુ હેવુ નાથ.
મિઈ તે સાથિ નવિ બોલાય યદ્યપિ આવી પડિ તે પાય. ૨૯

તૂં બ્રિહિજે અનુનય જે કરિ, જિમ તેહનૂં મન અંતરિ ઠરિ.
એહવી વાત કરંતાં પલિ પંથ ખેદ કયાઇ ટલિ. ૩૦

આવ્યાં આશ્રમિ તેણી વાર કોલાહલ થઈ રહ્યું છિ અપારિ.

અદ્‌ભુત દેખી તે કામિની ચિંતાગ્રસ્ત થઈ ભામિની. ૩૧

ચંદ્રાપીડ દીઠુ ગતપ્રાણ. પૃથ્વી પડિયું મૃત નિર્વાણ.
દેખી સહસા 'આ શું!' કહઇ. ધૂજિ તંન, વિરહિ વપુ દહઇ. ૩૨

ઊંધિ મુખિ પડિ તે જિહાં, મદલેખાઇ ઝાલી તિહાં
પત્રલેખા જોઈ અડવડી મૂર્છા ખાઈ અવનિઇ પડી; ૩૩

૧ મહાશ્વેતાનૂં. ૨ મિશિઇ. નીશરી પત્રલેષા. ૩ મદલેષા. દેષાડિ. ૪ મેષલા. ૫ નુપુર. ૬ પત્રલેષાનિ પાંણિ મદલેષા. વાંણિ. ૭ પત્રલેષા. ૮ કઠિણ હૃદય. નિરધાર. ૯ વક્ત્ર. બોલ્યૂં યે. ૧૦ અવસ્થાં માંનિ નહી. પાંમું. ૧૧ એમ ન માંનિ દુષ પાંમિ ૧૨ જાંણિ. ૧૩ નહી. તૂંજે. દીસુ. ૧૫ બ્રિહિયે વિનય યે. યિમ. ૧૭ ચરણ ઉલટ સુલટ છે. આશ્રિમિ. ૧૮ દેષી. કાંમિની ચિતાદ્રષ્ટ થઇ. ૧૯ પડીયુ કૃત નિર્વાંણિ. ૨૦ દેષી સહસા શૂ શૂં કરઇ. દહિ. ૨૧ ઉધિ મુષિ. યિહાં મદલેષાઇ. ૨૨–૨૪ આ ત્રણ પંક્તિઓ ૨૪, ૨૩, ૨૨ એવા અનુક્રમમાં છે. ૨૨ પત્રલેષા. થાઇ. અવનીઇ.

પામ્યૂં વલ્લભ તણૂં શરીર, એ આધાર ધર્યું ચિત ધીર.
જીવંતાં તુ સુખ સંભોગ, મુઇ અનુમરણ સંયોગ, ૪૪
તે હૂં પામી છૂં એકાંતિ બિહુ પ્રકારિ દુ:ખની શાંતિ.
માહારિ અર્થિં આવતાં રાય પ્રાણ છાંડિયા; મેહેલી કાય. ૪૫
ભાર એવડુ મુઝ શિરિ ધર્યું; માહારુ આતમા અતિ ગુરુ કર્યું.
જુ હૂં હવિ રુદન આદરૂં, તુ તાં આતમા હલુઉ કરૂં. ૪૬
પિઉનિ સ્વર્ગિ ચાલતાં માય! રોઉં, તુ અપશુકન થાય.
સુરપુરિ જાતુ જોઈ નાથ હૂં હરખિ જાઉં છૂં સાથિ. ૪૭
આનંદની વેલા જુ ઇમ, ઉચ્છવ માંહિ રોઉં કિમ?
હજી ઇ શ્યું રોવાનૂં કાજ? સઘલાં દુ:ખ ગયાં મુઝ આજ. ૪૮
કુલક્રમ મેહેલુ જે અર્થિં, ગુરુ ઉવેખ્યાં જેહ સમર્થ,
બીહીની નહીં લોકઅપવાદ, ત્યજુ ધર્મ લજ્જા ઉહ્લાદ, ૪૯
સખી સર્વેનાં ટાલ્યાં સુખ, મહાશ્વેતાનિ દીધૂં દુ:ખ,
પ્રતિજ્ઞા તે જૂઠી થઈ મહાશ્વેતા અર્થિં જે ગ્રહી. ૫૦
માહારિ અર્થિં છાંડયા પ્રાણ તે સાથિ કરવૂં પિયાણ;
તુ તિ શ્યૂં ઞિહિલૂં એ કહ્યૂં? રોવૂં મુઝ મન માંહાં નવિ રહ્યૂં. ૫૧

રાગ વિરાડી, યતિ તાલ.

આજ જીવવૂં તેહ મરણ રે મરણ તે જીવિત જાણૂં.
સ્નેહ કાંઈ મુઝ હુઈ તુ તે એણી પરિ આણૂં.
માહારુ વાહાલુ હો એકલુ શી પરિ જાય?
જીવી શ્યૂં સુખ ભોગવૂં જુ એહનિ સૂંપ્યુ કાય? ધ્રુવપદ. ૫૨
તુ તૂં તે પિરિ કરજે, બાઈ, જમ માત નિ તાત
માહારિ શોકિ પ્રાણ ન છાંડિ; તેહવી કિહિજુ વાત. માહારુ૦ ૫૩

---

૧ પાંમ્યૂં. ધર્યું. ૨ જીવંતાંનુ સુખ. મૂઇ. ૩ પાંમી. બહુ. ૪ પ્રાંણ છાંડીયા. ૬ જુ હવિ. આતમા હલૂઉ. ૭ પીઉનિ. રોઉ. ૮ હરખિ. ૯ ઈમ ઉછવ માંહિ રોઉ કિમ. ૧૦ રોવાનુ. દુ:ખ. ૧૧ મેહલુ યે. ઉવેખ્યાં યેહ. ૧૨ લોક. ૧૩ મહાસ્વેતાનિ. દુખ. ૧૪ મહાસ્વેતા. તાં જઇ. ૧૫ છાડયા. પ્રિયાંણ. ૧૭ 'રાગ વિરાડી' છે નહિ. જિત તાલ. ૧૮ જીવત જાંણુ. ૧૯ મુઝ શ્યૂં આંણું. ૨૧ સુંપ્યું. ધ્રૂપદ. ૨૨ કરયે. યમ. ૨૩ પ્રાંણ. કિહિયો મારો. કડી ૫૩-૫૪ અહીં નીચેની કડી વધારે છેઃ-પુત્ર તણી પિરિ મિ એ પાલ્યુ આંગણિ લધુ સહકાર, પરલોકિ ગયાં જલ અંજલિ દેવા તિઇ ચીંતવતુ હારિ. મારો૦

સહીરો પરિજિન જે ઘરિ આવી સૂનૂં દેખી નિ રોય,
તેહવી પરિ તૂં કરજે, બાઇ, દુ:ખી ન થાઇ કોય. માહારુ૦ ૫૪
આંગણિ આંબાવૃક્ષસુત જે, સજની, મન માંહાં ધરજે;
માધવી લતા સંધાતિ તેહનુ વીહીવા ચિંતઇ કરજે. માહારુ૦ ૫૫
ચરણતલિ મિં અતિ લડાવ્યુ અશોક સુંદરવાન;
કાનિ ધરવા નિ પણિ અર્થિ રખે ચૂંટો એક પાન માહારુ૦ ૫૬
માહારી ઊછેરી માલતી, તેહના પુષ્પ જ જેહ,
દેવતા અર્ચનનિ અર્થિ લેજ્યો અવરિ મ લેશુ તેહ. માહારુ૦ ૫૭
સ્થૂલવૃક્ષ જે સ્વિઇ મિં રોપ્યુ, એહનિ પાણી દેજ્યો,
ફલ થાઇ તિમ યત્ન જ કરજો; તેહ તણુ ફાલ લેજ્યો. માહારુ૦ ૫૮
મંદિર માહારિ જે ઊશીસિ કામ તણો પટ ગ્રૂઢ,
તે લેઈ નિ ફાડી નાખજ્યો, હૂ અ રાખતી ગૂઢ માહારુ૦ ૫૯
પંજર માહિ જે શુક સારિકા કાલિંદી પરિહાસ,
એ બાપડાનિ મેહેલી દેજો. ઇચ્છા જાઇ વનવાસિ. માહારુ૦ ૬૦
નકુલિકા નામિ જે હરણી સૂતી મુઝ ઉચ્છંગિ,
તેહનિ તૂ ખૂલિ બઇસારે. અતિ છિ સુંદર અંગ. માહારુ૦ ૬૧
બાલ હરિણુ મિં જે પાલ્યુ 'તુ, મેહેલજ્યુ ફિરી તપોવંન.
હસ મરિ નહિ તિમ મેહેલજ્યુ સર વાપી જલધંન. માહારુ૦ ૬૨
ક્રીડાપર્વત જે તા માહારુ કરજો તાપસ શર્ણિ.
બ્રાહ્મણનિ તા દાનિ આપજો માહારાં જે આભર્ણ. માહારુ૦ ૬૩
વીણા માહારી અતિ જે વાહાલી, તે તૂ ધરજે, બાઈ.
યથાયોગ્ય વિહિચી આપજો, બીજી જેહ સજાઈ. માહારુ૦ ૬૪

૧ પે. આચિ. દેષી. ૨ કરયે દુષી. મા૦ ૩ આગણિ બા (પાઠાતર બા)ક્ર વૃક્ષસુત સ પે ધરયે ૪ ચીંતિઇ કરયે ૫ આ ચર્ણતલિ મિ વાન. ૬ કાને રષે ચૂંટો પાન ૭ ઊછેરી આમલી તેહના. ૯ એ મિ. એહિ પાણી દેશ્યો ૧૦ કરયો તણા ફલ ૧૧ એ ઓશીસિ કામ તણા. ૧૨ નાષચ્યો હૂ અ રાખતી ૧૩ માહિ એ. ૧૪ મેહલી દેયો ઇછાઇ. વાશિ ૧૫ એ ઉછંગિ ૧૬ ખુલિ બિસારે. ૧૭ મિ એ પાલ્યુતુ મેહેલયો. ૧૮ આ હસ નહીં મેહલશ્યો. ૧૯ એ માહો કરશ્યો. ૨૦ બ્રાહ્મણનિ. દાનિ આપશ્યો માહા પે. ૨૧ માહી પે ધરયે. ૨૨ યથાયોગિ આપયો પેહ

હૂં આ દેહ ચંદનિ ચરચી સારી સવિ શણગાર
વાહાલાનિ કંઠિ વલગી નિ મેહેલૂં અગ્નિ મુઝારિ. માહારુ૦ ૬૫
એહવૂં કહી મદલેખા મેહેલી તિહ થકી થઈ અલગી; પછી
વાણી કિહિતી મહાશ્વેતાનિ કંઠિ જઈ નિ વલગી. માહારુ૦ ૬૬
બાઈ, તહ્મો જે રહ્યાં જીવતાં તે મિલવાની આશિ;
તેણી વેલાં દેહ ન બાલ્યુ પ્રેમિ પડિયાં સાંસિ. માહારુ૦ ૬૭
ક્ષણ ક્ષણ મરણ થકી તાં અધિકાં દુઃખ ભોગવૂં ભારી.
એક જીવવૂં હાસ્ય તણૂં પદ, અતિશિ લજ્જાકારી. માહારુ૦ ૬૮
માહારિ તે પણિ છિ નહિ આશા. શાનિ વેઠૂં શોક?
પ્રાણનાથ સાથિ જઈ પામૂં સુખ બહુ પરલોકિ. માહારુ૦ ૬૯
જન્માંતરિ વલી તેહ જ પામૂં. ક્ષણૂં નહીં વિયોગ.
ભવિ ભવિ ભાવે કરી ભોગવૂં મનવાંછિત તે ભોગ. માહારુ૦ ૭૦

ચૂપઈ

એહવૂં કહી નિ તે કામિની, પિયુ પાસિ આવી ભામિની.
આનંદજલ આવ્યાં લોચંન, પુલકોદ્ગમ સ્વેદ યુત તંન. ૭૧
ચંદ્રાપીડ ચંદ્ર આથિમ્યુ, શ્યામા તેહ સાથ મનિ ગમ્યુ.
જમ સુખસંગમનૂં અતિ હોય, તિમ રતિ મન માંહિ પામિ સોય. ૭૨
ચરણ ઉપરિ રહી મસ્તક ધરી, પુષ્પ ગિરાં તે પૂજા કરી.
આણી અંતરગતિ તાં રંગ તાણી પાલવ લીધ ઊછંગ. ૭૩
તેહના કરસ્પર્શિઇ પ્રકાશ જાણી દેહ થઉ ઉચ્છ્વાસ;
તેહના શરીર થકી તતકાલિ તેજ નીસર્યૂં અતિ વિશાલ. ૭૪
ઉજજવલ કરતૂં સઘલુ ઠામ પ્રગટ થયૂં મનોહર ધામ.
એરતિ અમૃત ઝરતી જાણી, ગગન થકી પ્રગટી શુભ વાણી. ૭૫

---

૧ આ દેહે. ૨ વળગી દેહ મેહલૂં. ૩ મદલેષા. ૪ વાંણી. માહાશ્વેતાનિ. ૫ પે. પડીયાં. ૭ ક્ષણ ૨ મણ્ં દુઃષ ૮ અતિસિ. ૯ માહ્રિ. નહી આસા હું શાહાનિ. ૧૦ પાંમૂં સુષ બહુ. ૧૧ પાંમૂં. નહી. ૧૨ ભવિ ૨ ભાવ. ૧૩ ચુપઈ. ૧૪ કામિની. પ્રીઉ. ૧૫ સ્વેત થ્યુ (પાઠાંતર સુ) ત. ૧૬ શામા. ૧૭ યમ સૂષ. પાંમિ. ૧૮ ચર્ણ્ં ઊપરિ. ૧૯ અંણી. તાંણી. લીધા. ૨૦ જાંણી. થકી. ૨૧ તેહનાં. નીસર્યૂં. ૨૨ ઉજ્વલ ઠાંમ. થયું. ૨૩ અમૃત ક્ષરતી જાંણિ. વાંણિ.

વત્સે મહાશ્વેતે! મન ધરુ, શિ માહારુ વિશ્વાસ ન કરુ?
મિં તુહ્નિ આશ્વાસના કરી; પુંડરીકદેહ રાખ્યુ ધરી. ૭૬

માહારા લોક માંહિ અવિનાશ માહારિ તેજિ કૃત આશ્વાસ
પુનરપિ તુઝ સમાગમ કાજિ તેહ રાખ્યુ છિ. જાણુ આજ, ૭૭

બીજૂં જે માહારૂં તાં તેજ કાદંબરીકરસ્પર્શિ હેજ
આપ્યાયમાન થયૂં અતિ ધીર ચંદ્રાપીડ તણૂં આ શરીર. ૭૮

શાપદોષ મૂકાણૂં સહી યોગીની પિરિ વિણસઇ નહીં.
તમ બિનિ કાજિ એ આજ રાખવાનુ કરજો સાજ. ૭૯

નવિ કરશુ અગ્નિસંસ્કાર; નવિ નાંખશુ ઉદક મુઝારિ.
જિહાં લગિ સમાગમ થાય, તિહાં લગી સાચવજો કાય. ૮૦

એહવૂં સાંભલી સર્વિ ઇ જન વિસ્મય પામી અતિશય મંન.
નિમિષ રહિત થઈ લોચંન ગગન કરિ તવ અવલોકંન. ૮૧

પત્રલેખા ઊઠી તવ ખેવ ઇંદ્રાયુધ છોડી ગ્રહી એવ,
તેજિ તેહવિ સચેતન કરી, એણી પિરિ બોલી સુંદરી. ૮૨

દૂરિ પંથ જાઇ મુઝ નાથ. અશ્વ લેઈ હૂં જાઊં સાથિ.
વિણુ વાહન કિમ ચાલિ પાય? વાહાલુ માહારુ દુખિઉ થાય. ૮૩

એહવૂં કહી વેગિ દડવડી અશ્વ સહિત સર માંહિ પડી.
પત્રલેખા ઇંદ્રાયુધ બેહ અચ્છોદ સર માંહિ બૂડાં તેહ. ૮૪

તત્ક્ષણુ તેહ માંહાંથી સુકુમાર પ્રગટ થયુ ઋષિ તણુ કુમાર.
જરા જાણીઇ શિરિ શેવાલ; ઉરિ ઉપવીત જાણીઇ મૃણાલ; ૮૫

લોચન રક્ત તે જલજ સમાન; નયનિ આંસૂ વિરહનિદાનિ.
આશ્ચરજ પામ્યુ સઘલુ પરિવાર. વિસ્મયિ જૂઇ નર નિ નારિ. ૮૬

૧ વછે માહાસ્વત. ૨ મિ. રાખ્યુ. ૩ માહા. માહિ છિ અવિનાશી માહિ. ૪ રાખ્યુ છિ જાંણુ ૫ બીજુ એ. ૬ આવ્યા સમાંન. ૭ મૂંકાણૂં. ૮ રાપવાનું કરયો. ૯ મ કરસુ. નાંપવૂં. ૧૦ સાચવયો. ૧૧ પાંમી ૧૨ રહીત. ૧૨–૧૩ વચ્ચે નીચેની પંક્તિ વધારે છેઃ–પત્રલેખા વિના સવિ કોય વિસ્મિય આકાશ સાહામૂં જોય. ૧૩ પત્રલેખા. પેદ. વેદ. ૧૪ જાંણે. બોલી. ૧૫ જાઉં. ૧૬ માહ. દુખીઉ. ૧૭ સહીત. ૧૮ પત્રલેખા. અછોદ. ૧૯ તતક્ષણ. રષિ. ૨૦ જાંણીઇ. જાંણિ. ૨૧ સમાંન. નયને આંસૂ વિરહિ ધ્યાનિ. ૨૨ આશ્રજ પામ્યું. વિસ્મય.

આવી મહાશ્વેતાનિ પાસિ એહવી વાણી વદિ પ્રકાશિ.
'ગંધર્વરાજપુત્રી! અવધારિ, જન્માંતર પામ્યુ સંસારિ ૮૭
તે ઊલખાઈ? કહું, કામિની!' વિસ્મય પામી તવ ભામિની.
નયણિ અતિ આંસૂની ધાર જઈ ચરણિ લાગી તેણી વાર ૮૮
કરી પ્રણામ નિ વાણી વદિ. 'કપિંજલ! તૂં જાણ્યુ હદિ.
તૂઝિ હૂં ઊલખૂં નહિ કિમ જે તૂં વાણી બોલ્યુ ઇમ? ૮૯
વીર! કહુ મુઝ સમાચાર. તહ્મો રહ્યા 'તા કીહિ ઠારિ?
કુણ ઊપાડી ગયુ તે તંન? શિ અર્થિં લીધું, કિહિ, વંન? ૯૦
તે કિહાં છિ નિ શુ વૃત્તાંત? તાહારિ શ્યૂં થયૂં, કિહિ સંત?
વલી વારતા કાહાવી નહીં. તૂં હિમ એકલુ આવ્યુ અહીં? ૯૧
તે નહિ આવિ કિ આવશિ? શોક થકી મૂંહિ મૂકાવશિ?
અહીંકણિ બીજુ થ્યુ ઉત્પાત. ચંદ્રાપીડની ન લહી વાત.' ૯૨
મહાશ્વેતા ઇમ પુછિ જિહાં, રાજલોક સવિ આવ્યુ તિહાં.
કાદંબરીના પરિજન સહૂ વાત પૂછવા લાગા બહુ. ૯૩
સહૂ ઇ કર્ણ ધરી નિ રહિ. કપિંજલ ઇમ વાણી કહિ.

સાંભલિ, મહાશ્વેતા, સ્થિર મંનિ. જાહારિ તૂં કરવા લાગી રુદન. ૯૪
હૂં ટલવલતી મેહેલી ગયુ, મિત્ર તણુ સહચારી થયુ
'કિહાં લેઈ જાસુ તાં મુઝ ભ્રાત?' પૂછિ એહવી કરતુ વાત. ૯૫
તે પાછુ ઉત્તરે નવિ કરિ, દેવમારગિ લેઈ સાંચરિ.
જૂઇ અપ્સરા, જૂઇ દેવ; કરિ પ્રણામ સહૂ તતખેવ. ૯૬
અંબર તારાગણુ અતિક્રમી ચંદ્રલોક પુહુતા સવિ ભમી.
તિહાં મહોદયા મુઝારિ ચંદ્રકાંતપર્યંકિ સાર ૯૭

---

૧ મહાસ્વેતાનિ પાશિ વાંણી. ૨ પુત્રિ. જન્માંતરિ પામ્યું. ૩ ઉલખાઇ. કામિની. પાંમી. ૪ નયણે. આંસૂંની. જઇ ચરણે. ૫ વાંણી. જાંણ્યુ રિદિ. ૬ વહ્નિ. ઉલખૂં નહિ ક્યંમ. વાંણી. ઇમ ૯ શ્યૂં. તાહિ. થયું. ૧૦ વલની. નદી. ૧૧ નહીં. મૂંહિ મૂકાવાશિ. ૧૨ અહીકણિ. ઉતપાત. ૧૩ મહાસ્વેતા. ૧૪ કાદંબરીનાં. સહૂં. બહુ. ૧૫ રિહિ. એમ વાંણી. ૧૬ મહાસ્વેતા. યાહિ. ૧૭ સાદાચારી. ૧૯ ઉતર. ૨૦ તતખેવ ૨૨ ચંદ્રકાંતિ.

મેહેલી પુંડરીકનુ દેહ મુઝ પરતિ ઇમ બોલ્યુ તેહ.
કપિંજલ ! તૂં જાણિ મર્મ, હૂં ચંદ્રમા. ભાંજૂ ભ્રમ. ૯૮

જગતના અનુગ્રહ કાજ હૂં ઉદય પામૂં દ્વિજરાજ.
તાંહારિઇ મિત્રિ દીધુ શાપ કામ તણિ અપરાધિ તાપ. ૯૯

જાહારિ છાંડયા પ્રાણ શરીર તાહારિ શાપ એ દીધુ વીર.
વિણ અપરાધિ મુઝિ કહયૂં. 'જુ તિઇ ઈંદુ ! માહારૂં વપુ દહ્યૂં, ૧૦૦

પ્રમદા સાથિ ઊપનુ રાગ દુહલિ પામ્યુ અંગિ વિભાગ,
સુખ સમિ લીધા મુઝ પ્રાણ, તિમ તૂં ઇ, શશી મૂઢ અજાણ, ૧૦૧

ભારતવર્ષિં મહી મુઝારી જન્મ જન્મ પામી અવતાર
શ્યામા સાથિ લાગિ રંગ ભોગસમિઇ થાઇ જવ સંગ, ૧૦૨

તેણી વેલાં પામે મૃત્યુ.' એહવૂં શાપ કર્યું જત્ર કૃત્ય,
વચન સાંભલી નિ તે તણૂં હૂં રીસિ ભરાણુ ઘણું. ૧૦૩

મિઇ વલતુ દીધુ એ શાપ આપણ બિહુનિ સરખુ તાપ.
કાંઈ ઇ, કહિઇ, માહારુ વાંક ? તૂં અવિવેકી, આકુ આંક. ૧૦૪

આપણ બિનિ સરખૂં દૂખ, સરખુ શાપ કહ્યુ મિં મુખિ.
ગયુ ક્રોધ મુઝનિ તે જિહાં, વિવેક એહવુ આવ્યુ તિહાં. ૧૦૫

બુદ્ધિઇ માંડયુ મિઇ વિચાર, ચિત્ત મહાશ્વેતાનૂં અપાર
એહનિ વિધિ આરોપ્યૂં આજ જેતાં કામિનીનૂં સવિ-કાજ. ૧૦૬

માહારા મયૂખથી ઊપનૂં જેહ કુલ અપ્સરા કેરૂં તેહ.
તેથી મહાશ્વેતા સુંદરી એ ભર્તાર રહીં મનિ વરી. ૧૦૭

તેહનુ સ્વયંકૃત એ દોષ મુઝ સાથિ થયુ ઘણુ રોષ;
એ સાથિઇ મિં ઇ બિ વાર મૃત્યુલોકિ ધરવુ અવતાર. ૧૦૮

---

૧ એમ. ૨ જાંણિ. ભાંજ્યુ. ૩ જગતનિ. પાંમૂં. ૪ કાંમ. ૫ યાહાંરિ. પ્રાણ. ત્યાહિ. ૬ મૂંઝિ માહૂં ૭ પ્રમુદા. પામ્યું અંગિ. ૮ સુખ. અજાંણ. ૯ એ ભારતવર્ષિં. જન્મ (૨) પાંમી. ૧૦ શામા. ૧૧ પાંમે. કહ્યુ ૧૨ તે ઘણૂં. રીશિ ભરાણુ. ૧૩ મિઇ બહુનિ શરખુ. ૧૪ કહીઇ. ૧૫ સરખૂંદુખ. શરખુ. મિ મુખિ. ૧૭ મિઇ. ચ્યંતિ માહાસ્વેતાનુ. ૧૮ વિધિ આરોપ્યુ. કાંમિનીનૂં. ૧૯ માહા મયૂખથી. યેહ. ૨૦ મહાસ્વેતા. ૨૧ તેહુ મૂઝ. પણ, રોષ. ૨૨ તે એ. મિ

નહિ તુ 'જન્મ જન્મ' બિ વાર વીછા એ ન ટલી નિરધાર.
શાપદોષ જુ એહનુ ટલિ, તુ એહનિ એ શ્યામા મ્યલિ. ૧૦૯
વિરહ ભાગિઇ નિ સુખ હોય, પામિ સુંદરી વાહાલી સોય.
તે કારણિ એહનુ તાં દેહ વિણસિ નહિ મિં લીધુ તેહ. ૧૧૦
મહાશ્વેતા જાણી દીકરી આશ્વાસના તેહની મિં કરી.
તે આ દેહ રાખ્યુ છિ અહીં; શાપ અંત લગિ વિણસઇ નહીં. ૧૧૧
હવિ તૂં જા નિ વેગિ, વીર[1] શ્વેતકેતુનિ જઈ કહિ, ધીર!
મોટુ મુનિ તે છિ મહાનુભાવ; કાંઈ કરિ ઉપચાર પ્રભાવ. ૧૧૨
મૂક્તિ શીખ દેઈ ચાલિઉ. એલ્ર ઇંદુનુ મિંઇ પાલિઉ.
દેવમાર્ગ હૂં પાછુ વલ્યુ, વેગિ સિદ્ધિ કરવા નિ પલ્યુ. ૧૧૩
મિત્ર વિણુ હૂં શોકિ અંધ, ત્યાહારપૂઠિ સાંભલુ સંબંધ.
મારગિ વૈમાનિક કો એક મિંઇ ઊલંઘ્યુ ભૂલી વિવેક. ૧૧૪
શોકાતુર મિં ન લહ્યુ મર્મ અભિવંદન સ્તુતિ કરવા ધર્મ.
વિનય તણુ જાણી નિ લોપ તતક્ષણુ તેહનિ ચડિયુ કોપ. ૧૧૫
વક્ર ભમઇ કીધી વિકરાલ, જાણી થૈ પાવકની જ્વાલ.
રોષિ મુઝ પરતિ ઇમ વદિ. દુષ્ટ! ગર્વ આણિ છિ હદિ. ૧૧૬
ગગનમાર્ગ અતિ છિ વિસ્તારિ; સંકીરણ કાંઈ નથી લગાર.
અશ્વ તણી પિરિ ઉન્મદ થયુ, તૂં મૂક્તિ ઉલ્લંઘી ગયુ. ૧૧૭
તેણિ અશ્વ તણુ અવતાર મૃત્યુલોક માંહિ વિહિજિ ભાર.
નયણિ આંસૂ, જોડી પાણી તે પરતિ હૂં બોલ્યુ વાણિ. ૧૧૮
સ્વામી! મિત્રશોક મુઝ મંનિ, તેણિ અંધ થયાં લોચંન.
તે માટિ ઊલંઘ્યા તહ્મો. ગર્વ કશુ ધારૂં નહિ અહ્મો. ૧૧૯

---

૧ પૃષ્ઠના મથાળાના કોશ૰ભાગમાં 'નહી તુ' તું અન્યથા પાઠાંતર ચાલુ શાહીમાં ચાલુ કલમે આપ્યૂં છે. નહી તુ જન્મ (૨) ઇછા ૨ એહિ. શાંમા. ૩ તુ વિરહ. સુષ. પાંમિ. ૪ નહી મિ. ૫ માહાસ્વેતા જાંણી દીકિરી. મિ. ૬ દિઈ. રાષ્યુ. નહી. ૭ શ્વેતકેતનિ. ૮ તે મોટુ મુનિ છિ માનુભાવ. ૯ મૂંકુનિ શીષ. પાલીઉ. મિઇ પાલીયુ ૧૦ માર્ગ. ૧૧ હૂં મિત્ર વિણૂ ત્યાહપૂઠિ. સમંધ. ૧૨ મિઇ ઉલંઘુ નહી વિવેક. ૧૩ મિ. ૧૪ જાંણી. ચઢીયુ. ૧૫ જાંણે. ૧૬ આંણિ. હદિ. ૧૭ વિસ્તાર. ૧૮ મૂંકુનિ. ૨૧ નયણે પાંણિ. વાંણી. ૨૨ કસુ ધરૂં નહીં.

કૃપા કરુ જમ છૂટૂં શાપ. તે બોલ્યુ આણી મનિ તાપ.
માહારૂં કહ્યૂં મિથ્યા નવિ થાય, તૂં પામીશ તુરંગમ કાય. ૧૨૦

## કડવૂં ૯

રાગ આસાઊરી

સાંભલિ નિ તૂં સુંદરી! વાત કહૂં તુઝિ ખરી.
વિસ્તરિ આગલિ જે તેણિ કહ્યૂં રે. ૧

ઢાલ

આગલિ તેણિ ઈમ કહ્યૂં જેહનં થઈશ વાહંન,
તે મરણ પામિ સરોવર માંહિ સ્નાન કરતાં તંન ૨
મજ્જન કરતાં શાપ જાશિ. મિં માગૂં વરદાન.
સ્વામી! એહ કૃપા કરી, હૂં અવતરૂં તેણિ સ્થાનિ ૩
પુંડરીક નિ ચંદ્રમા બિહુ શાપ કારણ દેહ
મૃત્યુલોક માંહાં પામશિ. વીનતી કહૂં છૂં એહઃ ૪
જ્ઞાનદષ્ટિ જોઈ મૂઝિ કૃપા કરુ એ સાર,
શાપ તહ્મારિ જુ હુઇ મૂઝિ અશ્વનુ અવતાર, ૫
વિયોગ તુહિ મિત્રનુ અવતારુ એણિ હારિ.
વલતુ તે તાં બોલિયુ ક્ષણૂં એક કરી વિચાર. ૬
સાંભલિ, રે કપિંજલ તિઇ ઊપાયુ સુહ થૂં સ્નેહ.
હૃદય માહારૂં આર્દ્ર થ્યૂં. હૂં કહૂં તુઝનિ એહ. ૭
ઊજેણી નગરી તણુ છિ તારાપીડ રાજાન
તપ કરિ તે અતિ ઘણૂં પામવાનિ સંતાન. ૮
ચંદ્રમા સુત તેહનિ થાશિ. પુંડરીક તાહરુ મિત્ર
પરધાનનિ ઘિરિ ઊપજશિ રે વૈશંપાયન પુત્ર. ૯

---

૧ યમ. આણી ૨ માહ્રૂં (નીચે સુધારો માહા.). પાંમિશ તુરંગમ. ૩ 'કડવૂં ૯' નથી. ૪ અસાઊરી. ૫ ધરી. ૬ વિસ્તરી યે. ૮ એમ. યે તેહનું થાઈશ. ૯ પાંમિ. ૧૦ જાસિ. ત્યાહિ મિ. વરદાંન. ૧૧ કરી. સ્થાંનિ. ૧૨ નિ તાં ચંદ્રમા બહૂં. ૧૩ પાંમશિ. ૧૪ જ્ઞાંન. ૧૫ મૂંહુનિ. ૧૬ એહિ. ૧૭ બોલીયુ. ૧૮ કપિંજલ હું તિઇ મૂ થૂં. ૧૯ હૃદય. આર્દ્ર. ૨૦ ઉજેણી. તણો તારાપીડ રાજંન. ૨૧ કરે અતિ. પાંમવાનિ સંતાન. ૨૨ સૂત. તેહૂનિ. તાહુ ૨૩ પરધાંનનિ. પૂત્ર.

તૂં હિ તાં, તે ઈંદુ રૂપિ રાતુ જેહ કુમાર,
અશ્વ થાઇ તેહનુ જિમ વિરહ નહીં લગાર. ૧૦

હૂં વચન તેહનં સાંભલી નિ પડયુ ઉદધિ મુઝારિ;
અશ્વ થઇ નિ નીસર્યું; આવિયુ રાનિ દ્વારિ. ૧૧

ઘોડાનિ અવતારિ મૂહ્નિ ગઈ નહિ તે સાન.
પૂરવ ભવનૂં રહૂં મૂહ્નિ પશુજન્મિ જ્ઞાન. ૧૨

તે કારણિ હૂં લેઈ ચાલ્યુ વંન માંહિ, જ્યાંહ.
કિંનરમિથુનનિ અણુસરી નિ આવિયા તે આંહ. ૧૩

ચંદ્રાપીડ અહીં આણી મેહેલ્યુ અવતર્યું જે સોમ.
પુંડરીક તે વૈશંપાયન દેહનુ અનુલોમ. ૧૪

પૂરવ પ્રેમિ તુહ્નિ મિલવા આવિયુ તુઝ પાસ.
અજાણિ તિઇ શાપી બાલ્યુ; થયુ તેહનુ નાશ. ૧૫

વાત એહવી સાંભલી મહાશ્વેતા વદિ વચંન.
પુંડરીક જન્માંતર પામ્યુ, તુહિ મુઝ થૂં મંન. ૧૬

મુઝાંન જીવિતવ્ય સૂંપી આવ્યુ માહારિ શર્ણિ,
તે માટિ હૂં રાક્ષસી, તે મિંઇ પમાડયુ મર્ણું. ૧૭

એહનુ તાં નાશ કરવા પ્રજાપતિઇ હૂં કરી;
અનિ મરતી જીવાડી તે વાત રૂડી આચરી! ૧૮

આપિ મારી ઊલંભુ હૂં દેઊં કુહુનિ આજ?
કુહુનિ કહૂં નિ કિહાં જનઊ? રોતાં લાગિ લાજ. ૧૯

દયા કરિ, હે દેવ! દર્શન. ગયૂં માહારૂં ભાગ્ય.
મુઝ પાપિણી ઉપર તહ્નનિ ઊપનુ વૈરાગ્ય. ૨૦

હા! હણી હૂં વિધાતાઇ! ઇમ કહી વારોવારિ
કરિ આક્રંદ નિ હૃદય તાડિ; પડિ મહી મુઝારિ. ૨૧

---

૧ થેહ. ૩ ઉદધી ૪ નીસર્યું આવીયુ. ૫ મૂહ્નિ સાંન. ૬ મૂંહ્નિ પશૂ જ્ઞાંન ૭ માહિ જ્યાહ ૮ આવીયા. ૯ આણી થે. ૧૧ આવીયુ પાશ. ૧૨ અજાંણિ ૧૩ માહાસ્વેતા. ૧૪ પાંમ્યુ. ૧૫ થે જીવતવ્ય સૂપી. માહ્નિ શરણિં. ૧૬ મિઇ. ૧૭ નાશિ. પ્રજાપતિ હૂં. ૧૮ રૂડી મિ દરી. ૧૯ ઓલંભુ દેઉં. ૨૦ જાઉં. ૨૧ દરિ રે દેવ. માહ્નૂં. ૨૨ ઉપનુ. ૨૩ વિધાતા એમ. ૨૪ આક્રંદ હૃદયે.

કપિંજલ ઇમ બોલિઉ. તાહારુ નહીં કાંઈ વાંક.
લિખ્યૂં તે છૂટિ નહીં, જાણુજ્યુ, આકુ આંક. ૨૨
આકાશવાણી હવી છિ તમ બિહૂનિ તાં જેહ,
તપ ઉત્તમ કરુ છુ, પામશુ પતિ તાં એહુ. ૨૩
તપિ શ્યૂં નવિ પામીઇ? ગૌરીઇ તપનિ રંગિ
દુરાપ તે તાં પામિઉં મહાદેવનૂં અર્ધ અંગ. ૨૪
તિમ તહો ઇ બઇઠાં જાણ્ વલ્લભ અંક.
રુદન રાખુ, કામિની, નિ તપ કરુ નિઃશંક. ૨૫

સાંસતી થઈ મહાશ્વેતા. શોકદીન વંદન
કાદંબરી તે કપિંજલનિ એહવૂં કહિ વચંન. ૨૬
પત્રલેખા તાં તમ સાથિ જઈ પડિયાં નીર.
કામિની તે શ્યૂં થઈ? રે મૂઝિ કહુ નિ વીર! ૨૭
કપિંજલ કહિ. કામિની! હૂં જઈ પડિયુ વારિ,
ત્યાહારપૂહિ તેહનુ નવિ લહુ મિં સમાચાર. ૨૮
ચંદ્રાપીડિ દેહ કિહાં ધર્યું જે સોમનૂં સ્વરૂપ,
વૈશંપાયન શ્યૂં થઉ, તે જોવા ચાલ્યુ અનુપ. ૨૯
હૂં ઇંદુનિ પાસિ ગયુ સવિ પ્રીછિયુ પ્રકાર;
શ્વેતકેતુનિ જઈ નિ સવિ કહ્યૂં સમાચાર. ૩૦

એહવૂં કહી નિ ઉતપત્યુ તે ચાલિયુ આકાશિ.
આશ્ચરજ કાદંબરી પામી; કાંઇ એક થયુ વિશ્વાસ. ૩૧
ચંદ્રાપીડના સહામૂં જોઈ નમન જલની ધાર
રાજલોક સહૂ થયુ આ પાપણ્રિ તાં હારિ. ૩૨

૧ એમ બોલીઉ તાહુ નહી. ૨ લિખ્યૂં. નહી. જાંણુજયો. ૩ આકાશિ વાંણી. ૪ પામશો. એહ. ૫ પાંમીઇ. ૬ પાંમીઉં માહાદેવનુ અર્ધાગ. ૭ ત્યમ. બિઠાં છૂં. વલ્લભ જાંણી. ૮ રાખુ કાંમિની. ૯ મહાશ્વેતા. ૧૧ પત્રલેખા તે. પડીયાં. ૧૨ શું. ૧૩ કાંમિની. ૧૪ લહુ સમાચાર. ૧૫ ચંદ્રાપીડનુ દેહે કિહાં ધે. ૧૬ જોવા આવ્યુ અનૂપ. ૧૭ પ્રીછીયુ. ૧૮ શ્વેતકેતુનિ. ૧૯ ચાલીયુ ૨૦ આશ્ચજ પાંમી. ૨૧ ચંદ્રાપીડ સાંહાંમૂં.

મહાશ્વેતા પ્રતિ વાણી ઉચ્ચરી કાદંબરી.
સખિ! આપણ બિહૂ થાપ્યાં વિધાતાઇ સરખાં કરી. ૩૩
મૂહ્નિ એ તાં મહા મોટુ કીધુ છિ ઉપકાર.
હવિ તાહારૂં વદન જોતી લાજૂં નહિ લગાર. ૩૪
હવિ જીવાનૂં દુઃખ નથી. બાઈ! એક પૂછૂં વાત.
હવિ શૂં કરવૂં ઘટિ? એહવુ થયુ ઉત્પાત. ૩૫
એહવૂં બીજૂં કુણ છિ રે, જે કહિ ઉપદેશ?
મૂહ્નિ ઊપજતૂં નથી જે શૂં કરવૂં લવલેશ. ૩૬
કલ્યાણ લહૂં શૂં કરિ તે કુહુ નિ મૂહ્નિ ધર્મ.
મહાશ્વેતા વદિ વલતી. સુણ્ય બાઈ! મર્મ. ૩૭
એ વાતનૂં શૂં પૂછવૂં નિ કિહિવૂં શૂં તાં આજ?
આકાશવાણીઇ કહ્યૂં આપણ બિહૂનિ કાજ. ૩૮
વલ્લભનિ પામવાની આશા કરાવિ જેહ,
ઊલંઘી જાઇ નહીં, કરવૂં કરાવિ તેહ. ૩૯
વૃત્તાંત જે પુંડરીકનૂં મુઝ પ્રગટ થયૂં નિરધાર
કપિંજલ આવી કહ્યૂં દેખતાં સવિ પરિવાર, ૪૦
વચનના વિશ્વાસથી મિં અવરિ ન કર્યૂં કામ.
દેહ તેહનુ ઉતપત્તુ. તાહારિ અંકિ છિ તાં સ્વામિ. ૪૧
જિહાં લગિ વિણસિ નહીં એ રાજસુતનુ કાય,
તિંહાં લગિ કાંહાંથી જ બાઈ! અવરિ તેહ ઉપાય? ૪૨
સેવા મેહેલી એહની નિ બીજૂં શૂં છિ કૃત્ય?
ઈંદુ પ્રત્યક્ષ દેવ છિ તેહ શૂં રાખુ પ્રીતિ. ૪૩
કાઇ મૃદ પાષાણના સુર પૂજિ છિ શ્રેય અર્થ.
તાહારિ ચંદ્રાપીડ નામિ સોમ છિ સમર્થ. ૪૪

---

૧ મહાસ્વેતા. વાંણી ૨ સખી. બેહૂ. શરષાં ૩ મૂંહૂનિ. મોહા. ૪ નહી. ૫ 'હવિ' પછી 'મૂઆ' લખી લોપ ચિહ્નથી કાઢી નાંખેલ છે. જીવાનૂ દુખ. પૂછ. ૬ ઉતપાત. ૮ શૂ. ૯ કલ્યાંણ હુ. ૧૦ ધર્મ. ૧૧ શૂ. ૧૨ વાંણીઇ. બેહૂનિ. ૧૩ પાંમવાની. યેહ. ૧૪ હલંધી. નહી બાઈ કરવૂં નિશ્ચિંઈ. ૧૫ યે. ૧૬ દેષતાં. પરવાર. ૧૭ મિ. કાંમ. ૧૮ તેહ્નુ. તાહ્નિ. ૧૯ નહી. સુતનૂં. ૨૨ સૂં રાષુ. ૨૩ કાઇ. પાષાંણના સુશ્રિય. ૨૪ તાહ્નિ સમરથ.

સેવ્યા વિણુ તૂઠિ થયુ છિ ઇંદુ એ પ્રસંન.
કાદંબરી રલિઆતિ થઈ સાંભલી એહ વચંન. ૪૫

અણુબોલી ઊઠી કામિની મદલેખા તેડી સાથિ
તરલિકાનિ ઊઠાડી કહિ વિષમ પુછ્યા નાથ. ૪૬
શીત આતપ વાત વર્ષા નહીં જેણિ સ્થાનિ,
શય્યા સુંદર જોઈ તિહાં પુઢાડિઉ રાજાન. ૪૭
મંગલ વલય એક રાખી બીજા ઊતાર્યાં શૃંગાર.
સ્નાન કરી નિ વસ્ત્ર ધોયાં પિહિરિયાં તવ નારિ. ૪૮
અધર ધૂઇ કામિની; તાંબૂલરંગ ન જાઇ
વદન જૂઇ નાથનૂં નયણિ તે નીર ન માઇ. ૪૯
નવિ દીઠા, નવિ સાંભલ્યા, નવિ શીખિયા ઉપચાર
મૂર્ખ વિધાતાઇ કરાવી કરિ તેણી વાર. ૫૦
કુસુમ, ચંદન, ધૂપ, લેપન, નીરાજન, અભિસાર
સુરતની સવિ સજાઈ તાં સમર્પી ભર્તાર. ૫૧
વિરૂપ શોકિ સતી, નયણિ નીર, ગદ્‌ગદ વાણિ
મરણુ પાઇ દુઃખ અધિકૂં હ્રદિ માંહિ આણિ. ૫૨
ઊછંગિ લેઈ ચરણુ પિઉના બઇઠી નિશ્ચલ મંન.
શ્રાંત ભૂખ્યુ સાથ સઘલુ, રાયના જે જંન. ૫૩
દિવસ તે ઇમ નીગમ્યુ. સહૂઇ કર્યું ઉપવાસ.
સાથ સઘલુ રહ્યુ બઇસી તેહનિ તાં પાસ. ૫૪

કડવૂં ૧૦

રાગ આસાઊરી.

નિશા થઈ તેણી વાર જી. દુઃખ આણિ અતિ નારિ જી.
પરિવાર પાસિથી દુખિઉ ઘણૂં રે. ૧

---

૧ તૂંહૂનિ. ૨ રલીઆતિ. ૩ કાંમિની મદલેષા. ૫ સ્થાંનિ. ૬ શિય્યા. પુઢાડીક રાજાંન. ૭ મંગલ એક રાખી નિ બીજા ઉતાર્યાં. ૮ સ્નાંન. પિહિરીયાં. ૯ કાંમિની. ૧૦ નયણે. ૧૧ ચે નવિ દીઠા. શીષીયા. ૧૨ મૂર્ષ. કરાવી. ૧૩ અભિચાર. ૧૪ સુરજની. સજાઈ સમર્પ્યાં. ૧૫ નયણે. ગદગદ વાંણિ. ૧૬ દુઃષ હ્રદિ. આંણિ. ૧૭ ઉછંગિ. પ્રીઉના બિઠી. ૧૮ ભૂખ્યુ. ૧૯ એમ. ૨૦ બિશી. પાશ. ૨૧ કડવું ૧૦. ૨૨ 'રાગ આસાઊરી' છે નહિ. ૨૩ દુષ. આંણિ. ૨૪ દુષીઉ.

ઢાલ

પરિવાર દૂખિઉ થઈ રહ્યુ. કષ્ટિ ગઈ તે રાતિ.
નિદ્રા નાવી નારિનિ તેહની કરતાં વાત. ૨

પ્રાત ઊઠી કામિની મદલેખાનિ કહિ વાણિ.
રાયનૂં રૂપ ફિરૂં નથી. બાઈ, જો નિ, ચતુરસુજાણ. ૩

મદલેખા વલતી વદિ આશ્ચર્ય મોટૂં એહ.
તેજ વાધ્યૂં અતિ ઘણૂં રાયજી કેરિ દેહ. ૪

સુંદર મુખ નિ કપાલ, નાસા, અધર, નયન, કપોલ;
કેશ શ્મશ્રુ નિ અંગુલી, નખ, અંગ સર્વ અલોલ. ૫

આકાશવાણી સત્ય તે નિ શાપનૂં વૃત્તાંત,
કપિંજલિ તાં જે કહ્યૂં પૂરવનૂં એકાંતિ. ૬

મદલેખાઇ એહવૂં કહ્યૂં. મહાશ્વેતાનિ કરી સાદ
શરીર રાનૂં દેખાડયૂં બ્યંહૂં નહીં ઉહ્લાદિ. ૭

રાજલોકનિ વલી દેખાડયૂં. વિસ્મય થઈ જન જોઇ.
એણી પરિ તવ વીનવિ પાગિ પડી સવિ કોય. ૮

પ્રતાપ દેવી! તહ્મારુ જે રહ્યું નિર્મલ તંન.
એણિ પિરિ કરિ વીનતી જે રાયના સવિ જંન. ૯

પછિ ઊઠી માનિની નિ પુષ્પ વીણ્યાં સાર.
સ્નાન કરી પૂજા કરી તે દેહની ઉપચાર. ૧૦

રાજલોકનિ આજ્ઞા દીધી અશન કરવા સ્નાન.
કરી ભોજન આવિયા વેગિ તે તેણિ સ્થાનિ. ૧૧

મહાશ્વેતા ફલ લાવ્યાં; કર્યાં શપથ અપાર.
સાથ સહિત કાદંબરીઇ તે કર્યા તવ આહાર. ૧૨

૨ પરવાર દુઃખીઉ ૪ કાંમિની મદલેષાનિ. વાણિ. ૫ રાયનૂ. સુજાણ. ૬ મદલેષા. ૮ મુષ નિ કપોલ નાશા અધર દંત. ૯ નય ૧૦ વાંણી. ૧૧ 'તાં' નથી. યે. ૧૨ મદલેષાઇ. માહાસ્વેતાનિ ૧૩ દેષાડયૂં. નથી ઓહ્લાદ. ૧૪ રાય (પાઠાંતર'ય'ને માથે ગુજરાતી લિપિમાં 'જ' ) 'વલી' નથી. દેષાડયૂં. થયૂં સવિ કોય. ૧૫ પાગે. ૧૬ યે. ૧૮ માંનિની. વીણ્યાં. ૧૯ સ્નાંન ૨૦ આગન્યા. ગઇ તવ ૨૧ આવીયા. ૨૨ મહાસ્વેતા. કર્યાં. ૨૩ સહીત.

વલી અંકિ ચરણ લેઈ બઇઠી તે તાં કામિની  
દિવસ તે તાં નીગમ્યુ નિ બઇઠાં ગઈ તવ યામિની १३

દિવસ ત્રીજિ મંન માંહિ થયુ દઢ વિશ્વાસ.  
દેહ એ નિશ્ચલ થયુ નિ નહીં તેહનુ નાશ. १४

મદલેખા પરતિ કહિ કાદંબરી એક વાત.  
વાટ જોશિ ચિંતા કરશિ માહારાં માત નિ તાત. १५

સેવા કરવા શરીરની મિં રિહિવૂં આણિ ઠારિ.  
તહ્નો જઈ નિ તેહનિ સવિ કહુ સમાચાર. १६

અહીંકણિ જિમ આવિ નહીં તિમ કિહિજુ કરી ઉપાય.  
માતા પિતા દેખિ નિ મિં શોક સહુ ન જાય; १७

સ્વજન દીઠિ શોક દીપિ. વિમાસૂં છૂં મંન,  
જીવવાની આશ છિ તુ કિમ કરૂં રુદંન? १८

એહવૂં કહી નિ વુલાવી. તે જઈ આવી નારિ.  
કાદંબરી પરતિ કહિ તે તિહાંનુ સમાચાર. १९

જઈ મિં તેહનિ કહ્યૂં. મન માંહિ થયાં રલિયાતિ.  
વલી વલી આલિંગન દેઈ કહ્યૂ છિ વિખ્યાત. २०

વચન અહ્મારા ચઢ્યા હવિ થોડિ કાલિ  
શાપનુ તાં અંત થાશિ; જીવશિ ભૂપાલ. २१

સુખ અહ્મનિ ઊપનૂં; આનંદ પામ્યૂં ગાત્ર.  
થોડિ દાહાડિ સુખ જોશૂં સહિત તાં જામાત્ર. २२

ભલૂં થયૂં જિર સ્વિ નર્યું તિ ઇંદુનુ અવતાર.  
થોડા દિન માંહિ કાર્ય થાશિ. મંન રાખુ ઠારિ. २३

વચન એહવાં સાંભલી આનંદ પામી અંગિ  
શરીરની સેવા કરિ પછિ મંન આણી રંગિ. २४

---

१ બેઠી. કાંમિની. २ બિઠાં ... હિ. ... સેવા. ६ ... માહાં. ७ શરીરની મિ. આણિ. ८ ... નિ મિ. ... १२ જીવવાંની આસ. १५ જઇ નિ ... ६ ... ધન. ... વિક્ષાત. १९ સુખ અમનિ. २० કાં ... નર્યું નિ. २२ ... ચશે. २३ માં

ઇમ કરતાં વહી ગયા તે વર્ષા રિતુના દિન
શરદ આવી સોહામણી નિ નિર્મલ થયૂં ગગન. ૨૫
કર્દમ સઘલિ સૂકાણુ નિ માર્ગ થ્યા તે રમ્ય.
મેઘનાદ વાણી બોલિઉ કાદંબરીનિ નમ્ય ૨૬
કૂંઅર શિ આવ્યુ નહીં ઇમ કરી મંનિ ઉચાટ
તારાપીડ જૂઇ ઘણી યુવરાજ કેરી વાટ. ૨૭
પરધાન નિ વિશ્વાસવતીઇ મોકલ્યા છિ ચાર.
જોવા કારણિ આવિયા તે સિદ્ધ આણિ દારિ. ૨૮
તે શોક જોઈ તહ્મારુ અહ્મે રાખિયા દિન ચ્યારિ.
મિંઇ કહ્યું, તેહનિ આજે, કાં લગાડુ વાર ? ૨૯
તહ્મો ચાલુ. સંદેસુ નહિ કહિ ચંદ્રાપીડ;
કાદંબરી કિહિશિ નહીં, જેહનિ આવી પીડ. ૩૦
ને માટિ તહ્મો વેગિ જાઉ રા ભણી એકાંત.
અહીંઅનૂં તાં વીનવુ અશેષ સવિ વૃત્તાંત. ૩૧
વલતા રીસિઇ બોલિયા. અહિ શી પરિ જવાય ?
કૂંઅરનિ દીઠા વિના તિહાં વાત શી કિહિવાય ? ૩૨
એહવા છૂં અભાગિયા જે પામૂં નહિ દર્શન,
સદા સેવક રાયના ચરણિ થયા પાવન. ૩૩
તહ્મો અહ્મનિ શીખ દુ છુ વિના કરિ પ્રણામ.
અપરાધ શુ છિ અહ્મારુ ? કાંઈ નથી ચૂકા કામ. ૩૪
કાદંબરીનિ વીનવુ. દર્શન કીજિ આજ.
ઉત્તર તિહાં શુ દીજીઇ, જવ પૂછશિ મહારાજ ? ૩૫
પ્રત્યક્ષ જોઈ ગયા હર્ષિ તેહવી કીજિ વાત,
યુવરાજ દીઠુ ? પૂછશિ જિહારિ રાય નિ તાં માત. ૩૬

---

૧ એમ દિન. ૨ ઋતુ સોહાંમણી. થયું. ૩ સૂકાંણા રંમ્ય. ૪ વાંણી બોલીઉ. ૫ કુઅર. નહી એમ મંન્યિ. ૬ ગ્રુવરાજ. ૮ આવીયા. આંણિ. ૯ રાખીયા. ૧૦ મિઇ કહ્યુ યે તહ્મો ચાલુ. ૧૧ તેહૂનિ કહૂં મિ. નહી. ચંદ્રાપીડિ. ૧૨ યેહનિ. પીડિ. ૧૩ એકંત. ૧૫ રીશિઇ બોલીયા અહ્મો. ૧૬ કુઅરનિ. ૧૭ અભાગીયા. પાંમૂં નહી. ૧૮ ચરણે. ૧૯ શીષ. પ્રણાંમ. ૨૦ અપરાદ્ધ. કાંમ. ૨૨ ઊતર. માહારાજ. ૨૩ દેઇ. ૨૪ ત્યાહિ.

ભાઈજી ! તહ્નનિ ગમિ તે કીજીઇ પ્રકાર.
વિમાંસી કાદંબરી બોલિયાં તેણી વાર. ૩૭

મેઘનાદ ! તેહનિ ઇમ ઘટિ જે જોયા વિણુ ન જવાય.
વારતા અમાનુષી તે કિમ માનિ રાય ! ૩૮
દીઠિ મન માનિ નહીં તુ અણદીઠિ તાં ક્યંમ ?
અસંભાવ્ય વાત છિ એ. વિમાંસુ નિ ત્યંમ- ૩૯
એહનિ પણુ પ્રેમ અધિકુ. તેડુ આણિુ હારિ.
દર્શન પામિ રાયનં. ઇમ કહ્યૂં જાહારિ નારિ, ૪૦
મેઘનાદ જઈ તેડી આવ્યુ જિહાં પુઢિયા રાજંન
ચરણિુ તાં પ્રણામ કરી નિ રહ્યા તે સવિ જંન. ૪૧
કાદંબરી કહિ. ભદ્ર ! સાંભલુ. ન કરવુ અહીં શોક.
મરણધર્મી સરજિયુ છિ વિધાતાઇ લોક. ૪૨
દુઃખ સુખ બિહુ આંતરિ અણચીંતવ્યાં આવી પડિ.
આશાસુખની મનિ લાલચિ, અસુખ તેણિુ નવિ નડિ. ૪૩
જઈ કિહિજુ રાયનિ, જે નિરખિયુ કુમાર.
અચ્છોદ સરિ તાં રહુ છિ, ઇમ કિહિજુ સમાચાર. ૪૪
દેહ એ નથી વિણસતુ, તે જાણીઇ ઇધાણુ.
સત્ય તે થાશિ સહી અમાનુષી જે વાણિુ. ૪૫
આશા છિ જીવ્યા તણી. તે જૂઇ છિ અતિ વાટ.
તે કારણિુ કાંઇ મરણુ તેહનિ ઘાલવુ ઉચાટ ! ૪૬
વાણીનુ વિશ્વાસ નાવિ. દૂખ આણિુ મંનિ.
આફણીઇ આમલિ સરવિ જાણુશિ રાજંન. ૪૭
હવડાં કિહિજુ કુશળ છિ. વલતા વદિ તે ચાર.
સાંભલુ, કાદંબરી, એ વાતનુ વિચાર. ૪૮

૨ વિમાંશી. બોલીયાં. ૩ એમ. જવાયિ. ૪ અમાંનુષી. માંનિ. ૫ માંનિ ૭ આંણિુ. ૮ દર્શન. ચાહિ. ૯ પુઢીયા. ૧૦ ચરણે. ૧૧ સાંભલિ. ૧૨ મરણધરમી શરજીયુ. લોકિ. ૧૩ દુખસુખ બેહૂ. અણચીતવ્યાં. ૧૪ આશાસુખની. અસુખ. ૧૫ કિહિયો. નીરખીયુ. ૧૬ અછોદ. એમ કહજો. ૧૭ જાંણીઇ ઇધાંણુ. ૧૮ અમાંનુષી. વાંણિુ. ૨૦ કારણિુ કહી. ૨૧ વાંણીનું. દૂખ આંણી. ૨૨ જાણયિ. ૨૩ કિહિયો. ચ્યાર.

કૂંઅર બિહુની ઉશિરિ અહ્મો મોકલ્યા છૂં રાય.
વિમાસણ તાં અતિ ઘણી તે તેહના મન માંહાં થાય. ૪૯
અહ્મો જઈ તિહાં શું કહૂં ? કુહું. જૂઠૂં કિમ બોલાય ?
શોકાતુર તેહનિ દેખી કિમ શોક ઢાંકુ જાય ? ૫૦
વિશ્વાસ સહૂનિ અહ્મારુ જે ન બોલિ અસત્ય.
બાઈજી ! તહ્મો જે કહુ તે કીજઇ તાં કૃત્ય. ૫૧
વચન તેહનાં સાંભલી નિ વિમાસી કહિ કામિની
મેઘનાદ પરતિ વિચારી નિ ભેદ શું તે ભામિની. ૫૨

## કડવૂં ૧૧

રાગ ગુડી.

હૂં ઇ જાણું છૂં તાં ખરી, ઉત્તમ જૂઠૂં કિમ ઉચ્ચરિ ?
મિં કહ્યૂં તે એણિં ભેદિ, જાણૂં ગુરુ પામશિ ખેદ. ૧
જે કારણિ તેહનિ સુત વિત્ત, પીડા અતિ ઘણી થાશિ ચિત્ત,
તે માટિ કીજઇ ઉપાય. બીજુ કો મનમાન્યુ જાય. ૨
અહીંનૂં જઈ નિ કહિ વૃત્તાંત, સહી જીવશિ તે એકાંતિ.
જેહનુ તાં આવિ વિશ્વાસ, આકાશ વાણી કહિ પ્રકાશિ. ૩
મેઘનાદ વચન ઇમ વદિ. રાજલોક સવિ દૂખિયુ રિદિ
કંદ મૂલ ફલનુ કરિ આહાર; નિશ્ચલ ચરણિ રહુ છિ હારિ. ૪
ચરણ ત્યજિ તે જાઇ નહીં જેહ તણી મતિ એહવી સહી:
અણુનમાવ્યા જે તાં નમિ, હિત વચન કહુ ઇ તાં ગમિ, ૫
પાછુ ઉત્તર જે નવિ કહિ, રતવિયા નીચૂં જોઈ રહિ,
રુસિ નહીં દેખંતાં આલિ, પૂછયા હિત મિત કહિ રસાલ, ૬
અણુકહિ કરિ તાં કામ, કહી ન દેખાડિ કરી કામ,
આમલિથી ચાલિ સંગ્રામિ, ત્યજી પ્રાણ-નવિ છાંડિ ઠામ, ૭

૧ કૂઅર બહુનિ. ઉશિરિ. ૨ આહિ. ૩ કહું ૪ દેખી. ૫ સહૂંની અહ્મારું. ૭ વિમાશી. કાંમીની. ૯ 'કડવું ૧૧' છ નહિ. ૧૦ ગુડી ચુપઈ. ૧૧ હું. જાંણું. ખરી. ૧૨ મિં. જાંણું પાંમશિ ખેદ. ૧૩ યે. તેહુનિ. થાશિ. ૧૪ મનમાન્યુ. ૧૬ યેહનું. આકાશિવાંણી. ૧૭ એમ. દુખીયુ. ૧૮ ચરણે. ૧૯ ચમૂં. નહી. યેહ. ૨૦ યે. ૨૧ પ્રત્યુત્તર નવિ. સ્તવીયા. જોઇ. ૨૨ નહી. મતિ. ૨૩ કાંમ. દેખાડિ કાંઈ કામ. ૨૪ ત્યજિ પ્રાંણ.

ત્યાગ તણી વેલા હુઇ જિહાં પાછલિ નાસી પઇસિ તિહાં,
ધનથી પ્રભુ થઇ અધિકુ નેહ તેહનિ અર્થિ છાંડિ દેહ, ૮
ઘરથી સુખ સ્વામીનિ ચર્ણું, તૃષ્ણા પરિચર્યાની શર્ણું,
સ્વામી સંતોષાણુિ તોષ, જાણી રખે ઊપજિ દોષ, ૯
ઇંદ્રી સાજિ ઇંદ્રી હીણુ, શક્તિ થકાં પણ જે તાં ક્ષીણ,
દેખિઇ નહીં છતિ લોચંન, કર્ણ છતિઇ નવિ સુણિ વચંન, ૧૦
બોલિ નહીં યદ્યપિ છિ વાણિ, જાણંતા ઇ થાઇ અજાણ,
સ્વામીની રુચિ દેખી કરિ, મંનિ મંન સદા અણુસરિ. ૧૧
( મેઘનાદ કહિ ) દેવી ! સુણ. કૂંઅરનુ વિરહ છિ ઘણ.
તહ્મો ચંદ્રાપીડનિ ઠામિ જેહ કહુ તેહ કીજિ કામ. ૧૨
<u>ત્વરિતક નામિ છિ દાસ,</u> તેહનુ રાયનિ અતિ વિશ્વાસ.
તેહનિ મોકલીઇ ચર સાથિ. વાત 'કરિ તે માનિ નાથ. ૧૩

એહવૂં કહી ચલાવ્યા સહૂ ત્વરિતક નિ ચર તે બિહુ.
વાટિ વીતા કેટલા દિંન. ઊજેણી આવ્યા તે જંન. ૧૪
તેણિ સમિ તે વિલાસવતી, કૂંઅરની ઉસિરિ અતિ સતી,
ઊજેણીની દેવ્યા જિહાં પ્રણામ કરવા આવ્યાં તિહાં. ૧૫
દેહરિ તિહાં વાત વિસ્તરિ <u>માંહોમાંહિ લોક ઉચ્ચરિ.</u>
કૂંઅર કેરુ સમાચાર લેઈ આવ્યા રાના ચાર. ૧૬
વિલાસવતીઇ વાત સાંભલી; <u>મન માંહિ પામી અતિ રલી.</u>
જે તેહનિ પૂછિ સુંદરી. કહુ, કુણિ એ વાત જ કરી ? ૧૭
વાણી રૂપિયૂં અમ્રત એહ કુણિ કણિં નામ્યૂં તેહ ?
કુણિ દીઠુ માહારુ તંન ? કુશલી છિ, કહુ, પ્રાણજીવંન ? ૧૮

---

૧ વેલાંઇ જિહાં. નાશી પિસિ ત્યાંહાં. ૨ પ્રભૂ. તેહ્નિ. ૩ સુખ. ૪ નંણે ૫ સાજે ઇદ્રી. થકા પે. ૬ દેખીઇ નહી. શ્રુણિ. ૭ નહી. યાંણિ. જાંણતાં. દેખી. ૯ શુણ. કુંઅરનુ વિરહિ. ૧૦ ચંદ્રાપીડિનિ ઠાંમિ. પે કહુ તિમ. ઠાંમ. નાંમિ. ૧૨ તેહ્નિ. માંનિ. ૧૩ સહૂં બહૂ. ૧૪ દિન. ૧૫ કુઅરની હરોરી. ઊજેણીની. પ્રણાંમ. ૧૭ ત્યાંહાં. માહોમાહિ. ૧૮ કુઅર. ૧૯ પાંમી. ૨૧ ણી રૂપીયૂં અમૃત. કહ્યું નામ્યું.

કાશદ છિઇ તે કેટલિ દૂરિ ? કુશલી દીઠુ તેણિ ઘર ?
( ઇમ પૂછિ નયણિ જલધાર ) કુહુ, રે કુશલ છિ કુમાર ? ૧૯
કેટલિકિ મેહેલ્યુ યુવરાજ ? પૂછુ કો કાશદનિ આજ.
દીહાં થ્યા કેટલાએક દિન ? હૃષ્ટપુષ્ટ છિ સુતનૂં તંન ? ૨૦
જેણિ કામી ગ્યુ તે વીર, વૈશંપાયન મ્યલિયુ ધીર ?
કેટલિ દીહાડિ મારગ માંહાં કષ્ટ ભોગવી પુહુતા તાંહાં ? ૨૧
પ્રધાનસુત પાછુ આણિયુ ? ગહન વન માંહાં કિમ જાણિયુ ?
મ્યલિયાં પત્રલેખા મેધનાદ, જે દીઠિ થાઇ ઉહ્લાદ ? ૨૨
દેવવર્ધન સાથિ સંદેશ જે કાહાવ્યુ હૂતુ નરેશ,
તે પુહુતુ કૂંઅરનિ ? કહુ જે કો તિહાંની વારતા લહુ. ૨૩
કાંઈ મોકલ્યૂં છિ ઇધાણુ ? કૂંઅર કુશલી છિ મુઝ પ્રાણ ?
અશ્વસેન કુશલી છિ સાથિ, જે પૂહિ મોકલિયુ નાથિ ? ૨૪
ભરતસેન જે માહારુ ભ્રાત, તેહની કુશલ કુહુ નિ વાત.
કુછલી છિ, કહુ, ભદ્રસેન અનિ વીર અવંતીસેન ? ૨૫
તેણિ શૂં પામ્યા છિ સંગ ? સેવક બીજા રાખ્યા રંગિ ?
શૂરસેનસુત તાં જેહ વીરસેન, કુશલી છિ તેહ ? ૨૬
પિતા મરણ પામ્યુ તેહ તણુ. માતાનિ વાહાલુ અતિ ઘણુ.
પ્રથમ મોકલ્યુ છિ તે ગામિ. તેહની માનૂં નહિ હામિ. ૨૭
ઇમ પૂછી તાં વારોવારિ, યદ્યપિ નાપિ ઉત્તર હારિ.
ગ્રામદેવતા તણિ પ્રાસાદિ કાશદ તેડયા મન ઉહ્લાદિ ૨૮
થાકા અતિ હાલી નવિ સકિ; મલિન વસ્ત્ર; વાણી નવિ બકિ;
મિલાં અંગ અતિ ભરિઆં ધૂલિ; રૂખા કેશ; પગિ ભાગી સૂલિ; ૨૯
ત્વરિતક સહિત સોપિ ચાર આવી કરિ જોટાલિ જુહાર,
એટલિ આદર શૂં ઉચ્ચરી, વિલાસવતી તે પ્રશ્ન જ કરિ. ૩૦

---

૨ એમ. નયણે. ૩ કેટલિકે. ૪ ઋષ્ટ. ૫ પેણિ હાંમિ. મ્યલીયુ ૬ ઘાડે. માહાં. તિહાં. ૭ પ્રધાંન. આણીયુ. મિહિન. માહિ કેમ જાંણીઉ. ૮ મ્યલીયાં પત્રલેખા. પે. ઓલ્હાદ. ૯ સંદેસ પે. ૧૦ કહુ પે ૧૧ ઇધાંણ. કુઅર. ૧૨ પે. મોકલીયુ. ૧૩ પે. તેહનિ. ૧૪ કહો ભદ્રસેન. ૧૫ પાંમ્યુ. ત્રંગિ. રાખ્યા. ૧૬ પેહ. ૧૭ પાંમ્યુ. ૧૮ નહી હાંમિ. ૧૯ પૂછી વારોવારિ. ઉત્તર. ૨૦ ગ્રાંમદેવતા પ્રાસાદિ. મનિ ઉહુલાદ. ૨૧ હસિ. મલીન. વાંણી. ૨૨ ભરીઆં રૂખા. ૨૩ ત્વરીત. પેટલિ. ૨૪ ઉચ્ચરિ

કુહુ નથી, કુશલી છિ તંન ? રહી સકિ નહીં માહારૂં મંન.
દીઠુ હષ્ટપુષ્ટ સવિ અંગ ? મ્યલિયુ વૈશંપાયન સંગ ? ૩૧

એણી પરિ પૂછ્યું જેટલિ, નીચૂં જોઈ રહ્યા તેટલિ.
નયણિ જલ નિ નવિ બોલાઇ; ભદ્ર વીનવિ. સાંભલુ, માય ! ૩૨

અચ્છોદ સરોવરનિ તીરિ યુવરાજ દીઠુ અહો વીર.
શેષ વારતા કારણુ જેહ, ત્વરિતક કિહિશિ તાં એહ. ૩૩

એહવૂં વચન સુણી દુઃખ ધરિ માતા; નયણિ આંસૂ ઝરિ.
ત્વરિતક શૂં કિહિશિ વલી ? વાત કાંઈ નવિ જાઇ કલી. ૩૪

આવતા મિ તહ્મો દીઠા યદા, કારણુ કાંઈ મિ જાણ્યૂં તદા.
લેખ વિના સૂનાં તાં શીશ; દીન વદન, જાણી કાંઈ રીસ; ૩૫

આંસૂ નિવારી રાખતા; વિમાસી વાણી ભાખતા.
ઉદ્યમ વિહુણા; ચાલિ હીણ; દુઃખિ કાયા દીસિ ક્ષીણ. ૩૬

મિઇ આગલિ ચીંતવિયૂં યથા, તહ્મો તેહ કહ્યૂં સર્વથા.

રાગ સોરઠી

હા હા કૂંઅર ચંદ્રાપીડ રે, ચંદ્રવદન, અતિ શીત,
જગતમોહન, ગુણના આગર, કાં ઉતારી પ્રીતિ ?
માહારા વાહાલા હો ! આવુ આણિ દારિ.
દૂખિણી માનિ રાખીઇ હવિ રોતી પ્રાણધાર ! ધ્રુવપદ૦ ૩૭

એવડૂં કુહું શૂં પડ્યૂં જે આતા ! તૂં રીસાવ્યુ ?
વૈશંપાયનનિ ગ્યુ તેડવા; વલતુ શિ નવિ આવ્યુ ? માહારા૦ ૩૮

પીડાણી બોલૂં ઘણી રે; ઊલંભુ નહિ કોપ.
મૂંહિ મેહેલી કિહાં ગયુ ? માહારા સુખનુ કીધુ લોપ. માહારા૦ ૩૯

મુખ તાહારૂં દુર્લભ થયૂં રે. હઇડૂં મુઝ પાષાણ;
દુઃખ એવડિ ફાટૂં નહીં, નવિ નીસરિયા મુઝ પ્રાણ. માહારા૦ ૪૦

---

૨ અષ્ટપુષ્ટ. રયલીયુ. ૩ પેટલી. નીચૂં. ૪ નયણે. ૫ અછોદ સરોવરની. ૬ .. ત્વરીતક. ૭ શુણી દુખ. નયણે. ૮ ત્વરીતક. કાંઇ. ૯ કાંઈ મિ કાંઈ. લેષ. શીસ. જાણે. ૧૧ રાષતા. વિમાશી વાંણી ભાષતા. ૧૨ દુખિ. ૧૩ ગલિથી ચીંતવીઉ. તે. ૧૫ કુઅર. ૧૭ આંણિ ૧૮ દુખિણી. રાષીઇ. પ્રાંણાધાર નાહ્રા ।૨।દ્ર॥. ૧૯ પે. ૨૦ન. મારા. ૨૧ પીડાંણી. નહીં. ૨૨ મૂંહુનિ. સુખનુ. .રા. ૨૩ મુખ તાહરૂં. થયૂ. હઈડૂં પાષાંણ ૨૪ દુખ નીશરીયા. 'માહારા' છે નહિ.

વાંક નહીં, સુત, તાહરુ રે. હૂં અ પાપિણી નારિ.
કર્મ કરિ છિ માહરૂં તે કીધાનુ નહિ પાર. માહારા૦ ૪૧
પાગિ પડૂં છું તાહરિ, સુત, આવુ અહીં એક વાર.
અવગુણુ, કહુ, મિ શા કર્યો માહારા પ્રાણુ તણા આધાર? માહારા૦ ૪૨
શૈશવ સમરી તાહરૂં રે આવિં અતિ ઘન શોક.
રમતુ જોઈ તુહનિ તાં 'પલુ જી' કિહિતુ લોક. માહારા૦ ૪૩
યૌવન દેખી તાહરૂં રે હૂં અતિ થઈ રલિયાત.
જાણ્યૂં વહૂ ઘરિ આવશિ નિ થાઇશિ વરની માત. માહારા૦ ૪૪
રોતી જોઈ મૂહનિ રે આવુ રાખવા, તંન !
તૂં વિના કિમ જીવીઇ ? માહારા પ્રાણુ તણા જીવંન ! માહારા૦ ૪૫
તૂં વિના રહૂં જીવતી નિ હઇઅડૂ જુ નવિ ફાડૂં,
કૂંઅર ! તાહારા તાતનિ પછિ મુખડૂં શૂં દેખાડૂં ? માહારા૦ ૪૬
અનિષ્ટ થયૂં કાંઈ તુહનિ એ શ્રદ્ધા ન મનનિ થાય.
ઉત્પાત હુઇ જુ એવડુ તુ હઇઅડૂં ફાટી જાય. માહારા૦ ૪૭
ત્વરિતકનિ પૂછી ન સકૂં. જાણૂં, શૂં છ કિહિશિ.
કદાચિ કાંઈ કુહૂં હશિ, તુ પ્રાણ કેહી પિરિ રિહિશિ ? માહારા૦ ૪૮
હવિ મિ બોલાતૂં નથી રે નહીં કરૂં રુદંન.
આવુ, સુત, દેખાડવા મૂહ્નિ એક વાર વદંન. માહારા૦ ૪૯
કહીઇ હૂં દૂહવી નહીં; નિ સામટડૂં દૂખ દેવા–
અહ્મ પિ ભલાં વાંઝિઆં–આવ્યુ પ્રાણ અહ્મારા લેવા. માહારા૦ ૫૦
સહીરાનિ વલગી રહી; નિ બોલી ન સકઇ વાણી.
મૂર્છાગત તે તાં થઈ, જાણી ગયુ નીસરી પ્રાણી. માહારા૦ ૫૧

૧ ૧ વાક નહી. ૨ આહારૂ. નહી. મા ૩ પડયૂ. ૪ માહા. મા. ૬ તુંહનિ પહુ ૭ કેહિતુ. મા. ૭ દેખી. રલીયાત. ૮ જાંણ્યૂં. 'નિ' નથી. મા. ૯ રાપવા. ૧૦ માહા. મા. ૧૧ હઈઅડૂં. ૧૨ કૂઅર તાહા. મુખડૂં. દેષાડૂં. મા. ૧૩ તુહનિ. ન મંનિ ન. ૧૪ હઈઅડૂં. મા. ૧૫ જાંણૂં. ૧૬ કહૂં. પ્રાંણ. મા. ૧૮ દેષાડવા મૂંહનિ. 'માહારા' નથી. ૧૯ કહીઇ. દૂહવી. દૂષ. ૨૦ અંમ પિ ભલૂ વાંઝીઆં. પ્રાંણ. 'માહારા' નથી ૨૧ વાંણી. ૨૨, થઈ નિ જાંણે. નીસરી

રાગ ગુડી ચાલ.

અનેક તાં ઊજાણા જંન, જિહાં બઇઠુ હુતુ રાજંન.
આવી તેણિ કહી તાં વાત, જાણી મેરશૃંગ થયુ પાત. ૫૨
ઊઠયા રાય સાથિ પરધાન; હાથિણીઇ ચડી નિદાન
વેગિ મંદિરથી નીસરિ. શ્યૂં છિ ? શ્યૂં છિ ? મુખિ ઉચ્ચરિ, ૫૩
નગર તણી પ્રજા સવિ ધાય જાણી ગામ શ્યૂં ઊચલી જાય.
થઈ રહ્યુ અતિ હાહાકાર. જોવા આવિ નર નિ નારિ. ૫૪
રાજા વેગિ તે સાંચર્યુ. દેવીનિ મંદિરિ પરવર્યું.
કરિણીથી ઊતરિયુ ભૂપ. રાણી દીઠી વિકલસ્વરૂપ. ૫૫
કોએક નાંખિ વસ્ત્રિ વાય. કોએક પાણી છાંટિ કાય.
કોએક તાં ઊઘાડિ દંત. 'વાત સાંભલુ' કહિ કો સંત. ૫૬
પાસિ આવી નિ ભૂપાલ મુખિ હાથ ફેરિ તતકાલિ.
તૂં તાં છિ રે સાધવી સતી. થાઉ સાવધાન, વિલાસવતી ! ૫૭
આપણિ દૂખ આણિ શ્યૂં હોય ? દૈવ તણિ વશિ છિ સવિ કોય.
હઇડૂં ફૂટિ આવિ નહીં. વિધાતાનિ દયા કિહી ? ૫૮
તેહુનિ મનિ ગમિ તે કરિ. અધવચિ નહિ તુ સુખ કાં હરિ ?
સુતનૂં સુખ પામ્યા અતિ ઘણૂં. પાતક પૂરવ કાંઈ આપણૂં. ૫૯
રહિ સાંસતી. પૂછું વાત. વણ ઓછિ કાં કરિ ઉતપાત ?
ત્વરિતક કૂંઅરનુ મિત્ર. તે સવિ સાચૂં કિહિશિ અત્ર. ૬૦
આપણનિ મન માંહાં રહ્યુ કોડ; પુત્ર વધૂ નવિ દીઠાં જોડિ.
કૂંઅરનિ આપી નિ રાજ્ય વનિ ગયાં નહિ કરી સવિ ત્યાજ. ૬૧
ત્વરિતક તેડાવ્યુ પાસિ. ચરણિ લાગી શું પ્રકાશિ.
રાજા પૂછિ. કહુ વચંન, તેડાવ્યુ શિ નાત્યુ તંન ? ૬૨

---

૧ 'રાગ ગુડી ચાલુ' એટલે 'ચુપઈ' છે. ૨ ઊજંણા. બિઠુ. ૩ જાણે મેર. ૪ ઉઠયા. નિદાંન. ૫ નીશરિ. મૂખિ. ૬ જાંણીઇ ગાંમ. ૮ પરવર્યો. ૯ કર-ણી. ઊતરીયુ. રાંણી. ૧૦ નાંખિ પાંણી. ૧૪ દૂખ આંણિ. ૧૫ હઈડૂં. ૧૬ તેહુનિ ...ા. નહી તુ સુખ. ૧૭ પાંમ્યા. ૧૯ ત્વરીતક કૂઅરનુ. સાચૂ કહિસિ. ૨૦ ...ાં રહ્યુ. જોડ. ૨૧ કૂઅરનિ. રાજં. વંનિ. નહી. ૨૨ ત્વરીતક. પાશિ. ચરણે.

કાગલ લખિયુ નહિ શા ભણી? શી ચેષ્ટા છિ, કુહુ, તે તણી?
રાનાં વચન સુણી નિહંદિ ત્વરિતક ઇમ વાણી વદિ. ૬૩
ચાલ્યાથી આરંભી કથા કિહિવી તવ માંડી સર્વથા.
આગિ તાં કહ્યૂં જેટલિ ફાટૂં હૃદય તેહનૂં, તેટલિ ૬૪
ત્વરિતકનિ કહિ ભૂધણી. ભાઈ! વાત સઘલી હવિ સુણી.
કિહિવૂં હૂતૂં તે તઇ કહૂં. કારણુ સઘલૂં મિઇ તાં લહૂં. ૬૫
હવિ શ્યૂં કિહિશુ તાં કથી? સાંભલવૂં કાંઈ ઇ નથી.

રાગ ગુડી. યતિ તાલ.

શ્રવણુ અહ્માંરા શીતલ કીધા તિઇ કહી સંદેસ રે.
હઇઅડિ હરખ ઊપાઇયુ માહારિ કિહિતાં વાંત નિદેશ રે. ૬૬
ધન્ય ધન્ય રે કૂંઅર માહારા! સાચી તાહારી પ્રીતિ રે.
મિત્રનિ વિરહિ હઇઅડૂં ફાટૂં; મરણુ થયૂં વિપરીત રે. ૬૭
અહો તહ્માંરૂં મરણુ સાંભલી કીજિ છિ વિલાપ રે.
વાત કહંતાં પ્રાણુ જુ ન ગયા, તુ શું ઊપનુ તાપ રે? ૬૮
કઠિણુ હૃદય અહો, અતિ પાપી, દુષ્ટબુદ્ધિ ચાંડાલ રે;
ફાટૂં હૃદય સાંભલી તાહારૂં પ્રાણુ ન ગ્યા તતકાલિ રે. ૬૯
વજ્રસાર પિઇ કઠિણુહૃદય હૂં, સાંભલિ તૂં, પરધાન રે.
આતા શ્યૂં હજુ બઇસી રહ્યા છુ? વેગિ થાઉ સાવધાન રે. ૭૦
વૈશંપાયન મરણુ પામ્યુ તેહનિ વિરહિ ચંદ્રાપીડિ રે.
હૃદય ફાડી નિ પ્રાણુ તાં છાંડયા; અંતરિ આવી પીડ રે. ૭૧
મહાકાલના દેહરા પાસિ ચિતા રચાયુ વિશાલ રે.
કાઇ તણા તો ઓઘ ચડાવુ; કરિ પાવકની ઝાલ રે. ૭૨

---

૧ લખીયુ નહી. શુણી નિ હિદિ ત્વરીતક એમ વાંણી. ૩ જવ. ૪ આદિ, સેટલિ. જેટલિ. ૫ ત્વરીતકનિ. શુણી. ૭ ઇ તાં નથી. ૮ 'રાગ ગુડી' નથી. જિત. ૯ સંદેસ. ૧૦ હઈઅડિ હરષ ઉપાઈયુ માહિ વાત નિવેશ. ૧૧ ધન્ય (૨) રે કૂઅર. તાહી. ૧૨ હઈઅડૂં. વિપરીત કૂંઅર. ૧૩ વિલાપ કી૦. ૧૪ પ્રાંણુ. શૂ ઉપનુ તાપ કૂ. ૧ પરીદિ. ૧૬ તાહૂં પ્રાંણુ. તતકાલિ જી. ૧૭ હિદિય. પરધાંન જી. ૧૮ બીશી. સાવધાંન. ૧૯ તે પાંમ્યુ. ૨૦ હૃદય ફાડી નિ પ્રાંણુ તે. પીડિ ૨૧ મહાકાલના. ૨૨ કાષ્ટ. કરો.

મહાનુભાવ મુનિજન તેડાવુ. આપુ તેહનિ દાન રે.
રોકટ રુદન કરિ શં હુઇ ? હઇઅડિ આણુ જ્ઞાન રે. ૭૩
કંચુકી ! વેગિ કરી લ્યાવુ દહન તણાં ઉપકર્ણું રે.
વિધિ કરી નિ હૂં તાં થાઉં વૈશ્વાનરનિ શર્ણુ રે. ૭૪
હવિ કાંઈ કરવૂં નથી માહારિ. આવ્યૂં છેહેલુ દિન રે.
એકલડુ જાતુ કિમ મેહેલૂં વન માંહાં માહારુ તન રે ? ૭૫
એ વિધ રાય વિલાપ કરિ છિ. જાણી છાંડિશ પ્રાણુ રે.
કર જોડી ત્વરિત બોલ્યુ એણી પિરિ તાહારિ વાણિ રે. ૭૬

રાગ ગુડી ચાલુ.

હૃદિ ફાટૂં નિ પડિયુ વીર, વ્યંઠૂં નથી અદ્યાપિ શરીર;
વૈશંપાયનનુ કહ્યુ શાપ; આકાશવાણી બોલ્યુ આપ; ૭૭
કપિંજલ જલથી નીસર્યું, ઇંદ્રાયુધ ફેરી અવતર્યું;
વિસ્તારિ વારતા સાંભલી ભૂપતિ મન માંહાં પામ્યુ રલી. ૭૮
અમાનવા સરખૂં આખ્યાન. કૌતક પામ્યુ તે રાજાન.
મન સાથિ વિસ્મય તાં હોય; શુકનાસ સન્મુખ તે જોય. ૭૯
દુઃખ જોઈ નિ રાજા તણું મંત્રી મનિ દુઃખ આણિ ઘણૂં.
હઇડૂં રાખી નિ તાં ધીર રાજા પરતિ બોલ્યુ વીર. ૮૦

## કડવૂં ૧૨

રાગ ગુડી. યતિ તાલ.

સ્વામી ! એ સંસાર ચિત્ર છિ સુખદુઃખમિઇ નિરધાર જી.
દેવ મનુષ્ય નિ તિર્યંક યોનિઇ ગુણુ ત્રણિ અવતાર જી. ૧
પ્રધાન તણા પરિણામ થકી રે આદિ ઊપજિ અંડ જી,
પરમાણુ થકી આદિ માંડી નિ પૂરણુ એક બ્રહ્માંડ જી. ૨

૧ માનભાવ મુની. દાંન. ૨ હઈઅડિ આંણુ જ્ઞાંન. ૩ કંચૂકીક. ૪ થાઉં. ૫ છેહેલ્યુ ૬ એકલડો. મેહલૂં. ૭ એણી પિરિ. જાંણીઇ. પ્રાંણુ. ૮ ત્વરીતક. ત્યાહિં. ૯ 'રાગ ગુડી ચાલુ' બદલે 'ચુપઈ' છે. ૧૦ હ્રદિ. પડીયુ. ૧૧ વાંણી. ૧૨ નીશર્યું. ૧૩ માંહિ પાંમ્યુ. ૧૪ સરખૂં આક્ષાંન. પાંમ્યુ. ૧૫ શુકનાશિ સન્મુખ. ૧૬. દુઃખ આણિ ૧૭. હઈડૂ રાખી ૧૮. 'કડવૂં ૧૨' નથી. ૧૯ 'રાગ ગુડી યતિ તાલ'ને બદલે 'દુહરી' છે. ૨૦ સુખદુખમિઇ. ૨૧ 'નિ' નથી. યોનિ ગુણ ત્રંણિ. ૨૨ પરિણાંમ. ઇંડુ. ૨૩ બ્રહ્માંડ.

ઇચ્છા પરમેશ્વરની પાસિ કારણુ ધર્માધર્મ જી.
ઇષ્ટ અનિષ્ટ ફ્લ જે પામિ તેહનૂં નિબંધન કર્મ જી. ૩
સ્થાવર જંગમ અનેકિ પિરિ યોનિ પામવી દેહ જી
આગમ પ્રમાણિ સર્વિં સાચૂં; કાંઈ નહીં સંદેહ જી. ૪
અયસ્કાંત મણિ જિમ તાણિ આયસનિ તાં પાસિ જી,
તિમ તે વૈદિક આગમ મંત્રિ; કરવુ તાં વિશ્વાસ જી. ૫
વેદપુરાણિ ભારત માંહિ લિખિયાં છિ દૃષ્ટાંત જી.
પ્રાણી નિ તાં શાપ જ લાગિ જે કો દિઇ મહંત જી. ૬
નહુષ રાજા અગસ્તનિ શાપિ પામ્યુ અજગર દેહ જી.
પિશાચ થયુ સુદાસ રાજા, વસિષ્ઠશાપિ તેહ જી. ૭
યૌવન ગયૂં યયાતિ રાયનૂં. ત્રિશંકુ થ્યુ ચાંડાલ જી.
શંતનુ રૂપિ દેવ અવતરિયુ મહાભિષ, ભૂપાલ જી. ૮
ગંગા પત્ની થઈ તાં તેહની મનુષ્યનિ અવતારિ જી.
શાપિ વસુ પુત્ર થ્યુ તેહનુ, ભીષમ જે સંસારિ જી. ૯
બીજાંની શી વાત જ કહીઇ ? આદિ અજ ભગવાન જી
જમદગ્નિનિ ઘરિ આવિયા પરશુરામ સંતાન જી. ૧૦
ચતુર્ધા થઈ દશરથનિ ઘિરિ, વસુદેવનિ ઘિરિ જી,
દેવદેવ તાં પ્રગટ થયા છિ મનુષ્ય માંહાં પિરિ પિરિ જી. ૧૧
એમનાથી નહિ અધિક ચંદ્રમા, જેહ તહ્મારુ તંન જી.
ગર્ભ થકાં આદિ દીધૂં 'તૂં' પ્રત્યયનિ દર્શન જી. ૧૨
પુંડરીકનૂં મૂકિ થ્યૂં 'તું દર્શન તે ઇધાણુ જી.
એ બિહૂના જન્મ જ માંહિ સંદેહ નહિ નિર્વાણ જી. ૧૩
શરીર તેહનાં નથી બ્યાંહતાં તુ તાં જીવતા યાશિ જી.
ઇંદુ માંહાં અમ્રત છિ જાણી રિહિવૂં એણી આશિ જી. ૧૪

૧ ઇછા. ૨ યે પામે ૩ પાંમવી. ૪ નહીં. ૫ મણિ તાં આણિ. પાશિ. ૭ પુરાંણિ. માહિ લિખીયાં. ૮ પ્રાંણીનિ. હિ માંહાંત ૯ નિઘાષ શાજી. ૧૦ તે. વસીષ્ટ. ૧૧ ગયું જ્યાતિ ૧૨ પ્રમાંણુ તે જ અવતરીયુ મહાભિષમ. ૧૫ કહીઇ જી. ભગવાંન ૧૬ ઉદરિ આવ્યા. સંતાંન ૧૭ તિમ ચતુર્ધા. ૧૮ એમ દેવતા. ૧૯ બ્રહ્માથી નહી ન્યૂન ચંદ્રમા તેહ. ૨૧ ઇધાણુ. ૨૨ નહીં નીર્વાણિ. ૨૩ તેહનૂં. બ્યહૂં. ૨૪ માંહી અમૃત જાંણુ રેહિવૂં. આસિ.

શાપ અંત થાશિ, એટલિ ગંધર્વસુતાનિ સાથિ જી
આનંદભરિ તાં વિહિવા કરશું; નિશ્ચિ જાણુ નાથ જી. ૧૫

દંપતી જાહારિ ચરણિ લાગશિ, તાહારિ માનશિ મંન જી.
તે માટિ તાં શોક ન કરવુ, વિલાસવતી, રાજંન જી. ૧૬

દેવતારાધન પુણ્ય કરુ, બહુ દ્યુ બ્રાહ્મણુનિ દાન જી,
વિદ્યાવંત વિશેષિ જાણુ હેમ સમર્પી પાણિ જી. ૧૭

તપ તીરથ વ્રત નિયમ કરંતાં વિધિ સહિત ઉપવાસ જી
થોડા દિન માંહાં પ્રભુ પૂરશિ મંન તણી તે આશ જી. ૧૮

વૈદિક આગમ મંત્ર પ્રભાવિ તે શું છિ, જે ન થાય જી ?
વચન એહવાં શ્રવણિ સાંભલી વલતા બોલ્યા રાય જી. ૧૯

તૂં વિના ઇમ કુણ કહિ, ભાઈ, કુણ કરિ મુઝ સાઝિ જી ?
તૂં તાં વાહાલુ છિ; અભ્યંતરિ તૂંહિ માહારી દાઝિ જી. ૨૦

એહવી વાત કરંતાં બોલી કામિની મેહેલી લાજ જી.
વિલંબ શા માટિ કરુ છુ ? વિહિલા થાઉ, મહારાજ જી. ૨૧

કૂંઅરનું મુખ જોવા માહારૂં ઉત્સુક છિ અતિ મંન જી.
તે માટે તિહાં ચાલી જઈઇ; કદાચિ દેખૂં તંન જી. ૨૨

પ્રયાણનાં વાજિત્ર વજડાવુ, સજાઈ કરાવુ જી,
સેના સજ્જ કરાવુ, સ્વામી, સેવક સવિ બોલાવુ જી. ૨૩

યદ્યપિ ઘણૂં ઇ દુઃખ પડ્યું છિ, પ્રાણ ત્યજૂં હૂં આજ જી;
આશાબંધિ જીવ રહ્યુ છિ, ગોવિંદ કરશિ કાજ જી. ૨૪

એહવી વારતા કરિ જેટલિ, પ્રધાનનું એક વિપ્ર જી
ખટકર્મો અતિ વૃદ્ધ તે આવ્યુ, આશીર્વાદ દેઈ ક્ષિપ્ર જી. ૨૫

દેવ ! ચતોત્સ્યાહ સાંભલી દૂત આવ્યાની વાત જી.
દેહેરા પૂઠિ છિ તાં ઊભાં; સ્વિ આવ્યાં છિ માત જી. ૨૬

---

૧ યેટલિ. ૨ વીહીવા. જાંણુ. ૩ દંપત્ય જ્યાહારિ ચર્ણે. ત્યાહિ માંનશિ. ૪ વીલાસવતી રાજાંન. ૫ બ્રાંહ્મણુનિ દાંન. ૬ જાંણુસમર્પી પાંણિ. ૮ પ્રભૂ પુહુચશિ. આસ. ૯ યે ૧૦ શ્રવણે. ૧૧ એમ ૧૨ આભ્યંતરિ તૂંહૂનિ. ૧૩ કાંમિની. ૧૪ થાઓ મહારાજ. ૧૫ કુઅરનૂં. ઉછક. ૧૬ દેખૂં. ૧૭ પ્રયાંણનાં. ૧૯ ઘણૂ ઇ દુઃખ. પ્રાંણ. ૨૦ ગોવ્યંદ. ૨૧ યેટલિ. ૨૨ ખટકમાં. વિપ્ર. ૨૪ આવ્યા.

કિહિ છિ, કૂંઅર છિ તાં કુશલા ? વૈશંપાયન મ્યલિયુ જી ?
કેટલિકિ છિ ? કહીઇ આવશિ મિત્ર સહિત તે બલિયુ જી ? ૨૭

એહવાં વચન શ્રવણિ સાંભલી વિલાસવતી ગ્યાં પાસિ જી.
દીઠિ બિમણુ શોક થ્યુ તેહનિ; મેહેલિ બહુ નિશ્વાસ જી.

વિલાસવતી કિહિ, બાઈ ! તાહારુ કૂંઅર પામ્યુ મૃત્યુ જી.
તેહનિ વિરહિ યુવરાજાનૂં હઇડૂં ફાટૂં સત્ય જી.
કોરેણુ સઘલૂં કહૂં તેહનિ. આવુ, જોવા જઇઇ જી.
પોતાનિ નયણિ નિરખી નિ સુખી તિહાંકણિ થઇઇ જી.

પ્રયાણુ સાંભલી ઊજેણીના સુઢયા સઘલા લોક જી
કૂંઅર બિહુનુ પ્રેમ સહૂનિ; તેણિ અતિ ઘન શોક જી. ૩૧

રાજા આગલિથી જાવાનિ થોડી સેના સંગિ જી
ઊતાવલુ મારગમાં ચાલિ; મુખ જોવાનુ રંગ જી. ૩૨

જિમ પંથનિ પીતુ હુઇ, તિમ ઘોડા ચલાવિ જી.
વારિ વારિ ત્વરિતકનિ પાસિ તાં બોલાવિ જી. ૩૩

હવિ પંથ તાં છિ રે કેટલુ ? પૂછિ વારોવારિ જી.
ત્વરિતક સાથિથી ચાલિ, અશ્વ ચયુ અસવાર જી. ૩૪

એણી પિરિ દિન કેટલા ચાલ્યા. ન લહુ મારગ ક્ષોદ જી.
હૃદય તણી ઉત્સુકતાં પામ્યા સરોવર અચ્છોદ જી. ૩૫

સમાચાર કિહિવા આગલિથી ત્વરિતક ચલાવ્યુ જી.
રાજલોકનિ જાણુ તે કીધૂં. સાંહાંમાં લેઈનિ આવ્યુ જી. ૩૬

એહવિ તે આવંતુ દીઠુ કૂંઅરનુ રાજલોક જી,
તારાપીડ દેખી નિ જાણી બિમણુ છિ થ્યું શોક જી. ૩૭

૧ છે. છે તે કુશલા મ્યલીયુ. ૨ કેટલિકે. સહીત. બલીયુ ૩ વચન તે અવણે. પાશિ. ૪ મેહલિ બહુ. ૫ કિહિ સાંભલિ બાઇ. કુંઅર પાંમ્યુ. ૬ જોવ-રાજનૂં હઇડૂં. ૮ નયણે નિરખી. સુખી. ૯ પ્રયાંણ. ૧૦ કૂઅર બેહુનુ. ૧૨ મૂખ ૧૩ ચમ ૧૪ વારિ (૨) ત્વરીતકનિ. ૧૬ ત્વરીતક જ. ૧૭ દીવસ ૧૮ ઇછકતા પાંમ્યા. અછોદ. ૧૯ ત્વરીતક. ૨૦ જાંણુ. ૨૧ કુઅરનુ. ૨૨ દેખી નિ જાંણે.

નીચૂં મહી સાંહામૂં જૂઇ છિ જાવા થં પાતાલિ જી.
કૂંઅર મરતિ જે ન મુઆ, લાજિ છૂપાતા ચાલિ જી. ૩૮

જાણીઇ જીવતા ઇ મુઆ છિ, ચરણુ ધસરડી તાણુિ જી.
એક એકનિ ઝાલી ઝાલી દુઃખિ આધા આણિુ જી. ૩૯

મેઘનાદ તાં મુખિ કીધુ છિ; ત્વરિતક છિ સંગિ જી.
જાણીઇ પક્ષાઘાત થયુ છિ તે સહુકુહુનાં અંગિ જી. ૪૦

મલિન વસ્ત્ર નિ કાયા મેલી, નયણિુ જલની ધાર જી.
તે દેખી નિ રાજા કિહિ છિ. જો, રે, જો તૂં, નારિ જી. ૪૧

વિલાસવતી ! કૂંઅરનુ આવિ રાજલોક સવિ જંન જી.
જાણીઇ છિ જે નથી બ્યંહૂં યુવરાજાનૂં તંન જી. ૪૨

વચન સાંભલી વામલોચના રાજલોકનિ. નિહાલિ જી.
સાંહામા સાહામૂં જોઈ સહૂકો નયણિુ આંસૂ ઢાલિ જી. ૪૩

આઢિ રુદન કરેવા લાગી. દુઃખ તણૂં નહિ લેખૂં જી.
રાજલોક સઘલા માંહાં, વાહાલા કૂંઅર, તૂઝિ ન દેખૂં જી. ૪૪

રોતી રાઇ વારી રાખી કામિની તેણી વાર જી.
મેઘનાદનિ નિરખી પૂછિ રાજા સમાચાર જી. ૪૫

મેઘનાદ કહિ છિ, હો સ્વામી ! આશ્ચર્ય મોટૂં એહં જી,
દિન દિન તેજ વૃદ્ધિ પામિ છિ કૂંઅર કેરિ દેહ જી. ૪૬

રાય સાંભલી મન માંહાં હરખ્યુ અનિ થયુ રલિયાતિ જી;
વિલાસવતીનિ કહિ છિ, સાંભલી મેઘનાદની વાત જી. ૪૭

ચાલુ, મુખ જોઇઇ કૂંઅરનૂં. ઇમ ઊતાવલિ ધાય જી.
મહાશ્વેતાનિ આશ્રમિ આવ્યા ચડયા હાથિણીઇ રાય જી. ૪૮

---

૧ નીચૂ. છિ જાંણુ જાવા પાતાલિ. ૨ કૂઅર. મૂઆ. સૂંપાતા લિ. ૩ જાંણીઇ. મૂઆ. ચર્ણ. તાણિુ. ૪ ઝાલી (૨) દુખિ. આણિુ. ૫ મૂખિ. ત્વરીતક, ૬ જાંણીઇ. અંગ. ૭ નયણે. ૮ દેખી. ૯ કૂઅરનુ. ૧૦ જાંણીઇ. યૌવરાજાનૂં. ૧૧ વાંમ. ૧૨ સાંહામૂં. જોઈ નિ સહૂકો નયણે. ૧૩ દુખ. નેહી લેખૂં. ૧૪ આ રાજલોક. તુંહુનિ. દેખૂં. ૧૫ રાખી કાંમિની. ૧૬ મેઘનાદનિ રાખી. રાજી. ૧૭. આશ્ચર્ય. ૧૮ દિન (૨). પાંમિ. કૂઅર. ૧૯ હરખ્યુ. રલીઅતિ. ૨૦ સાંભલિ મેઘનાદ કેરી. ૨૧ મુખ જોઈઇ કૂઅરનૂં. એમ. ૨૨ માહાસ્વેતાનિ આશ્રિમ.

મહાશ્વેતાઇ તેહ સાંભલિઉં. હૂં અ પાપિણી નારી જી.
મુખ રાજાનિ શૂં દેખાડૂં ? હૂં તાં થઈ હત્યારી જી. ૪૯
નાસી નિ ગુફા માંહાં પઇઠી, મંનિ આણુતી લાજ જી.
દુઃખ તણુ તાં પાર નહીં રે. શૂં કીધૂં મિ કાજ જી ? ૫૦
કાદંબરી તાં મૂર્છા પામી. તે તુ ન સકી ચાલી જી,
સાન રહિત તાં શરીર તેહનૂં, બહુ સખીઇ ઝાલી જી. ૫૧

## કડવું ૧૩.

### રાગ વિરાડી.

શુકનાસનુ ઝાલ્યુ હાથ; આશ્રમિ આવ્યુ અવનીનાથ.
મનોરમા નિ વિલાસવતી વલગાં છિ તાં બિહૂ ઇ સતી.
કિહાં કૂંઅર ? એહવૂં પૂછતી આશ્રમિ આવી નિ થઈ છતી.
રાજા તિહાં જાઇ જેટલિ, અબલા આગલિ થઈ તેટલિ.

દીઠુ અવનીઇ વિણુ તેજ; આંખિ આંસૂ, વાધ્યૂં હેજ.
દુઃખભરિ લોચન મીંચતી, પાહાનિ કૂંઅરનિ સીંચતી,
અવનીતલ ઉપરિ જઈ પડી; 'પ્રાણજીવન!' કહી નિ રડી.
ઘણિ દિહાડિ દીઠુ, કુમાર ! માતા સાંહાંમૂં જૂઉ એક વાર.
કાંઈએક તાં પ્રત્યુત્તર કરુ. એવડુ રોપ કૂંઅર ! કાં ધરુ ?
ઊઠી બઇસુ મુઝ ઊછંગિ. જણાવુ પૂરવનુ રંગ.
બાલ થકુ તૂં કરતુ વચંન; આજ સાંભલુ શિ નહિ, તંન ?
કુણિ દૂહવ્યુ ? કહિ, વચ્છ, વાત. મનાવવા આવ્યુ છિ તાત.
નેસાલિથી જમ આવતુ માતા કહી નિ બોલાવતુ,
ઊઠુ, કૂંઅર, કરુ પ્રણામ, માહારૂં મન જમ થાઇ ઠામિ.

૧ માહાશ્વેતા તેહ જ સાંભલીઉં હૂં પાપિણી. ૨ મુખ. દેખાડૂં. ૩ નાઃ નિ ગફા માહાં પિઠી. આંણુતી. ૪ દુખ તણો નહી. ૫ પાંમી. ૬ સાંન રહીત. બહુ સખીઇ. ૭ 'કડવૂં ૧૩' નથી ૯ શુકનાસિનુ આશ્રિમ ૧૦ બહુ. ૧૧ કૂઅર. આશ્રિમ આવી નિ થઇ. ૧૨ યેટલિ. થઇ ૧૩ આપિ. વાધ્યૂ. ૧૪ દુઃખ. પાંહાંની કૂંઅરની શીચતી. ૧૫ તલિ ઉપરિ પ્રાંણ. ૧૬ ઘણે દાહડે. ૧૭ પ્રત્યૂત્તર. રોસ. ૧૮ બિસુ. ૧૯ બલ થકુ કરતુ નહીં. ૨૦ વછ મનાવા. ૨૧ યમ. ૨૨ પ્રણાંમ. યમ.

તાત આવ્યુ છિ દૂહિલુ થઈ. ગુરુની ભક્તિ તુઝ કિહાં ગઈ ?
પાઇ પડૂં છૂં. મેહેલુ ક્રોધ. કિહાં ગયુ તાહારુ પ્રતિબોધ ? ૮
કિહાં તે નીતિપ્રીતિ ? તે ભક્તિ ? કિહાં નમ્રતા ? કિહાં આસક્તિ ?
દૈવિ સઘલાં સાથિ હર્યાં; અહો વૃદ્ધ અતિ દૂખિયાં કર્યાં. ૯
માતા ! જ્યમ તૂહ્નિ સુખ થાય, તિમ કરુ. હૂં દુઃખિણી માય.
એણી પિરિ તે કરિ વિલાપ; આલિંગન ગાઢૂં દિ આપ, ૧૦
મુખ તણૂ તાં કરિ આઘાણુ, કપોલ ચૂંબિ ફેરી પાણિ.
ચંદ્રાપીડ તણા બિ પાગ મસ્તક ઉપરિ ધરિ અનુરાગિ. ૧૧
રાના મુખ સાંહામૂં તાં જોય; કામિની મુક્ત સ્વરિ તે રોય.

રોતી જોઈ નિ ભૂપાલ કર ગ્રહી વારી તતકાલિ ૧૨
યદ્યપિ તાહારુ કૂંઅર તેહ, તુહ્નિ ઈંદુરૂપ તાં એહ.
દેવ તણુ શોક નવિ ઘટિ તુહનિ વારૂં છૂં તે મટિ. ૧૩
શોક કરિ કાંઈ ઇ નવિ હોય મન સાથિ વિમાંસી જોય.
મુખ જોવાનુ અલજુ ઘણુ, તે તાં સવિ ભાગુ આપણુ. ૧૪
આપણુનિ આશા છિ ધીર, જે પરતક્ષ દીસિ શરીર.
મનોરમા પ્રધાનનિ ઘરુ, એહનિ શોક રહિત તાં કરુ, ૧૫
જેહના સુતનુ થયુ છિ નાશ, આગલિ દેહ નહીં–નહિ આશ.
ગંધર્વરાજસુતા તત્ર વહૂ સુતનુ શોક કરિ છિ બહૂ. ૧૬
આપણુનિ આવ્યાં સાંભલી ગઈ છિ શોક હિમાચલિ ગલી,
સંજ્ઞા અહિવરાવિ છિ સહી, તુહ્નિ ચેતના તે નવિ ગ્રહિ. ૧૭
દીન ઘામણી બાલા મંદ શોકાતુર તાં કરિ આક્રંદ.
ઊપાડી ઊછંગિ ધરુ, વાલી મૂર્છા પ્રબોધ તે કરુ. ૧૮

૧ દુહુલ્યુ. તાહારી.૨ પાએ. ૩ તે શક્તિ. ૪ વૃધ. દુખીયાં. ૫ યમ તૂંહિ સૂષ. દુખિણી. ૬ પરિ કરિ. આલંઘન. ૭ મુષ તણૂં કરિ આઘ્રાંણુ ચૂબિ. પાંણિ. ૮ તેણા. ઊપરિ ધરી અનુરાગ. ૯. મૂંપ સાહાંમૂં. કાંમિની. તાં. ૧૦ જોઇ. ૧૨ તૂંનિ ૧૩ કાંઇ. વિમાંશી. ૧૪ મુષ. ૧૫ આપણાની. ૧૬ પ્રધાંનનિ રહીત. ૧૭ ચેહના. નહીં આસ. ૧૮ વહૂં. બહૂં. ૧૯ હેમાચલિ ૨૦ ચેતન તા. ગ્રહી. ૨૧ ઘાંમણી. જે કરિ. ૨૨ તેહિ ઉપાડી ઉછંગિ ગ્રહુ વાલી ચેતના પ્રબોધ તે કહુ.

સાવધાન થાઇ સુંદરી. સુત દીઠુ જેહના પુણ્ય કરી,
આશા જીવ્યાની જે થઈ. રાઇ એહવી વાણી ભણી. ૧૯

વિલાસવતી વાણી ઇમ વદિ, કિહાં વધૂ ? લેઈ ચાંપૂં હદિ.
એહવૂં કિહિતી ગઈ તે પાસિ. સાન નથી; અતિ છિ નિઃશ્વાસ ૨૦
ઊઠાડી નિ લીધી અંક. ઊઠુ, બાઈ, થઈ નિઃશંક.
શોકિ કરી મુખશોભા ઘણી, અરુણતા જાણી અંબુજ તણી. ૨૧
મુખિ મુખ, લોચનિ લોચંન, કપોલ કપોલિ લલાટિ ઘન.
સ્પર્શ કરિ નિ કહિ વચંન, આખિ માહારા સુતનુ તંન. ૨૨
હઇઇ કર કોમલ ફેરવિ, કાદંબરી તણા ગુણ સ્તવિ.
માતા માહારી, થા સાવધાન. તિ જીવાડયુ એ રાજાન. ૨૩
સુતનુ દેહ રહ્યુ સાંભલી રાજા જીવ્યુ આણી રલી.
તૂં વિના કો રાખિ શરીર ? તાહારિ પુણ્યિ દીઠુ વીર. ૨૪
ધન્ય ધન્ય માતા તુઝ તણી જેણિ ઇ અમ્રતમય જણી,
જે તિઇ રાખ્યુ સુતનુ દેહ. નહિ તુ મુખ કિહાં દેખત એહ ? ૨૫
ઇમ કહિ છિ વિલાસવતી. માતા ! તૂં તાં સાધવી સતી.
ચંદ્રાપીડનૂં સાંભલી નામ રાણી કર સ્પર્શિં અભિરામ ૨૬
કાદંબરીનિ સેંહા વલી. નીચૂં જોઈ રહી લલવલી.
મદલેખાઇ તે કરિ ધરી અંકિથી ઊઠાડી સુંદરી. ૨૭
લજ્જા શોક સ્થલ્યાં સમ ભાગિ લડથડતિ લગાડી પાગિ.
ચરણિ નામી રહી જવ શીશ, વિલાસવતી દિ છિ આશીશ. ૨૮
સૌભાગ્યવતી સધવા કામિની ! ઘણૂં જીવજે તૂં, ભામિની.
એહવૂં કહી ઊઠાડી પ્રીતિ સાસૂ પુંઠિ બઇઠી રીતિ. ૨૯

૨ વાંણી. ૩ વાંણી એમ ૪ પાસ. સાંન. નિશ્વાસ. ૬ મુખિ. લાંછે. ૭ મુખિ મુખ લોચન કપોલ કપોલ લલાટિ ઘંન ૮ લાંછે માહ્રા. ૯ હઈઇ. ૧૦ માહ્રી. સાવધાંન. રાજાંન. ૧૨ રાખિ. ૧૩ ધન્ય (૨) માતા તુઝ તણી ચેણીખ્રિ અમૃતમય ચણી. ૧૪ રાખ્યુ. નહી. મુખ. દેખત. ૧૫ એમ ૧૬ નાંમ રાંણી. અભિરાંમ. ૧૭ નીચૂ ૧૮ મદલેખાખ્રિ. ૨૦ ચર્ણે નાંમી. શીસ. આશીસ ૨૧. સુધવા કાંમિની ઘણૂં. ૨૨ બિઠી રી.

રાજા સુતનિ ચુંબન કરિ, આલિંગન હઇડા શું ધરિ,
જીવતાની પરિ જૂઇ મુખ. કાંઇએક પામી અંતરિ સુખ ૩૦
કાદંબરી નિ રા કરી સાદ એહવી વાણી કિહિ ઉહાદ.
અહ્મનિ મુખ જોવાનુ કોડ, તે અહ્મો પામ્યાં તાં જોડ. ૩૧
એક વીનતી કરૂં હૂં આજ. વહૂજી ! કાંઈ મ કરશુ લાજ.
સુતની સેવા તહ્મો જ કરુ. શંકા મન માહિ નવિ ધરુ. ૩૨
પિહિલૂં સેવા કરતાં યથા, તેણી વિધિ કરજ્યુ સર્વથા.
સાચૂં સહી તહ્માંરૂં હેજ, કરસ્પર્શિં કરી વાધિ તેજ. ૩૩
અહ્મો કરશૂં દર્શન માત્ર. તહ્મો સાચવુ સુતનૂં ગાત્ર.

એહવૂં કહી રાજા નીસરુ. અલગુ વૃક્ષ હેઠિ ઊતર્યું. ૩૪
તેડી રાજલોક સવિ સાથ એહવી વાણી બોલિ નાથ.
સાંભલુ સાચૂં સવિ પરિવાર. હૂં પામ્યુ છૂં શોક અપાર. ૩૫
પિહિલૂં આશા હૂતી ઘણી પુત્રવધૂમુખ જોવા તણી.
પરણાવી પુત્રનિ દેઈ રાજ્ય જાશૂં વનિ તપ કરવા કાજિ. ૩૬
તે દૈવી કીધૂં વિપરીત. કાલ તણી છિ અવલી રીતિ.
જાણ્યૂં સૂંપી સુતનિ ભાર પરલોક સાધીશૂં સાર, ૩૭
તે આવ્યા છૂં આણિ ઠારિ. દીઠુ સઘલુ તહ્મો પ્રકાર.
દિવસ કેટલા રિહિશૂં વંનિ. દેહદમન કરવાનૂં મંન. ૩૮
આણી સ્થિતિ રહુ નિ તહ્મો, એટલૂં તાં પ્રાર્થૂં છૂં અહ્મોઃ— ૩૯
હર્મ્ય તણાં સુખ વૃક્ષનિ મૂલિ; અંગણનૂં સુખ સરિતાકૂલિ;
લતા શૂં અંતઃપુરસ્ત્રી પ્રીતિ; વંનહરિણ્યુ શૂં ગૃહજન ચિત્ત; ૪૦
વસ્ત્રપ્રેમ વનકલ શૂં સાર; વનફલ તે પંચામૃત આહાર.
નર્મવચન તે ધર્મની કથા; શસ્ત્ર અક્ષસૂત્ર સર્વથા; ૪૧

૧ આલિંઘન હઈઅડા શૂં ધરી. ૨ જીવતાંની. મુષ. પાંમી. સુષ. ૩ વાંણી ૪ મુષ જોવાનૂં. ૭ કરયો. ૮ સાચૂં. તહ્મારૂ. ૧૦ નીંશરૂ ૧૧ વાંણી ૧૨ સાંભલ સાચૂ. પરવાર. પાંમ્યુ. ૧૩ પૂત્ર ૧૪ રાજ. ત જાશૂં. ૧૫ વિપરીતિ ૧૬ સુંપી સાધશૂં. ૧૭ આણિ ૧૯ તેણી સ્થિતિ. ૪૨. ૨૧ પુરસ્ત્રી તણી લતા શૂં પ્રીતિ ગૃહજન મંન હરિણી શૂં ચીત ૨૩ અંક્ષસૂત્ર.

સર્વ ભોગ તે મૌન વૈરાગ્ય; વૃક્ષ વિધિઇ પુત્ર અનુરાગ.

કાદંબરી લજ્જા પરહરિ, મહાશ્વેતા જ તે અણુસરિ. ૪૨
ફલ મૂલ સ્થાવિ જે નારિ, તેણિ ચાલિઇ સવિ વિવહાર.
સાયંપ્રાત સમય જવ હોય, ચંદ્રાપીડ તણું મુખ જોય. ૪૩
દર્શન તાં કુંઅરનૂં કરી સુખ પામિ રાજા સુંદરી.
મનોરમા અનિ પરધાન સાથ સહૂ રહ્યા તેણિ સ્થાનિ.

એહવી કથા કહી જાબાલિ સ્મિત કીધૂં કાંઈએક અકાલિ;
હારીતાદિક શ્રોતા જંન તે પરતિ ઇમ કહિ વચંન.
સાંભલુ સહૂ ઇ કથાવિસ્તાર. અગ્રતરસ કરિ મનહાર.
કથારસ રાખી નિ કહૂં યાથાતથ્યે જે હૂં લહૂં.
કામાતુર થયુ તાં જેહ, સ્વિ અપરાધ કર્યું તાં એહ; ૮
સ્વર્ગથકી પુંડરીક અવતર્યું; વૈશંપાયન તે તાં હર્યું;
શુકનાસનુ કૂંઅર થયુ; તે ઇચ્છાઇ વન માંહાં ગયુ;
તે પોતાનિ અવિનય કરી પ્રાણિ પાસિ ગ્યુ સુંદરી;
કોપિત પિતા તણિ તાં શાપ, મહાશ્વેતાનિ સત્ય પ્રતાપિ
પામ્યુ શુક યોનિ અવતાર તે વૈશંપાયન નિરધાર. ૪૯

ઇમ કહૂં જાબાલિ જદા, હૂં પ્રબુદ્ધ થયુ રા ! તદા.
પૂરવ ભવિ વિદ્યા જેટલી, જિહ્વા અગ્રિ થઈ તેટલી. ૫૦
સકલ કલા કુશલતા વેદ, ભારતી સ્પષ્ટ વર્ણનુ ભેદ.
અનિ ઊપનૂં સઘલું ગ્નાન, વસ્તુમાત્રનૂં સ્મરણ નિદાન. ૫૧
મનુષ્યશરીર વિના તાં સર્વ ક્ષણૂ એક માંહાં ઊપનૂં પૂર્વ.
વૈશંપાયનના સરખુ દેહિ ચંદ્રાપીડ ઉપરિ તાં નેહ; ૫૨

૧ મૌન્ય ૨ તિમ ૩ યે ૪ સમિ ચંદ્રાપીડિ. મૂષ. ૫ કુઅરનૂં. સુપ પામિ. ૮ એમ. ૯ અમૃત. મન. ૧૦ રાખી યથાતથ્યે. ૧૧ કાંમાતુર. ૧૨ તાં કર્યું. ૧૩ શુકનાશિનુ. ઇછાઇ. ૧૪ પ્રાણિ ૧૫ તણુ મહાશ્વેતાનિ. ૧૬ પાંમ્યુ. નરધાર ૧૭ એમ. યદા. ૧૮ યેટલી યીહ્વા ૧૯ સ્પષ્ટ વર્ણ નિ ભારતીભેદ. ૨૦ ગ્નાંન. સ્મરણું નિદાંન. ૨૧ માહિ ઊપનૂ સર્વ. ૨૨ સરખુ દેહ ચંદ્રાપીડિ ઉપરિ.

તિમ જ કામ તણુ પરભાગ, મહાશ્વેતા સાથિ અનુરાગ;
તિમ જ મ્યલવા ઉત્સુક, મંન; જાણૂં જાણ તેણિ વંનિ; ૫૩
પાંખ ન આવિ નવિ ઊડાય. વૈશંપાયન કહિ, સુણિ, રાય.
સાંભલી પૂર્વ જન્મની વાત થું કરતાં હૂશિ માત નિ તાત ? ૫૪
તારાપીડ નિ વિલાસવતી થું કરતાં હશિ વરમતિ ?
ચંદ્રાપીડ કપિંજલ મિત્ર થૂ કરતા હશિ તે તત્ર ? ૫૫
મહાશ્વેતા શુ કર્યું ઉપાય ? સઘલી વાત એ કિમ જણાય ?
નીચૂ શિર ઘાતી તતકાલિ હૂં લાજિ પઇઠુ પાતાલિ. ૫૬
મન થયૂં અતિ માહારૂ લીન. પૂછ્યૂં રખિનિ થઈ અતિ દીન.
સ્વામી ! તહ્મ કૃપાઇ કરી વાત સવિ પૂરવ સાંભરી. ૫૭
તિર્યંક યોનિ ઊપનૂં જ્ઞાન ચંદ્રાપીડનૂં છિ મનિ ધ્યાન.
સ્વામી ! ભૂત ભવિષ્ય તહ્મો લહુ. એક પ્રશ્ન મૂહ્નિ તા કહુ. ૫૮
જેહનિ મુઝ કારણિ પ્રકાશિ ફાટૂં હૃદય, થયુ તાં નાશ,
તેહનુ મુઝનિ કહુ અવતાર ચંદ્રાપીડ છિ કીહિ ઠારિ ? ૫૯
તિર્યંકથી છ પાસિ વસૂ, મિત્ર મિલિ મન માંહા ઉહસૂં.
એહવૂં મિ જવ પૂછ્યૂં, મુનિ મંદ હાસ્ય તવ કરી વદન ૬૦
મુઝનિ કિહિ રે પાપી દુષ્ટ ! જેહ થકી અતિ પામ્યુ કષ્ટ,
તેહનિ સંભારિ છિ વલી ! ચંચલતા આણિ છિ રલી ! ૬૧
પાખ નથી થઈ તુઝ મૂઢ. ઊડી ન સકિ, રે મતિમૂઢ !
ગમનશક્તિ થાઇ જેટલિ, આગમિ સવિ પૂછે તેટલિ. ૬૨

એહવાં વચન સુણી હારીત તે સાભલવા થયુ અતિપ્રીતિ.
પિતાનિ પૂછિ કુમાર. થાઈ વિસ્મય તાત ! અપાર. ૬૩

૧ કામ પરિભાગ માહાશ્વેતા ૨ તિહમ જ. ઉછક જાઉં. ૩ પાખ નવિ આવી. ઊડાયિ. શુણિ ૪ સું..૫ પરમતી. ૬ કરતા ૭ મહાસ્વેતા ઊપાય કિમ ૮ ઘાતી પાતાલિ હૂંલાજી બિઠુ તતકાલિ ૯ રષિનિ. ૧૧ જ્ઞાન ચંદ્રાપીડિનૂં. ધ્યાન. ૧૨ મૂહ્નિ. ૧૩ પેઠૂનિ વિકાશિ. ૧૪ તેહનુ ૧૫ તીર્યંક મીત્ર ૧૬ પૂછયુ મનિ હાસ્ય સ્મિત કરી ૧૭ પેહ. પામુ કષ્ટ ૧૮ તેહૂનિ. આણિ ૧૯ પાખ ૨૦ પેટલિ. ૨૧ શુણી.

એવડુ કામ તણુિ વશિ થયુ, જીવી ન સકયુ–મરણુ વશિ ગયુ
બ્રાહ્મણુદેહિ પીડા કામ એવડી તેહનિ શી ? કહુ, સ્વામિ. ૬૪
દિવ્યલોકથી આવ્યુ જેહ, સ્વલ્પ આયુ શિ પામ્યુ તેહ ?
કુહુ કથા આણ્રી મુઝ દયા. મુનિ બોલિ પ્રેમી કરી મયા. ૬૫
પુત્ર પ્રસિદ્ધ પ્રસવિ નારિ રૂપિ કામ તણુિ વિકારિ
એ નારીનિ વીર્યિં નીપનુ કેવલ સ્રી થૈકઇ ઊપનુ. ૬૬
જેહવાથી તાં જે ઊપજિ, તે નિઃશય તેહવૂં નીપજિ.
સહજ સ્વભાવ કિમહિ નવિ ત્યજિ. કારણુગુણુનિ કારજ ભજિ. ૬૭
વૈદ્યક શાસ્ત્રિ ભણુિઉં સહી સ્રીવીરજથી ઊપનુ તહીં
પૂર્ણું કાળ ગર્ભં નવિ ધરિ, કાલિ જણુિઉ વિહિલુ મરિ. ૬૮
તિમ તે અલ્પસાર તાં જણ્યુ કામજ્વરથી વેગિ હણ્યુ.
અધુના જે પામ્યુ છિ કાય તેહવી જ એહ હશિ અલ્પ આયુ; ૬૯
શાપ અંત ભાગશિ વિયોગ; થાશિ પૂરવનુ સંયોગ.

એહવૂં સાંભલી કરી પ્રણામ દીન થઈ મિ પૂછ્યુ સ્વામિ. ૭૦
સ્વામી ! હૂં પાપી તાં પ્રાણુિ તહ્ય પસાઇ પામ્યુ વાણુિ.
જ્ઞાન ઊપનૂં તહ્ય પ્રસાદિ જાણ્રી પૂરણુ સર્વિં ઇ આદિ. ૭૧
જન્મ આગલિ આયુવૃદ્ધિ થાય, તેહવુ ધર્મં કહુ ઉપાય.
એણ્રી પરિ મિઇ પ્રશ્ન જ કર્યૂં. એહવૂં વચન તવ ઋષિ ઉચ્ચર્યૂં. ૭૨
એ હિ આગલિ જાણ્રીશિ, બાલ. રજની ગઈ. થ્યુ ઉષાકાલ.
કથારસિઇ ગઈ સવિ રાતિ. જાણ્યૂં નહીં થયૂં એ પ્રાત. ૭૩
ધવલ થયૂં દીસિ આકાશ. તારા તેજ નહીં પ્રકાશ.
પૂરવ દિશા અરુણુ થ્યુ રંગ. શોકમુક્ત થ્યા સર્વં રથાંગ. ૭૪

---

૧ એવડૂં કાંમ. ૨ તેહનિ. ૩ યેહ. પાંમ્યુ. ૫ પુત્ર પ્રસિદ્ધ કદાવિ નારિ. ૬ કેવલ સ્રી થકી. ૭ યેહવાથી. ૮ સિહિજ સ્વભા. ૯ વૈદ્ય. ભણ્રીડં. સ્રીથી ઊપનુ ધીરજ નંહી. ૧૦ અથવા પૂર્ણું ગર્ભં નવિ ધરિ જયણ્રીઓ વૃદ્ધિ વિહિહૂ ૧૧ યણ્યુ. કામવેગથી. ૧૨ અધુના એ. કાય. તિમ જ એહિ હરિ. ૧૪ પ્રણાંમ. પૂછ્યું. ૧૫ પ્રાંણ. પાંમ્યુ વાંણિ ૧૬ જાંણી ૧૯ ૧જાંણીશ ઉષાકાલિ ૨૦ ગઇ. જાંણ્યૂં નહીં.

પંપા સરનાં પંખી જાતિ મધુર શબ્દ બોલિ વિખ્યાત.
પ્રાતપિશુન વાઇ છિ સમીર. કરવા નિત્ય ઊઠીઇ વીર. ૭૫

ઊઠયા મુનિ ઊઠી સવિ સભા. પ્રગટ થઈ અરણુની પ્રભા.
હારીતિ હૂં લીધુ હાથિ. મુનિ તણ્યા બાલક બહુ સાથિ. ૭૬

મિહિલુ પર્ણશાલા મુઝારિ શયન તણું જિહા ઉત્તમ ઠાર.
મેહેલી ચાલ્યુ કરવા કર્મ પ્રાતક્રિયા જે બોલ્યુ ધર્મ. ૭૭

હૂ એકલઉ અક્ષમ દેહ પડિયુ ચિંતા માહિ એહ.
અનેક જન્મિ દુર્લભ ઘણૂં હૂં પામ્યુ 'તુ બ્રાહ્મણપણૂં. ૭૮

તેહ માહાં ઉત્તમ મુનિ અધિકાર, દેવલોક વસવા વિહિવાર
પોતાનિ અપરાધિ પડયુ કામ ક્રૂર બાણિ જે નડયુ. ૭૯

પામ્યુ તિર્યંક ગતિ, અતિ ખરિ સર્વ કર્મથી દૂર જે કરિ.
એ જીવ્યા પાઇ વારુ મણું. નીચ યોનિ નહીં કો શર્ણું. ૮૦

જિમ તિમ કરી નિ મરૂ. વિધિના મનોરથ પૂરણ કરૂ.

ચિંતાઇ મીચી લોચંન એહવૂં વિમાસૂં છૂં મંન. ૮૧

એટલિ તિહાં આવ્યુ હારીત સાદ કરંતુ મુઝનિ પ્રીતિ.
વૈશંપાયન ! સાંભલિ વાત. કપિંજલ આવ્યુ તુઝ ભ્રાત. ૮૨

શ્વેતકેતુ મોકલ્યુ છિ કામ સિદ્ધિ કરેવા તાહારી ઠામ.
વચન સાંભલી ઉત્સુક થયુ, જાણી પાંખ આવી ઇમ ગયુ; ૮૩

હારીતનિ પૂછૂં, તે કિહાં ? મૂક્તિ લેઈ મેહેલુ તિહાં.
એહવૂં કિહિતાં તે પરવર્યું, ગગન થકી તતક્ષણ ઊતર્યું. ૮૪

જાજૂંરણ જટા ઉપવીત. દ્રવિત હૃદય જાણી નવનીત.
દેખી નયણિ ચાલ્યૂં નીર. ઋક્ષના ઉત્સુક થયૂં શરીર. ૮૫

સન્મૂખ જઈ હૂં બોલ્યુ વાણિ. કપિંજલ ! સાંભલુ, સુજાણ.
જન્મ બિહુ તણિ આંતરિ દર્શન તુઝ પામ્યુ છૂં ખરિ. ૮૬

---

૧ પંક્ષી. મધૂકર. વિક્ષાતિ ૨ પાઇ નીલિય ૩ થઇ. ૪ બહુ ૫ મૂઝરિ જયાહા. ૭ પડીઉ સ્યંતા. ૮ પામ્યુ તુ બ્રાહ્મણપણૂ. ૯ માહિ ૧૦ કામ બાણિ યે. ૧૧ પામ્યુ. પરી. કરી ૧૨ પાઇ નીંચ ૧૩ યમ. ૧૪ ચિતાઇ ૧૫ ત્યાહાં ૧૭ ઠામ. ૧૮ ઉછક. જાંણે પાખ. ૧૯ પૂછં. મુંકુનિ લેઈ ૨૧ દ્રવીત હ્રદિ જાંણે. ૨૨ દેષી નયણે. ઉછક ૨૩ હૂં. વાણિ. સુજાંણ. ૨૪ બિહ પરિ

ઊમલવા ઉચ્છુક મન માહરૂં. દુહલિ સુખ દીઠૂં તાહરૂં.
તિર્યંક યોનિ હૂં પામ્યુ, કાય આલિંગન મિઇ કિમ દેવાય ? ૮૭

કિમ બઇસારૂં ગ્રહી આસંન ? કિમ કરૂં ચરણનૂં સંવાહંન ?
શ્રમ ટાલૂં કિમ વાહાલા તણુ ? ઇમ શોક હૂં પામૂં ઘણુ. ૮૮

શોક કરંતુ જોઈ તદા આવી ગ્રહ્યુ કપિંજલિ મુદા.
લેઈ નિ ચાંપ્યુ હઇડા ઠારિ, નયણિ વિહિ આંસૂની ધાર. ૮૯

મુઝનિ દેખી રોયુ જિહાં, એહવૂં વચન કહ્યું મિ તિહાં.
સખે કપિંજલ ! મૂલિ વિહિવાર તૂજ્ઞિ ન ઘટિ એહ પ્રકાર. ૯૦

તૂજ્ઞિ કહીઇ નહિ મંસાર માયા કેરુ લેશ લગાર.
મોક્ષ માર્ગ તૂં તાં અણુસરિ. હવિ શોક શા માટે કરિ ? ૯૧

કહુ, કુશલિ છિ જનની તાત ? મૂજ્ઞિ સંભારિ છિ માત ?
મુઝ માટિ કાંઈ દુઃખિત દેહ ? સત્યારથ કહિ મૂજ્ઞિ તેહ. ૯૨

સાંભલી નિ માહારૂં વૃત્તાંત કીધુ કોપ કાંઈ એકાંત ?
એહવૂં મિ પૂછયૂં વચંન. મુનિ શિષ્યિ આપ્યૂં આસંન. ૯૩

મુખ પખાલ્યૂં બઇસી ઠામિ; મુઝ પરતિ બોલ્યુ. સુણિ કામ.
જ્ઞાનદષ્ટિ જાણી તાં કયા તાત તહ્મારિ તે સર્વથા. ૯૪

કર્મ કરવા માંડયૂં જેટલિ હૂં તિહાં ગયુ તેટલિ.
વેગલિથી મૂં સાંહામૂં જોય; દેખી દીન બોલિઉ સોય. ૯૫

શા માટિ પામિ છિ લાજ દોષ આપણુ જાણી આજ ?
તૂમ ઉપરિ નહિ કાંઈ રોષ. એ સઘલુ છિ માહારુ દોષ. ૯૬

જન્મથી એહનૂં થોડૂં આયુ. મિઇ કાંઈ ન કર્યુ ઉપાય.
તે માટિ તાં થયુ એ મર્મ. મિઇ હવડાં માંડયૂં છિ કર્મ. ૯૭

---

૧ ઉછક. દુહલિ મુખ. ૨ પાંમ્યુ. આલિઘન. બિસારૂં. કિંમ ચર્ણંનૂં. ૪ એમ. પાંમ્યુ. ૬. હઈડા બારિ. નયણે. ૭ દેખી. ૮ મૂલ તુહુનિ. ૯ તુંહુનિ. નહી. ૧૦ મારગિ ૧૬ જનુની મૂંહુનિ. ૧૨ કાંઇ દુખિત. મૂંહુનિ. ૧૩ માહરૂં. ૧૪ શિશિષ આપ્યું. ૧૫ મુખ પખાલ્યૂં બિશી ઠાંમિ. શુણિ ૧૬ ગ્નાંન. જાંણી. ૧૭ જેટલી. ૧૮ સાંહમૂં. દેખી. બાલીઆ. ૧૯ પાંમિ. જાંણી. ૨૦ તૂંમ ઉપરિ નહી. માહુ. ૨૧ જે જન્મ થકી. આય. ૨૨ 'તાં' નથી.

એહનુ શાપ ટાલવા કામ મિઇ મોટી માંડી છિ હામ.
કર્મ તણી સમાપ્તિ જિહાં, તેટલા દિન તે રિહિશિ તિહાં. ૯૮

વલતુ હૂં બોલ્યુ વચંન. જુ કૃપા કરુ છુ મુંનિ,
તુ કુહુ, તે તાં કીહિ ઠારિ મિત્ર પામ્યુ છિ અવતાર? ૯૯

હૂં જોવા જાઉં તતખેવ; મુઝનિ આગ્યા આપુ દેવ.
પછિઇ કહૂં જે ઋષિ જાબાલિ, આશ્રમ તેહનુ છિઇ વિશાલ. ૧૦૦

તિહાં જન્મ પામ્યુ છિ વીર. શુક જાતિ ઉત્તમ શરીર.
નહી ઊલખિ તુઝનિ તેહ. તૂં હિ કિમ ઊલખીશ એહ? ૧૦૧

તેણિ મોકલ્યુ આવ્યુ અહિં. જાણુ નિ સત્યારથ સહી.
શ્વેતકેતુ મોકલ્યુ તુઝ ભણી. માતા દુઃખ પામિ તમ તણી. ૧૦૨

તાહારિ પિતાઇ કહ્યુ છિ મર્મ, કૂંઅર! મિઇ માંડયું છિ કર્મ.
ટાલવાનિ તાહરુ શાપ અભિચાર માંડયુ છિ આપ. ૧૦૩

જિહાં લગિ પૂરણ થાઇ કર્મ તિહાં લગિ રિહિજૂ એણિ આશ્રંમ.
દુખિણિ તાહારી માતા જેહ, કર્મની પરિચારિકા તેહ. ૧૦૪

એહવી કોમલ વાણી કહી પાણિ ફેરવી મૂકિ ગ્રહી.
સૂક્ષ્મ પાંખ જોઈ કોમલ દેહ નયણિ જલ ભરિઆં અતિ નેહ. ૧૦૫

## કડવૂં ૧૪

રાગ દેશાખ. ઝમ તાલ.

શોકિ સંતાપિઉ મિત્રની જાણી અ, વાણી અ
હૂં તિહાં બોલિયુ રે.

ઢાલ

વાણી હૂં તિહાં બોલિયુ, રે કપિંજલ! અવધારિ
માહારિ પાપિ તૂં થયુ, ભાઈ, અશ્વિનિ અવતારિ.

---

૧ કાંમ. હાંમ. ૨ સમાપતિ. ૩. મુનિ. ૪ પાંમીયુ. ૫ જાંઉ તત આગન્યા. ૬ જવાલિ. ૭ પાંમ્યુ. કીર. ૮ નહી ઓલખિ મુઝનિ. તૂંકે. ઉલખીશ જાંણૂ. ૧૦ દુઃપ પાંમિ. ૧૧ પિતાંઇ કહ્યો. કુઅર. ૧૩ રિહિયો. આશ્રંમિ દુઃખિણી. ૧૫ વાંણી. પાંણિ. મૂંકૂનિ. ૧૬ શુક્ષ્મ પાપ. નયણે, ભરીઆં 'કડવૂં ૧૪' નથી. ૧૮ તાલ ફેર રાગ દેશાષ. ૧૯ શોકે સંતાપીઉ. જાંણી. ચ. ૨૦ બોલીયુ. ૨૧, 'ઢાલ' નથી. ૨૨. વાંણી. બોલીયુ. ૨૩ માહિ.

પરાધીન વૃત્તિ રહ્યુ. દુઃખ ભોગવ્યાં અનેકિ.
સહ્યાં મિઇ જાઇ નહીં તે. કેટલાં કહૂં એક ? ૩

સોમપાનનિ યોગ્ય મુખ જે વેદ ભણતૂં પડનરૂં;
તેણિ હીસારા કીધા નિ તીક્ષ્ણ પિહિયૂં ચૂકરૂં ! ૪

કોમલ પલ્લવ સાથરુ· ખૂંચતુ અતિ સુકુમાર;
વાંસિ તાહારિ નિરંતર પહ્લાણનું સહ્યુ ભાર ! ૫

કુસુમ તૂહ્નિ વીણતાં. જાહારિ લતા અડતી ગાત,
તે તાં સહી સકતુ નહીં; કિમ સહ્યા ચાબખ પાત ? ૬

ઉપવીત ઉપડતૂં નહીં; કિમ વહ્યુ ચંદ્રાપીડ ?
માહારિ પાપિ ભોગવી તિ, મિત્ર, એહવી પીડ. ૭

એહવી કરતાં વારતા હૂં પામિઉ અતિ સુખ.
પંખી યોનિ પામ્યા તણૂં મૂહ્નિ વીસર્યૂં તાં દુઃખ. ૮

ઇમ કરતાં મધ્યાહ્ન થયૂં; નિ કપિંજતિ હારીતિ
મૂહ્નિ આહાર કરાવિયુ નિ આરોગ્યુ તે પ્રીતિ. ૯

ભોજન કરી નિ કપિંજલ—ઇમ—કહિ મૂહ્નિ વાત
આશ્વાસના દેવા તૂહ્નિ મોકલ્યુ તાહારિ તાત. ૧૦

કર્મ સૂંપિ જિહાં લગિ તિહાં લગિ એણિ ઠારિ
જાબાલિ મુનિના ચરણથી તિ જાવૂં નહિ નિરધાર. ૧૧

હૂં ઇ છૂં ઊતાવલુઃ તે કર્મ માંહાં મુઝ કામ.
શીખામણ તૂહ્નિ કહૂં છૂં રહિજિ આણિ ઠામિ. ૧૨

વલતુ હૂં તિહાં બોલિયુ. રે મિત્ર ! શૂં કહૂં આજ !
માતપિતાનિ શૂં કહાવૂં, જુ થયૂં એહવૂં કાજ ? ૧૩

તું તાં સરવિ જાણિ છિ. હૂં શૂં કહૂં, કુહ્ન, વીર ?
એહવૂં કહી મિ ઢાલિયાં રે નયન અતિ ઘન નીર. ૧૪

૧ વૃત્તિ. દુઃખ. ૩ પાંનનિ. યે. ભણતાં. ૪ હીંસારા કીધા ઘણા નિ. ચુકરૂં. ૫ સાથરું ખૂચતુ. ૬ પહલાંણનુ સહ્યુ. ૭ તૂંહ્નિ. યાહારિ. ગાત્ર. ૮ ચાબખ પાત્ર. ૯ ઉપડતૂં. ૧૦ પીડિ. ૧૧ પામીઉ. સુખ. ૧૨ પંખી. પાંમ્યા. મૂંહ્નિ. દુખ. ૧૩ એમ. મધ્યાંહ્ન. હારીત. ૧૪ મૂંહ્નિ. કરાવીયુ અરોગ્યા. ૧૫ એમ. મૂંહ્નિ. ૧૬ તૂંહનિ. ૧૭ સુંપિ. તિહાં રિહિયે એણિ. ૧૮ જબાલિ મુનિનાં. નહીં. ૧૯ માંહિ. કાંમ. ૨૦ શીખામણ તૂંહ્નિ. રહિયે આંણિ. ૨૧ બોલીયુ. ૨૩ જાંણિ. કુહ્ન વીર. ૨૪ ઢાલીયાં.

કપિંજલિ મૂક્યિ કહ્યું. કાંઈ દુઃખ માણીશ મંનિ.
હારીતનિ લેઈ સંપિયુ નિ ઉત્પત્યુ અમંન. ૧૫

અદૃષ્ટ તેહ થયા પછિ હારીત તેણી વાર
આશ્વાસના દેઈ મૂક્યિ ઊઠિયુ કરવા આહાર. ૧૬
માહારિ પાસિ મેહેલિવ્યુ એક તાપસનું કુમાર.
અપરાહ્‌ણ સમિ મુઝ પાસિ આવ્યુ કરી દેહ વિહિવાર. ૧૭

ઇમ કરતાં પાંખ આવી ચાલવાની શક્તિ.
મિ મન સાથિ વિમાંસ્યૂં એકાંતિ આણી વ્યક્તિ. ૧૮
સમર્થ તાં થયુ સહી; શું ખઇસી રહૂં આણિ સ્થાનિ?
મહાશ્વેતાનૂં કરૂં દર્શન. મિત્રનૂં થ્યૂં જ્ઞાન; ૧૯
તેહનિ પાસિ જઈ રહૂં. એહવુ કરી નિશ્ચય ચિત્તિ
ઉત્તર દિશિ નીસર્યુ હૂં કલ્પવા નિર્વૃત્તિ. ૨૦
અલ્પ આયુ થયા ભણી નહિ ઊડવા અભ્યાસ.
આઘેરાં જાતાં થિકાં અતિશિ ભરાણુ શ્વાસ. ૨૧
અંગ શિથિલ નિ ચાંચ સુકિ; તરસ લાગી પ્રૂઢ.
અહીં પડૂં, અહીં પડૂં. હૂં ઇમ થયુ તાં દિગમૂઢ. ૨૨
આગલિ એક સર શુભ દીઠૂં. શીતલ નિર્મલ નીર.
નિશાના અંધારા સરખૂં કુંજ તેણિ તીર. ૨૩
નિબિડ પલ્લવ ભાર નમિઉ. પુષ્પ કેરુ પુંજ.
હૂં આવી ઉપરિ ઊતર્યું વિશ્રામ કરવા કુંજ. ૨૪
કુંજ ઉપરિ આવી બઇઠું. કિધુ તિહાં વિશ્રામ.
દેહથી તવ શ્રમ ટલ્યુ. ઉત્તમ દીઠુ ઠામ. ૨૫
હલુઇ હેઠુ ઊતરી તરુ તણી છાયા શીત
કમલગંધ યુત વારિ પીધૂં; મંન પામ્યુ પ્રીતિ. ૨૬

૧ મૂંહૂનિ. માંણીશ. ૨ સુપીયુ. હતપત્યું. ૩ પછી. ૪ મૂંહૂનિ ઊઠીયુ. ૫ મેહેલીયુ. ૬ અપરાંહ્‌ન. ૭ એમ. પાંષ. ૮ વિમાંશૂં. આંણી. ૯ બિશી. આંણિ સ્થાંનિ. ૧૦ જ્ઞાંન. ૧૨ નીશર્યું. નિવૃત્તિ. 13 નહી. ૧૪ ભરાંણુ. ૧૫ અથલ. ૧૬ પડૂં કિ અહીં પડૂં એમ થયૂં. ૧૮ સરષૂં. ૧૯ ઘન નિવિડ. નમીઉ. ૨૦ ઊપરિ હતર્યો વિશ્રાંમ. ૨૧ કુંજ ઊપરિ. બિઠુ. વિશ્રાંમ. ૨૨ ઠાંમ. ૨૩ હલુઅ ૨૪ પાંમ્યુ.

ચિત્ત માંહિ ચીંતવૂં. વલી તૃષા થાશિ જાંહ,
કપાય છલ પી તૃપ્ત થાશં કમલરસ યુત તાંહ. ૨૭

કઠોર બીજ કમલ તણાં તરુપણ્ઁઅંકુર આહાર
ઊતરી નિ કરીશિ પછિ ક્ષુધાનું પ્રતીકાર. ૨૮

પંચ પછિ તાં પલીશિ અપરાહ્‌ણ જાહારિ કાલ.
એહવૂં વિમાસી નિ ચડ્યુ તે વૃક્ષ કેરી ડાલિ. ૨૯

રહ્ ‌શાખામૂલ પાસિ (છાયા અતિ અભિરામ),
અધ્વશ્રમિ જે અંગ થાકાં, સુખી કરવા કામ. ૩૦

વિશ્રામ કરતાં નિદ્રા આવી; શ્રાંત ઘણૂં શરીર.
તિ વાર પૂઠિ જે થયૂં તે સાંભલુ, કહૂં, વીર. ૩૧

ચિર કાલ થ્યુ નિ જાગિયુ. લોચન કર્યાં પ્રકાશ.
જોઉં, તુ મૂકાવૂં નહીં પડિયુ તે તેહવિ પાશિ. ૩૨

કાલી કાયા કઠિન કરી નિ લોહઘટિત પ્રકાર.
આગલિ ઊભુ પુરુષ દીઠુ; કાલરૂપ આકાર. ૩૩

જાણીઇ કો પ્રેત છિ રે, પુણ્ય કેરુ શત્રુ,
પાપનુ આરંભ જાણી પ્રગટ થ્યુ થઈ તત્ર. ૩૪

ક્રોધિ ભ્રૂકુટિ રૌદ્ર રાતી; કીકી માંહિ ક્રૂર.
સકલ જનનિ ભયંકર કૃતાંત જાણી ભૂર. ૩૫

ચર્મ પિહિર્યાં પિહિરણિ. મલિન વપુ નિ કર્મ.
ન દીઠુ, નવિ સાંભલ્યુ, તે નયણિ નિરખ્યુ મર્મ. ૩૬

જોઈ નિ નિરાસ થ્યુ. મિ પૂછી તેહની વાત.
તૂં કુણ છિ? હું શાનિ કાજિ બાંધિયુ તિ, ભ્રાત? ૩૭

સ.તુ શિ માર્યું નહીં આમિષનુ જુ અર્થ?
અપરાધ વિણુ બંધન તણૂં હૂં દૂખ ન દેખત વ્યર્થ. ૩૮

---

૪ ચિત. થાસિ ચાંહ. ૨ ત્યાંહ ૩ તણિ. ૪ પ્રતિકાર. ૫ પછિ પલીસિ અપરાહ્‌ન ચાલિ. ૬ વિમાશી. વૃક્ષ. ૭ તે વડછાયા મૂલ પાસિ શાખા અતિ અભિરામ. ૮ શ્રમ. ૯ વિશ્રામ. નીદ્રા. ૧૦ તિહુવાર. ૧૧ જાગીયુ. ૧૨ જોઉં. મૂંકાવૂં. પડીયુ. ૧૩ કઠિ લોહો. ૧૫ જાંણીઇ. ૧૬ જાંણે ૧૮ ભ્રૂકુટી. ૧૯ જાંણે ૨૦ નયણે નીરખ્યુ. ૨૧ જોઇ. ૨૨ શાહાનિ. બાંધીયુ. ૨૪ દૂખ. દેખત.

કૌતુકિ જુ બાંધ્યુ, તુ કૌતક થયૂં; હવિ છોડિ.
દૂરિ જાવૂં માહરિ તાં દુર્લભ દર્શન કોડ. ૩૯
હૃદય માહારૂં ખમિ નહીં રે રિહિવાનિ ક્ષણમાત્ર.
પ્રાણિધર્મ તૂં જાણિ છિ જુ ધર્યૂ છિ તિ ગાત્ર. ૪૦
વચન માહારૂં સાંભલી તે બોલિયુ, ભૂપાલ !
ક્રૂરકર્મ કઠિન છૂં અહો જાતિ તાં ચાંડાલ. ૪૧
મિ કાંઈ તૂં બાંધ્યુ નથી કુતુહલિ કે લોભિ.
પક્કણાધિપ સ્વામી માહારુ; નિકટ સ્થાનક થોભિ. ૪૨
તેહનિ છિ એક દીકરી લાડકી બાલકુમારિ.
તે આમલિ કુણિકિ કહી તાહારી વાત અતિ વિસ્તારિ. ૪૩
જાબાલિનિ આશ્રમ છિ મહા મનોહર શુક એક.
આશ્રજકારી ભણિ છિ એહવુ સુણ્ય વિવેક. ૪૪
તે સાંભલી આસક્ત થઈ તુહનિ ગ્રહવા કામ.
હૂં સરખા બહુ મોકલ્યા છિ વન માંહાં ઠામિ ઠામિ. ૪૫
આજ મહા પુણ્ય કરી ચડિઉ તૂં માહારિ હાથિ.
ચરણિ જઈ નિ સમરપૂં જિહાં છિ તે માહારુ નાથ. ૪૬
વચન સુણતાં તેહનૂં જાણી વજ્રનું થ્યુ પાત
શિર ઉપરિ, અતિ વેદના ચિંતા કરૂં વિખ્યાત. ૪૭
અહો મુઝ મંદ ભાગ્યનં દારુણ દીસે કર્મ.
ઉેહ કિહીં ઇ આવિ નહીં પરિ પરિ જોતાં મર્મ. ૪૮
જેહના ચરણનિ જગત પૂજિ તે લક્ષ્મી માહારી. માત.
ત્રણ્ય લોક નમિ જેહનિ, શ્વેતકેતુ માહારુ તાત; ૪૯
દેવલોક આશ્રંમ; તેણિ ઊછેર્યું નિજ પાણિ.
હાથિ ચડયુ ચાંડાલનિ, તે પાસિ રિહિવૂં જાણિ. ૫૦

---

૨ 'તાં' નથી ૩ હૃદય માહરૂં પમિ ૪ પ્રાંણિ. જાંણિ. ૫ બોલીયુ. ૬ કઠિણ. ૭ બાંધ્યું. કુતુહલ. લોભ. ૮ પક્વણાદ્ધિપ. સ્થાંનક થોભ ૧૦ તાહરી. વિસ્તાર. ૧૧ જાવાલિનિ આશ્રંમ. માહા ૧૨ શુણ. ૧૩ થૈ તેહનિ. કામ ૧૪ સરખા બહુ. વંન માહા. ૧૫ માહા. ચડીઉ. ૧૭ શુણતાં. જાંણે. ૧૮ ઉપરિ. વિક્ષાત. ૨૦ કિહીં. ૨૧ જેહનાં ચર્ણકમલનિ. ૨૨ ત્રંણ્ય. શ્વેતકેતુ. ૨૩ આશ્રંમવાશી. પાણિ. ૨૪ જાંણિ.

માતંગીકરિ કૂલિઇ પોખ્યું મિ એ દેહ.
ચાંડાલબાલ રમાડશિ. મુઝ કરમનુ નહિ છેહ. ૫૧
પુંડરીક દુરાતમા ! ધિક ધિક તુઝ અવતાર.
કરમ તિ શું ઇ કર્યૂં ? દુંઃખનું નાવિ પાર. ૫૨
સહસધા ફાટુ નહીં શિ ગર્ભ માંહાંથી, મંદ,
નાશ જે નથી પામતાં કુકર્મ કેરાં કંદ ? ૫૩
શ્રી ! શરણનિ શરણ દાતા માતા ! મુઝનિ રાખિ
આ મહા નરક માંહાં બૂડતાં. મુઝ વીનતી દાખિ. ૫૪
ભુવંન ત્રહુના ત્રાણ સમરથ જનક ! તૂં અવધારિ.
કુલતંતુ તિ જ વધારિયુ. મુઝ દીનનિ ઊગારિ. ૫૫
કપિંજલ ! જુ, મિત્ર, હવડાં નહિ છોડાવિ પાશ,
તુ જન્માંતરિ મ કરશુ મુઝનિ મ્યલવાની આશ. ૫૬

એહવા અનેકી મંન માંહિ કરી બહુ વિલાપ
દીન જાચક થઈ બોલ્યુ શ્વપચ પરતિ આપ. ૫૭
ભદ્રમુખ ! હૂં જાતિસ્મર મુનિ શુક થયુ છૂં શાપિ.
મહાપાપ સંકટ થકી મુઝનિ ઉદ્ધરિ ગતિ આપિ. ૫૮
બીજિ- કુણિ નથી દીઠુ ઝાલતાં આણિ ઠામિ.
ઝાલ્યુ મેહેલ્યુ નહીં જાણિ, દોષ નહિ દિ સ્વામી. ૫૯
અદષ્ટ સુખનુ હેતુ તાહારિ ધર્મ થાશિ ભાગિ.
મૂકિ મુઝનિ કહી અ નિ હૂં પડયુ તેહનિ પાગિ. ૬૦
હસી નિ તે બોલિઉ. ભાઈ ! પાંચ જે લોકપાલ
શુભાશુભ કરમના સાક્ષી દેહ માંહિ વિશાલ. ૬૧
તેહના બિથી સાધુ જન સવિ કરિ નહિ તાં પાપ.
એહવૂં કહી લેઈ નીસર્યું કરતુ મૂંકિ વિલાપ. ૬૨

---

૧ કુલીઇ પોપનુ. ૨ નહી. ૩ ધિક (૨) તુઝ. ૪ એ દુઃષનુ. ૫ સહસધા શિ ફાટુ નહી રે. ૬ ધે. પાંમતા. ૭ શરણની. રાષિ. ૮ માહા. દાષિ. ૯ ત્રાણ. ૧૦ વધારીયુ. ૧૧ નહીં. ૧૨ આસ ૧૩ બહૂ. ૧૪ પછિ દીન સ્યાચક. ૧૫ મુષ જાંતિ. ૧૭ આણિ. ૧૮ જાંણે દોસ નહીં. ૨૦ મૂંકિ. ૨૧ બીહશી. બોલીઉ ૨૨ શુભાશુભના કરમ. ૨૩ નહીં. ૨૪ નીશર્યું. મૂંકુનિ.

દ્દં તાં, તેણિ વચનિ કરી જાણી પડ્યુ મસ્તકિ ઘાત,
મૂઢ થઈ નિ ચીંતવૂં મન માંહિ એહવી વાત. ૬૩
આ ફલ કીધાં કર્મનૂં ઇમ ચીંતવી નિર્વાણ
નિશ્ચય કીધું મંન થઇં જે હવિ છાંડૂં પ્રાણ. ૬૪
લેઈ નિ તે સાંચરિ. મનિ નાસવાની આશ
આગલિ પાછલિ દૃષ્ટિ દેઈ. ચાલતાં વન વાસ ૬૫
ચાંડાલશિશુ લેઇ નીસર્યો નિ ધનુષ ધરિયાં પાણિ,
અનેક પંખી તણી જે બોલી જાણિ સઘલી વાણિ. ૬૬
ઇમ કરતાં પામિયા ચાંડાલ સવિતુ ગ્રામ.
દુર્ગંધ આવિ; માંસ શેકિ; ધૂમ ઠામિ ઠામિ. ૬૭
કરંક પડિયાં ઠામિ ઠામિ; રુધિર ગલતાં ચર્મ;
અસ્થિના અંબાર દીસિ; તેહ તેહનુ ધર્મ. ૬૮
માંસ મેદ નિ વસા મજ્જા દીસિ તે વિસ્તાર;
આખેટક આજીવિકા, બીજુ નહીં વ્યાપાર. ૬૯
આસ્તરણ અંબર ચર્મ કેરાં. શ્વાન બહુ પરિવાર.
મદ્ય પીતૂં સર્વ દીસિ; અવરિ નહિ આચાર. ૭૦
પશુપૂજા દેવનિ નિ માંસનાં નૈવેદ્ય,
ધર્મક્રિયા તેહ જેહનિ. જીવ સઘલા ભેદ્ય. ૭૧
નરક સર્વનુ આગર જાણી, અતિ મહા શમશાન,
કુકર્મ નિ કલિપાપ કેરૂં એક જાણી સ્થાન. ૭૨
દયા રહિત તે સકલ પ્રાણી. શોકકારી દેશ.
અભક્ષ્યભક્ષણ અગમ્યાગમન શ્વપચતુ નિવેશ. ૭૩
નરકવાસી પ્રાણીનિ ઉદ્વેગ દીઠિ થાય.
સકલ દુઃખનુ જેહ આલય, તે મિ દીઠુ, રાય ! ૭૪

૧ જાણે. ૨ મૂંઢ. ૩ એમ. નિર્વાણિ. ૪ ઇ... ...મનિ. આસ. ૬ દેઉ. ૭ ...નીસર્યા. ધરીયાં. પાંણિ. ૮ પંક્ષી તણી યે. ૯ એમ. પામીયા ...ગ્રાંમ. ૧૦ દુર્ગંધિ. ૧૧ પડીયાં ઠામિ ઠામિ રૂધ... ૧૪ આપેટક. ૧૫ ચર્મનાં શ્વાન બહૂ પરવાર. ૧૬ નહીં. ... યેહનિ. ૧૯ ...જાણે. શમશાંન. ૨૦ કવિ. જાંણે સ્થાંન. ૨૧ ... અભક્ષ. અગં... ...ગમ તે. ૨૩ પ્રાંણીનિ. ૨૪ દુઃખનુ યેહ અ...

જાણુશિ વાર બોલિ, તેણિ મૂકશિ નહિ નિરધાર.
એહનિ માહારી દયા શી ? સગપણ નહીં લગાર. ૮૭

પુત્ર નહિ, ભ્રાતા નહીં નિ બંધુ નહિ તાં કોય.
વિશેષિ બંધન કરિ જુ શાહમ કીજિ સોય. ૮૮

ચાંડાલ સાથિ બોલવૂં વાર નહીં કાંઈ કામ.
તે માટિ હૂં મૌન લેઈ રહૂં એણિ ઠામિ. ૮૯

કદાચિત અણબોલતુ જાણી નિ મૂકિ આપ.
મિ તાં માહારાં ભોગવવાં ઈદ્રીનાં કીધાં પાપ. ૯૦

સ્વર્ગ લોક થકી પડયુ હૂં મૃત્યુલોક મુઝારિ;
પંખી યોનિ અવતર્યું; ભોગવ્યાં દુઃખ અપાર; ૯૧
હાથિ ચડયુ ચાંડાલ કેરિ; પંજર માંહિ બંધ;
દોષ સવિ એ ઈદ્રીનુઃ આવી મ્યલુ સંબંધ. ૯૨

હવિ એક ઈદ્રા વશ રાખૂં; સુખ કદાચિત થાય.
એહવૂં જાણી મૌન કરી નિ હૂં રહુ તિહાં, રાય ! ૯૩

બોલાવિ, તર્જન કરિ નિ કરિ મુઝનિ પ્રહાર,
તુહિ મૌન કરી રહ્યુ; એક કરૂં તાં ચીતકાર. ૯૪

અશનપાન કરૂં નહીં; તે દિવસ તાં ઉપવાસ
નિયમ આણી નિ રહુ અતિ મેહેલતુ નિશ્વાસ. ૯૫

દિવસ બીજિ અશનવેલાં ક્ષુધા વ્યાકુલ તંન
ચાંડાલપુત્રી પાણી લેઈ મૂહનિ કહિ વચંન. ૯૬

કાચાં પાકાં સ્વાદુ સુરભિ ફલ, નિર્મલ નીર
યતન કરી ધરાવિઆં; આ આરોગુ નિ વીર. ૯૭

ક્ષુધા તરષા પીડાઇ કાંઈ પંખીનિ નહિ દોષ;
શા માટિ નથી ભક્ષ કરતુ ? કુણ ઉપરિ રોષ ? ૯૮

---

૧ જાંણુશિ. મૂંકાવશિ નહીં નરખાર. ૩ નહીં ભ્રાતા નહી. નહી. ૫ કાંગ. મ. ૭. જોણી નિ મૂંકિ. ૯ 'હૂં'' નથી. ૧૦ પંક્ષી. દુઃખ ભોગવ્યાં. ૧૧ ચાંડાલનિ પંજર માહિ. ૧૨ સબંધ. ૧૩ રાખૂં સુખ. ૧૪ જાંણી. ૧૫ પ્રાહાર. ૧૮ આંણી. મેહલતુ. ૨૦ પાંણિ. મૂંહુનિ. ૨૧ કાંચાં. સુરભી. નીર્મલ. ૨૨ કરી ધવરાવિ આ આરોગુ. ૨૩ તરીષા. પંક્ષીનિ નહીં. ૨૪ ઉપરિ.

જુ તૂં ઉત્તમવરણુ છિ, ઊપનુ જ્ઞાનવિવક,
ભક્ષ્યાભક્ષ્યનુ દોષ નહિ તાં તિર્યંક યોનિ એક. ૯૯
વિધિ નિષેધ શૂં વિચારિ છિ, જુ થયુ અગ્નાન,
કર્મિ કરી આ યોનિ પામ્યુ, પડ્યુ આણિ સ્થાનિ ? ૧૦૦
વિવેક પિહિલૂં આણ્યુ નહીં, તુ પામ્યુ એ અવતાર.
એણી યોનિ ભક્ષ્યાભક્ષ્યનુ ભેદ નહીં લગાર. ૧૦૧
ઉત્તમનિ પણ આપતકાલિ રાખવાનિ પ્રાણ
અભક્ષ્યભક્ષણ કહ્યૂં છિ તાં સ્મૃતિ વેદ પુરાણ. ૧૦૨
ચાંડાલનાં આણ્યાં ફલ ઉત્તમ, ભૂમિ નાંખ્યૂં વારિ.
આપતકાલિ સહૂ ગ્રહિ, એ શિષ્ટનુ આચાર. ૧૦૩
તૂં શા માટિ નથી ગ્રહતું ભૂખ્યુ ફલ નિ તોય ?
વચન તેહનાં સાંભલી હૂં વિસ્મય પામ્યુ સોય. ૧૦૪
'ચાંડાલજાતિ નીતિ બોલિ !' વિસ્મય પામી મંન
જલ મિ પીધૂં સહી નિ ફલ કર્યાં પ્રાશંન. ૧૦
ઇમ કાલ કેટલુ અતિક્રમ્યુ. હૂં તરુણ થયુ તાં તંન.
નિશા ગઈ નિ પ્રાત થયૂં. મિઇ ઊઘાડ્યાં લોચંન. ૧૦
જોઊં તુ એ કનક કેરૂં થયૂં પંજર સાર;
ચાંડાલિની નવયૌવના નિ થઈ મનોહર નારિ. ૧૦
તે તાં કામિની જેહવી, તેહવી તહ્યો દીઠી, રાય !
તે સ્થાનક ઈંદ્રભુવન સરખૂં નિરખિયૂં મિ કાય. ૧૦૮
ચાંડાલવસતિનુ ભરમ ભાગુ. વિસ્મિત થયુ તતકાલિ.
એ શૂં હતૂં ? મિ શૂં આ નિરખ્યૂં ? ચીંતવ્યૂં, ભૂપાલ ! ૧૦૯
મિઇ જાણ્યૂં હૂં પૂછૂં એહનિ કારણુ સઘલું જાંહ,
મૌન મેહેલૂં જેટલિ, તવ આણિયુ હૂં આંહ. ૧૧૦

---

૧ ઉપનુ જ્ઞાંન. ૨ ભક્ષાભક્ષનુ. નહી તીર્યંક. ૩ અજ્ઞાંન. ૪ પાંમ્યુ. આણિ સ્થાંનિ. ૫ નહી. પાંમ્યુ. ૬ ભક્ષ્યાભક્ષનુ. નહી. ૭ આપતકાલિ રાખવાનિ પ્રાંણ. ૮ અભક્ષ. છિ સમૃતિ. ૯ નાંખ્યૂ ૧૦ આપતકાલિ. ૧૧ ભૂખ્યો. ૧૨ તેહૂનાં. પાંમ્યુ. ૧૩ પાંમી. ૧૪ પીધૂ પ્રાશંન. ૧૫ એમ. ૧૭ જોઊં. એક. કેરૂં ૧૮ ચાંડલની. ૧૯ કાંમિની જેહવી ૨૦ સરખૂં નિરખીઉં. ૨૨ નિરખ્યૂં ૨૩ જાંણ્યૂં. થાંહ. ૨૪ જેટલિ. આંણીઉ.

મૂકિ લેઈ આ કામિની આવી તહ્મારિ ધામિ.
હૂં કાંઈ નથી જાણતુ જે તે તાં શાનિ કામિ ? ૧૧૧
એ કુણ છિ નિ શા માટિ ચાંડાલણીનુ વેષ,
શા માટિ હૂં બાંધિયુ આણિઉ અહીં નિવેશ, ૧૧૨
તે હૂં કાંઈ નથી જાણતુ, જિમ તહ્મો ન જાણુ, ભૂપ,
એ તાં કામિની કુણ છિ જે દીસિ અકલસ્વરૂપ. ૧૧૩

વચન એહવાં સાંભલી વિસ્મય થયુ તેણી વાર
પ્રતીહારી પાય તેડાવી તે સુંદરી તેણિ હારિ. ૧૧૪
વૃતાંત રાય પૂછિઉં. તવ કહિ મધુર વચંન.
ભુવનભૂષણ ! રોહિણીપતિ ! કાદંબરીજીવંન ! ૧૧૫
ચંદ્રમૂરતિ રાય ! સાંભલિ. એ તાં અતિ દુર્બુદ્ધિ.
કામચારી એ થયુ નિ ટલી એહની સિદ્ધિ. ૧૧૬
એણિ એહનૂં પૂર્વજન્મનૂં કહ્યૂં તાં વૃત્તાંત;
તે તહ્મો તાં સાંભલ્યૂં કારણ સવિ એકાંતિ. ૧૧૭
પૂર્વજન્મિ કામ વશિ એ થયુ તાં બિ વાર,
તેણિ કર્મિ પામિઉ એ પંખીનુ અવતાર. ૧૧૮
પંખી જન્મિ પિતાની આગન્યા લોપી એહ
વધૂ સમીપિ સાંચર્યું કામાંધ થઈ નિ જેહ, ૧૧૯
તે એણિ પોતિ કહી સઘલી ય તમનિ વાત.
હૂં તાં માતા એહની શ્રી મોકલી એહનિ તાત. ૧૨૦
મહાશ્વેતા ભણી જાતુ જાણ્યુ જ્ઞાનદષ્ટિ મુનિ.
અભિચાર પૂરણ થયા પાખિ નીસર્યું જવ વંનિ, ૧૨૧
મૂકિ કહ્યૂં જા, કામિની, બાંધી અ એહનિ રાખિ.
પોતાના અવિવેકનૂં ફલ દુઃખ પમાડી દાખિ. ૧૨૨

૧. કાંમિની. ધાંમિ. ૨ કાંઇ. જાંણુતુ. શાહાંનિ કામિ. ૩. વેસ. ૪ બાધીયુ આંણીઉ. ૫ જાંણુતુ જાંણુ. ૬ કોણ. ૯ પૂછીઉ. ૧૦ રોહિણિપતે. ૧૨ કાંમ. એહનિ. ૧૩ એણે. ૧૫ કામ ૧૬ પાંમીઉ. પંક્ષીનુ. ૧૭ પંક્ષી આગ્નયા. ૧૮ કાંમાંધ. યેહ. ૧૯ એણે. ૨૧ જાંણ્યુ જ્ઞાંન. મુનિ. ૨૨ પાખિ નીંશર્યું. ૨૩ મૂંહુનિ. કાંમિની. રાખિ. ૨૪ દુઃખ દાખિ.

તાપ પામ્યા વિના પાપી નિવર્તિ નાહ ! તેહ.
તિર્યંકથી ઇ નીચિ સ્થાનિક પમાડિ નિજ દેહ. ૧૨૩

જિહાં કર્મ એ સૂંપિ નહીં તિહાં મૃત્યુલોક મુઝારિ
બાંધી નિ તાં રાખજે, જમ તાપનુ વિસ્તાર. ૧૨૪

તે એહના અવિનયનૂં ફલ દેખાડયૂં, ભૂપતિ !
કર્મ તાં પૂરણ થયું, ઋષિજીઇ કીધૂં કૃત્ય. ૧૨૫

રાયજી ! તમ બિહૂનિ થયૂં શાપનૂં અવસાન.
તે માટિ એ આણિઉ તમ પાસિ આણિ સ્થાનિ. ૧૨૬

ચાંડાલતા તેણિ અહી જે સ્પર્શ ન કરિ કોય;
લોક રહિ તાં વેગલા; વિપરીત કોઇ ન જોય. ૧૨૭

હવિ તહ્મો બિહૂ મિત્ર મેલ્યા એકઠા એ આજ;
શાપનુ તાં નાંશિ થયુ; સુખ ભોગવુ, મહારાજ ! ૧૨૮

એ જરા વ્યાધિ નિ મરણ દુઃખિ મુક્ત માનુષ કાય
ત્યજી નિ સુખ ભોગવુ જિહાં વિઘ્ન તાં નવિ થાય. ૧૨૯

એહવૂં કહી તે કામિની ઉત્પતી તાં તતખેવ.
સવિ લોક જોતાં ગગનમારગિ ગઈ જાણી દેવ. ૧૩૦

કડવૂં ૧૫

રાગ દેશાખ

રાનિ જ્ઞાન ઊપનૂં હદિ. એણી પરિ તે વાણી વદિ.
(પૂર્વ જન્મ તે મનિ આણિઉ; વૈશંપાયન તે જાણિઉ.) ૧

સખે પુંડરીક ! અવધારિ, વૈશંપાયન તૂં અવતારિ.
ભલૂં થયું, બિહનુ તાં શાપ થયુ અંત; ગયાં સઘલાં પાપ. ૨

૧ પાંમ્યા. નિવરતિ નહી. ૨ સ્થાનકિ પમાંહુ નિ દેહ. ૩ સુંપિ નહી. ૪ રાખયે યમ. ૫ દેખાડયૂં. ૬ રષિજીઈ ૭ બેહૂનિ. શાપનૂ અવસાંન. ૮ આંણીઉ. આંણિ સ્થાને. ૯ ચાંડાલતાં. યે. ૧૦ કોએ. ૧૧ બેહૂ. એષટા. ૧૨ સુખ માહારાજ. ૧૪ સુખ. ૧૫ કામિની હતપતી. તતખેવ. ૧૬ જોણી. ૧૭ 'કડવૂં ૧૫' નથી. ૧૮ દેશાખ. ૧૯ ઊપનૂ હ્રદિ, વાંણી. ૨૦ પૂરવ જનમ. આંણીઉ. જાંણીઉ. ૨૧ 'અવધારિ' લખી 'ધા' ને માથ 'તા' કરેલ છે. ૨૨ બેહુનુ.

એહવી રાજા કિહિ તાં વાણિ, તપ કામિ સાંધ્યુ લેઈ બાણુ
કાદંબરીનિ ઉદ્દેશિ કરી, પ્રતિરોધક પદ જાણી ધરી. ૩
તત્ક્ષણ રાનૂં અંતઃકર્ણું ગયૂં તે કાદંબરીનિ શર્ણ.
શ્વાસ તણા પવન તાં જેહ, છાંડી તવ નીસરિયા દેહ. ૪
જાણી કામબાણુ ભયભીત ચાલ્યા વેગિ તે સહુ ચિત્ત.
શરીર અતિ કંપિ, તે ગણ્યૂં બાણુપંખનિ વાઇ હણ્યૂં. ૫
રોમાંચિત અતિ થયૂં શરીર જાણી ખૂતાં તીનાં તીર.
નયણિ તાં આંસૂની ધાર જાણી વાગા માટિ પ્રાહાર. ૬
મુખકમલ તવ પાંડુર થયૂં ધનુષ શબ્દ ઉદ્દેગિ ગયૂં.
અંતરિ અનંગ તણી જે જ્વાલ અધર શોષ પામ્યા તત્કાલિ. ૭
તાપિ મુખ થ્યૂં વિરસ અપાર; તવ તાંબૂલ પડ્યૂં તાં બાહારિ,
જાણી પડિયૂં હૃદય સરાગ કાદંબરી સાથિ અનુરાગ. ૮
અંગ થકી પ્રગટ્યુ તાં સ્વેદ જાણી શ્રમ બુદ્ધિ અતિ ખેદ,
મદનબાણુ કીલિત જમ હોય, પરવશ અંગ થયાં તવ સોય. ૯
મુખ્ય કરી નિ કાદંબરી તેહનિ અંગિ શક્તિ જે ખરી
તેહ અકિંકર જ્યાં સવિ અંગ, જાણી ગાત્ર તણુ થ્યુ ભંગ. ૧૦
પાણિ પાદ કમલપાંખડી, અંબુજદલ સાથિ આંખડી,
મણિદર્પણ સાથિ કપોલ, બાહુલતા મૃણાલ સુલોલ, ૧૧
નખકિરણ શશી કેરી છટા, સ્મિત ઘનસારધૂલિની ઘટા,
દશનપંક્તિ જાણી મુક્તાદામ, મુખ શશિબિંબ યથા અભિરામ, ૧૨
મણિકુટ્ટિમવેદિકા નિતંબ, ઇમ શોભા સવિ અંગ પ્રલંબ,
એ સવિ મનનિ સુખ નવિ કરિ. ધ્યાન કામિનિ કેરૂં ધરિ. ૧૩

---

૧ વાંણિ. કાંમિ. બાંણ. ૨ ઉદ્ધેશિ. જાંણે. ૩ તતક્ષણ. અંતઃકરણ. ૪ ચેહ. નીશરીયા. ૫. જાંણે કાંમબાંણ. ચીત. ૬ ગણ્યું જાંણે બાંણુપંખનિ. હણ્યૂ. ૭ થે. રાંમાચિત. જાંણે ગૂતાં. ૮ નયણે. આસૂની. જાંણે. ૯ મુખ. ૧૩ અંતરે. પાંમ્યા તતકાલિ. ૧૧ મુખ. ૧૨ જાંણે પડીયૂં હ્રદય. ૧૩ જાંણે. ખેદ. ૧૪ બાંણ કીલીત યમ. ૧૫ થે ખરી. ૧૬ જાંણે. ૧૭ પાંણિ. પાંખડી. આંખડી. ૧૯ નખ. ૨૦ જાંણે દાંમ. મુખ શશીબિંબ. અભિરાંમ. ૨૧ ઈમ. ૨૨ સુખ. ધ્યાંન કાંમિની.

ઉત્પ્રેક્ષા અભિલાષા ઘણી મન માંહિ કરતુ તે તણી.
તેહનિ પેખિ; આણી મંનિ તેહનિ દિ છિ આલિંગન; ૧૪
તે પાસિ બઇસિ અનુરોધ; તેહનિ ઊપાતિ અતિ ક્રોધ
પડતુ તેહ તણિ તાં પાય; જિહ્વાઇ ગુણ તેહના ગાય; ૧૫
કરતુ તે શૂં પ્રીતિ કેલિ, રમતુ અંગ અંગ માંહાં મેલી;
બીજાં સઘલાં મેહેલી કામ તે સાથિ ક્રીડા અભિરામ. ૧૬
દીહિ નવિ મીંચી લોયંન; રાત્રિ નિદ્રા નહિ અનુદિંન.
સ્વજન કો શૂં બોલિ નહીં; કારજ આપ્યા ટાલિ સહી. ૧૭
ધર્મક્રિયા સઘલી પરહરી દુઃખોદ્વેગચિતિ અંગીકરી.
મરણ તણુ ડ઼ બિ નવિ ધરિ. ગુરુની લજ્જા નવિ અણુસરિ. ૧૮
મૂર્છા વારિ વારિ થાય; નયણિ જલ અતિ; ધ્રૂજિ કાય.
કામબાણ શમવા ઉપાય અનેકિ પિરિના વાછિ રાય. ૧૯
ચંદનલેપ શરીરિ કરિ; ચરણતલિ નલિનીદલ ધરિ;
શીતલ ક્ષોદ કરી કર્પૂર કર માહિ તે રાખિ થર; ૨૦
કંઠિ શીતલ મણિનુ હાર; કપોલ સ્ફાટિક દર્પણ સાર;
ચંદ્રકાંત મણિ જેહ રસાલ, બાધિ શીતલ લેઈ કપાલિ, ૨૧
સ્કંધદેશિ તાં મેહેલિ મૃણાલ; તાલવૃંત કદલીદલ બાલ
જલિ છાટી નિ નાખિ વાય; શય્યા કુસુમ તણી રચાય. ૨૨
જલયંત્ર ધારાગૃહ ચિત્ર, લતા દીર્ઘિકા સેક વિચિત્ર;
અનેકિ યત્ન કરંતા તેહ કાષ્ઠીભૂત થયુ તાં દેહ. ૨૩
કામાનલ દીપ્યુ અતિજ્વાલ એહ અવસ્થા થઈ ભૂપાલ.
વૈશંપાયન શુક અભિધાન તેહનિ મહાશ્વેતાનૂં ધ્યાન. ૨૪
સંભારી નારીનુ નેહ તુલ્ય અવસ્થા થ્યા તાં એહ.

પરમ કોટિ પામ્યુ તવ કામ, પ્રગટ થયુ ઋતુરાજ લલામ. ૨૫

૨ પેખિ આણી મંન્ય તેહનિ દે આલીપંન ૩ બિસિ તેહનિ ઉપાતુ ૪ તણે ૬ કામ અભિરામ ૭ નહી અનુદિન. ૮ સ્વજન સહી ૯ દુ:ખોદ્વેગ અંગિ ૧૦ ગુરુની ૧૧ વારિ (૨) થાય નયણે. ૧૨ કામ. પિરિના ૧૧-૧૨ પંક્તિઓ ઊલટસુલટ છે. ૧૩ ચર્ણ. નલની ૧૪ માહિ રાખિ ૧૬ મણિ તિલક બાધિ બાપ્યા ૧૭ કદલીદલ મેલી મૃણાલ તાલવૃંત વીજ્યુ પ્રવાલ ૧૮ નાખિ ૧૯ દીર્ઘસા સેક. ૨૦ કાષ્ઠીભૂત ૨૨ મહાશ્વેતાનૂં ધ્યાન ૨૪ પામ્યુ. ઋતુરાજ લલામ.

વાઇ દક્ષિણ પવન પ્રકાશ; કોમલ પલ્લવ જાણી લાસ્ય.
પલ્લવ રક્ત પ્રવાલ અશોક. બકુલમંજરી કરતી શોક. ૨૬

મંજર પ્રકટિ બાલ સહકાર. કુરવક, કેસર, તિલક, મંદાર,
મલ્લિકા, નીપ, ચંપકની કલી અરુણ પત્ર માંહિ નીકલી. ૨૭

સુગંધિ દિશિ સવિ અનુકૂલ કામી મન ઊમેલ્યાં મૂલ.
સ્ત્રી છંડાવી લજ્જા, માન; ક્રોધ ત્યજાવ્યુ કોકિલ ગાન. ૨૮

ચુંબન આલિંગન આદરિ માનિની માન ત્યજી નિ કરિ.
કેસૂ દીસિ એણી વજ્ર જાણી અરુણ કામની ધ્વજા. ૨૯

સકલ જીવ કામમિ કર્યા; રાગમિ, ઉન્માદમિ વિસ્તર્યા;
પ્રેમમિ, ઉચ્છવમય જાણીઇ; ઉચ્છતામિ ઇ વખાણીઇ. ૩૦

કોકિલરવ, અલિના ઝંકાર આકુલ ચિત્ત સકલ સંસાર.
દામિ દામિથી મધુર સુવાસ. પ્રગટ થયુ અતિ સુરભિ માસ. ૩૧

શ્યં વખાણ કહું અતિ ઘણું? પરમ અસ્ત્ર એ મન્મથ તણું.

વસંતિ અતિ આકુલ કરી વિહ્વલ થઈ તવ કાદંબરી. ૩૨
કામમહોચ્છવ કેરી રાતિં શ્યામ થઈ દિશિ દ્રસ્રુ રવિપાત.

પૂજા અનંગ તણી આદરિ; સામગ્રી બહુ વિધિ વિસ્તરિ. ૩૩

ચંદ્રાપીડનિ તેણિ સ્થાનિ શીતલ જલિ કરાવ્યું સ્નાન.
મૃગમદ હરિચંદન ઘનસાર લેપ કરિ પ્રેમિ શ્યં નારિ. ૩૪

કંઠિ કુસુમ તણી તાં માલ. કુંતલિ ગૂંથ્યાં પુષ્પ રસાલ.
કર્ણિ પારિજાત મંજરી. ભૂષણ નાના, શોભા કરી. ૩૫

પ્રેમિ આર્દ્ર નયન કામિની મગન થઈ અતિશિ ભામિની.
નિમિષ રહિત મુખનું કરિ પાન, અલગૂં ન કરિ જાણી ધ્યાન. ૩૬

---

૧ દક્ષણ. જાંણી. ૩ મંજર. કુરબક. ૪ ચંપકની. નીકલી. ૫ કાંમી. ૬ માંન. ગાંન. ૭ આલિંઘન. માંનિની માંન ત્યજી. ૮ જાંણી. કાંમની. ૯ કાંમમિ કર્યા ઉછવમિ ઉછક વિસ્તર્યાં ૧૦ ઉન્માદ પ્રેમરસમય જાંણીઈ ઉછકતામિ ઇ વખાંણીઇ. ૧૨ કાંમિ કાંમિથી. સુરભી વાસ. ૧૩ વખાંણુ. ઘે. ૧૫ કાંમમહોછવ. ૧૬ બહુ. ૧૭ ચદ્રાપીડિનિ. સ્થાંનિ. સ્નાંન. ૧૮ પ્રેમે ૧૯ કુતલિ ૨૦ કરણે પારજાત. નાંના. 'કરી' ના પહેલા અક્ષર માથે 'ધ' છે. ૨૧ કાંમિની મગન. ૨૨ રહીત, મૂખનૂં. પાંન મૂખ અલગૂં. જાંણે ધ્યાંન.

વારિ વારિ કરિ નિઃશ્વાસ. ધૂજિ દેહ. અતિ સ્વેદ પ્રકાશ.
રોમાંચિ કંટક જમ તંન. તરપિ સૂકિ અધર વદંન. ૩૭

ક્ષણુ ક્ષણુ દિશિ દિશિ અવલોકંન; મહાશ્વેતા આવ્યાનુ ભય મંન.'
વલી વલી બાહરિ નીસરિ, અવલોકી પાછી પરવરિ. ૩૮

મન્મથ અતિ ઊપાઈ પ્રીતિ છંડાવી લજ્જા નિ ભીતિ.
આપણપૂં તેહનિ વીસર્યૂં મન અતિશિ એકાગ્ર જ કર્યૂં. ૩૯

છાંડિ મંન તણી સવિ ભ્રાંતિ, જવ કો પાસિ નહીં એકાંતિ,
તવ ઉપરિ આવી નિ પડી; વલગી કંઠિ જાણી જડી. ૪૦

ચંદ્રાપીડનિ તેણી વાર, જમ સીંચ્યુ અમ્રતની ધાર,
તેણિ આહ્લાદિ અતિ ઘણિ કંઠગ્રહણુ કામિની તણિ, ૪૧

યદ્યપિ દૂરિ ગયૂં નીકલી કંઠિ જીવિત આવ્યું વલી.
દિવસકલમિ કુમુદ કરમાય, ઈંદુજ્યોત્સ્ના પ્રફુલ્લિત થાય, ૪૨

તિમ હદિ કરઇ શ્વાસોચ્છ્વાસ. પામી શ્યામા મનિ ઉલ્હાસ.
પ્રાત કમલ વિકસિ તાં જિમ, પ્રફુલ્લિત લોચન થયાં બિ તિમ. ૪૩

વદનાંભોજ થયૂં પ્રસન્ન. ચેષ્ટા સઘલી આવી તંન.
નિદ્રાથી જાગિ તાં જથા, ચંદ્રાપીડ જાગિયુ તથા. ૪૪

કંઠિ વલગી, અલગી નહીં, વિરહિ દુર્બલ બાહુઇ ગ્રહી.
ચાંપી હઇઅડિ વલગી કંઠિ, જાણી દ્દઢ થં બાંધી ગંઠિ. ૪૫

ધ્રૂજિ કેલિ જમ વાઇ હણી. ભય લજ્જા આણી મનિ ઘણી.
પ્રેમિ કરી નિ લોચન ભ્યર્યાં. જાણી અંગ અંગ માંહાં ભર્યાં, ૪૬

હૃદય સદય દેખી નિ દેશ જાણી થં કરશિ પ્રવેશ.
લજ્જા ભર કાંઈ નવિ બકિ. વલગી મેહેલાવી નવિ સકિ. ૪૭

તાહારિ બોલ્યુ રાજકુમાર. શ્રવણિ સુખ કરતુ તેણી વાર.
તિ જીવાડયુ હૂં, કામિની, સતીધરમ સાચિ, ભામિની. ૪૮

---

૧ સ્વેદ. ૨ રોમાંચિત. યમ. સૂકિ અધર અનિ વંદન. ૩ ક્ષિણ (૨) દિશિ (૨). મહારવેતા. ૪ વલી (૨) નીશરિ. ૬ વીરાયૂં. 'જ' નથી. ૭ નહી. ૮ ઊપરિ. જોંણે. ૯ યમ શીચ્યુ અમૃતની. ૧૦ કાંમિની. ૧૧ નીકલી. જીવતવ્ય. ૧૨ યોછના પ્રફુલિત. ૧૩ રીદિઇ. શ્વાસોશ્વાસ. પાંમી શાંમા. ૧૪ યમ. પ્રફૂલીત. ત્યંમ ૧૬ યથા. જગીયુ. ૧૭ બાહૂઇ. ૧૮ હઈઅડિ. જોંણે દ્રઢ. ૧૯. યમ. આંણી. ઘણી. ૨૦ જોંણે. માંહા. ૨૧ હ્રદય. દેષી. જોંણે. ૨૩ ત્યાહિ. શ્રવણે સુષ. ૨૪ કાંમિની. ભાંમિની.

અમ્રતસંભવ કુલતા જેહ, તેહથી તૂંહ ઊપની દેહ.
સંભારુ માહારૂં વચંન. તેજોમય એ માહારૂં તંન, ૪૯
સ્વભાવિ અવિનાશી આદિ. વિશેષિ તત્ર કરસ્પર્શ પ્રસાદિ.
એટલા દિન વ્યંહુ નહિ એહ, તાહારા કરનિ સ્પર્શિઈ તેહ. ૫૦
જીવાડ્યુ તિ આજ, સુંદરી, દેહ તણિ તાં સ્પર્શિ કરી.
તાહારિ અર્થિ, સાંભલિ, નારિ, શાપદોષિ કરી બિ અવતાર ૫૧
સહ્યુ મદનજ્વરનુ તાપ. અંત આવ્યુ એ માહારિ શાપ.
તાહારિ વિરહિ દુઃખિત ઘણૂં વપુ ત્યજ્યૂં રા શુદ્રક તણૂં. ૫૨
ગયુ, કામિની, સહૂનુ શોક. ચરણતલિ તાહારિ બિહૂ લોક.
તિ પાલી મહાશ્વેતાની લાજ. ગયુ શાપ, તેહનૂં સીધૂં કાજ. ૫૩

એહવૂં રાઇ કહિ છિ જિહાં, ચંદ્રલોકથી તત્ક્ષણ તિહાં
કેવલ અમ્રતપરિમલ વહિ, તેહ વેપ-કો ભેદ નવિ લહિ, ૫૪
તેહ જ કંઠિ એકાવલી, કાયા તેહ ન જાઇ કલી,
તેહ જ પાંડુ ક્ષામ કપોલ મુખપદ્મ નિ લોચન લોલ, ૫૫
કપિંજલનુ કર કરિ ધરિ, અંબરથી હેઠુ ઊતરિ,
પુંડરીક દીઠુ મનિ ધરી. રાઇ મેહેલી કાદંબરી. ૫૬
વક્ષસ્થલથી અલગી થઈ મહાશ્વેતા ભણી ધાઈ ગઈ.
વલગી સખી તણિ જઈ કંઠિ, જાણી પ્રેમ તણી દૃઢ ગંઠિ. ૫૭
'પુંડરીક આવ્યુ' ઇમ કહિ. વામા વિસ્મય થઈ નિ રહિ.
એટલિ પુંડરીક ઊતરી, પરમ ઉપકાર મનિ તે ધરી, ૫૮
ઇંદુરૂપ તે રાજકુમાર – તે પાસિ આવ્યુ તેણી વાર.
ચંદ્રાપીડિ લેઈ ચાંપ્યુ હદિ; કંઠ ગ્રહી રા વાણી વદિ. ૫૯
સખે પુંડરીક! અવધારિ. પ્રેમિ કરી કહૂં નિરધાર.
સંબંધી તૂં થ્યુ જામાત, અન્ય જન્મ તિમ સ્નેહિ ભ્રાત. ૬૦

---

૧ અમૃત. ૨ ઘેહ. ૩ આદિ કાદંબરી કર. ૪ નહી. તાહ્રા. ૫ જીવાડ્યુ. ૬ દોષ. ૭ થે. ૮ વપૂ. ૯ ચર્ણ. બેહૂ. ૧૦ માહાસ્વેતાની. શીધૂં. ૧૧ તતક્ષણ. ૧૨ અમૃત. ૧૪ તિમહ જ પાંડુ ક્ષાંમ. મુષ. ૧૬ મંનિ. ૧૭ માહાસ્વેતા. ૧૮ સખી. કંઠિ. જાણુ. ૧૯ એમ. વાંમા. ૨૦ મંનિ. ૨૨ હ્રદિ કંઠગ્રહિ. વાંણી. ૨૩ પ્રેમ. નરધાર. ૨૪ સમંધિ.

ઇમ માંહોમાંહિ પ્રેમિ કહિ, મંનિ સંભારી નિ તહીં
ચિત્રરથ હંસ, બિ વીર હેમકૂટિ પુહુતા ચર ધીર. ૬૧
મદલેખા તે વેગિ ધસિ, તારાપીડ રાય જિહાં વસિ.
મૃત્યુંજયજપ વ્યગ્ર છિ રાય. આવી વેગિ લાગી પાય. ૬૨
પાસિ છિ તિહાં વિલાસવતી. શિવનૂં ધ્યાન ધરિ છિ સતી.
માગૂં રાઇજી! વધામણી. અદ્ભુત વાત થઈ છિ ઘણી. ૬૩
ચધુ જીવતુ તે યુવરાજ વૈશંપાયન સહિત તાં આજ.
એહવૂં વચન સુણી ભૂપાલ ઊઠી ઊભુ થ્યુ તતકાલિ. ૬૪
પલિત પ્રકોષ્ઠ પાણિ તે ધરી હૃદયા શું ચાંપી સુંદરી.
હર્ષિ અતિશય પરવશ અંગ વિલાસવતી બોલાવી રંગિ ૬૫
વલગી કંઠિ કામિની તણિ અણશીખિ રા નાચી ભણિ
મદલેખા! કહુ તે કિહાં! ચાલી વેગિ આવ્યુ તિહાં. ૬૬

દીઠુ રાઇ ચંદ્રાપીડ પુંડરીક રિદ્દિ રહ્યુ બીડિ.
હર્ષિઇ તવ રાજા ઉચ્ચરિ (લોચન પુત્ર ભણી સંચરિ). ૬૭
ભલૂં થયૂં. સુત જીવ્યા તણૂં સુખ સંસારિ અછિ એ ઘણૂં.
આશ્ચર્ય શું કહીઇ એ કથી? હૂં એ એકલુ પામ્યુ નથી; ૬૮
સાથિ કૂંઅર જીવ્યા જોડ: જ્યુહુના મનનૂં પુહુતૂં કોડ.
હરખિ એહવી કિહિતુ વાત ચંદ્રાપીડિ દીઠુ તાત. ૬૯
વેગિ પુંડરીકનિ ત્યજી રહ્યુ ચરણુ તે રાના ભજી.
ઊઠાડી નિ ચાંપ્યુ હદિ. એણી પિરિ રા વાણી વદિ. ૭૦
યદ્યપિ હું પિતા તવ, તંન, શાપદોષથી પામ્યુ ધન્ય,
તુહિ તૂંહ દેવતારૂપ, નમસ્કારનિ યોગ્ય અનુપ. ૭૧

૧ એમ માહોમાંહિ. નિ તે રહિ ૨ પ્રહુતા છિ ધીર. ૩ મદલેષા. તારાપીડિ. ૫ ધ્યાંન ૬ વધાંમણી અદ્ભૂત. ૭ તે આજ. ૮ શુણી. તતકાલિ. ૯ પ્રકોષ્ઠ પાંણિ. ચાપી. ૧૧ 'કંઠિ' ઉપર ચોની એ શાહી અને એના એ મરોડમાં નીચે કોરા ભાગમાં "विलासवतीनि" એવૂં ટિપ્પણ છે ને તે પછી ટિપ્પણ જે પંક્તિના સંબંધમાં છે તે પંક્તિનો આંક ૧૨ મૂક્યો છે. કામિની. અણશીષિ. નાચિ. ૧૨ મદલેષા. ૧૩ ચંદ્રાપીડિ ૧૪ સંચરી. ૧૫ સુષ. ચે. ૧૬ હૂં એકલુ પાંમ્યુ. ૧૭ મંનનૂં. ૧૮ હરષિ. ૧૯ રાયનાં. ૨૦ હ્રદિ. વાંણી. ૨૧ પાંમ્યુ ધ્યંન. ૨૨ અનૂપ.

આવી મ્યલિયા રાજકુમાર : પ્રણુમ્યા ચરણુ પિતાના સાર.
વિલાસવંતી આવી નિ મ્યલી, જાણી અંગ અંગ માંહાં ભલી. ૭૨
ચુંબન શીશ લલાટિ કરિ, કપોલ અંગ અંગ અણુસરિ.
માઈ મૂકયુ પૂરણુ કામ શુકનાસનિ કરિ પ્રણામ. ૭૩
મંત્રી દીધુ આશીર્વાદ. કૂંઅર બોલિ અતિ આહ્લાદ.
પ્રધાન! પુંડરીક એ જેહ, વૈશંપાયન જાણુ તેહ. ૭૪

તેણિ સમિ કપિંજલ તહીં આવી મંત્રી પરતિ કહિ.
શ્વેતકેતુ જે મુનિ દેવેશ, તેણિ કહાવ્યુ છિ સંદેશ. ૭૫
પુંડરીક એ પુત્ર માહરુ વૈશંપાયન તે તાહરુ.
મિ ઊછેરી આપ્યુ તુઝ પાણિ. તૂં એ વૈશંપાયન જાણિ. ૭૬
જાણી પોતાનૂં સંતાન અવિનિથી વારે, પરધાન!
ઇમ મ જાણીશ એ પર હોય, પ્રેમ આણુજિ જાણી સોય. ૭૭
ગતશાપ આણ્યુ તુઝ પાસિ. વલી એક હૂં કહૂં પ્રકાશ.
ઊર્ધ્વ લોક જાવા મુઝ મંન. તે કારણિ તુઝ સૂંપૂં તંન. ૭૮
કપિંજલનુ ઝાલી પાણિ શુકનાસ ઇમ બોલી વાણિ.
લોકનાથ ચંદ્રિ કહ્યૂં એહ. માહારા મન માંહાં નહિ સંદેહ. ૭૯
પૂર્વ જન્મનાં કહ્યાં વૃત્તાંત. મંન માનિઊ તે એકાંત.

માંહોમાંહિ મ્યલ્યુ સવિ સાથ હરખ્યુ અવંતીનુ નાથ. ૮૦
એણી પરિ કરતાં તાં વાત રાત્રિ ગઈ નિ થયું પ્રભાત.
પ્રાત સમિ લેઈ પરિવાર, સાથિ મદિરા ગોરી નારિ, ૮૧
ચિત્રરથ હંસ બિ વીર હરખિ ચાલી આવ્યા ધીર.
પામી જામાતા દર્શન તેણિ ઉત્તમ માન્યુ દિંન. ૮૨

---

૧ મ્યલીયા. ચર્ણ. ૨ નંહિ. ૩ સીસ. ૪ મૂકયું. કાંમ. ૬ પુંડરીક તાં એહ. નંણુ. ૭ કપિંજલ લહિ. ૮ સ્વેતકેતુ પે. ૯ પૂત્ર. ૧૦ પાંણિ. નંણિ. ૧૧ નંણી. પરધાંન. ૧૨ એમ. નંણીશ. આંણુયે નંણી. ૧૩ આંણ્યુ. પાસ. ૧૪ ઊર્ધ. સુંપૂં. ૧૫ પાંણિ. શુકનાશિ એમ. વાંણિ. ૧૬ યેહ. મંન. નહીં. ૧૭ માંનીઉં. ૧૮ માહોમાહિ. હરખ્યુ. ૨૦ પરવાર. ૨૧ હરખિ. ૨૨ પાંમી. તેણે માન્યુ દીંન.

તારાપીડ શુકનાસનિ મ્યલ્યા, સ્નેહિં માંહોમાંહિં ભલ્યા.
ઉચ્છવ વરત્યુ અતિ આનંદ. ચંદ્રાપીડ તે જાણ્યુ ચંદ. ૮૩

ચિત્રરથ આનંદિ ઘણિ તારાપીડ પરતિ ઇમ ભણિ.
રાજા! પોતિ છિ ભવંન. કાંઇ કરુ છુ ઉચ્છવ વંન? ૮૪

વેગિ પુત્ર લેઈ પરવરુ, ઘરિ જઈ નિ ઉચ્છવ કરુ.
અથવા સમીપિ મુઝ સ્થાન, તિહાં પધારુ, જી રાજાન. ૮૫

વિહિવા ઉચ્છવ કીજિ પ્રેમિ. બિહૂ જિવ્યા, છિ કુશલી ખેમ.
વલતુ તાં બોલિ ભૂપતિ. ગંધર્વરાજિ કહ્યૂં તે સત્ય. ૮૬

પણિ જિહાં મનિ અતિ થાઇ ઉલ્હાસ, તે વન મ જાણ્યુ; સહી આવાસ.
આહાવૂં સુખ કિહાં પામવૂં, વિરહવેદનાનૂં વામવૂં? ૮૭

માહારિ ભવન અછિ જેટલાં તમ જમાઈ સૂપ્યાં તેટલાં.
તે માટિ મિત્ર મનિ કોડ તેડી વર વધૂ બિ જોડ ૮૮

ગૃહસુખ અનુભવવાનિ કાજિ હેમકૂટિ પધારુ આજ.
ચિત્રરથ વલતુ ઇમ વદિ. સ્વામી! જિમ રુચિ તમ હેદિ. ૮૯

લેઈ આજ્ઞા અંતરિ રંગ ચંદ્રાપીડનિ તેડી સંગ
હેમકૂટિ પ્રેમિ પરવર્યુ; સાથ સવે સંગિ સાંચરુ. ૯૦

રાજ્ય સહિત નિજ, કાદંબરી ચંદ્રાપીડનિ સૂંપી ખરી.
હંસિ પુંડરીકનિ પાણિ મહાશ્વેતા, નિજ રાજ્ય પ્રમાણ ૯૧

સૂંપ્યાં અતિ આનંદિ કરી. વિહિવા વિધિ કીધુ વિસ્તરી.
વધૂ સ્પર્શસુખ પામ્યા બેહ. ધન્ય કરી નિ માન્યા દેહ. ૯૨

મનવાંછિત પામ્યા કામિની. ઇચ્છા પૂરણ થઈ ભામિની.

અન્ય સમય ઇચ્છિત ભરથાર પામી તે કાદંબરી નારિ. ૯૩

૧ શુકનાશિનિ. માહોમાંહિ. ૨ ઉછવ જાંણ્યુ ૩ તારાપીડિ. ૪ ઉછવ. ૫ ઉછવ. ૬ સ્થાંન. રાજાંન. ૭ વીહીવા ઉછવ. બેહૂ. ષેમ. ૮ રાજ. ૯ 'પણિ' નથી. મંનિ. જાંણુ. ૧૦ સુષ. પાંમવૂં. વાંમવૂં. ૧૧ ભુવન. ચેટલાં. તાહ્રા જમાઈનિ સુપ્યાં ૧૨ મંનિ. ૧૩ સુષ. ૧૪ એમ યમ. હ્રદિ. ૧૫ આગન્યા. ૧૭ સહીત. સુપીંષરી. ૧૮ પાંણિ. રાજ પ્રમાંણ. ૧૯ સુંપ્યાં. વીહીવા. ૨૦ સ્પરશસુષ પાંમ્યા. ધંન્યં. માંન્યાં. ૨૧ પાંમ્યા કાંમિની. ઈછા. ભાંમિની. ૨૨ ઇછિત. પાંમી. કાંદંબરી.

સ્વજન મધ્યિઇ વિષણ્ણુ વદન, બાષ્પિ અતિ પૂરણુ લોચંન,
ચંદ્રરૂપ જોઈ નિ કાંત .પિઉ પરતિ બોલી એકાંતિ. ૯૪
આર્યપુત્ર! આપણુ સૌ સાથ મરી જીવતાં થ્યાં સહી, નાથ!
વિરહવેદના સવિની ટલી એક બીજાનિ પાછાં મ્યલી. ૯૫
પત્રલેખા વારાકી સતી આપણુ માંહિ નથી દીસતી;
નથી જણ્ણાતી તેહની ગતિ. સ્વામી! મુઝનિ દહિ તે સત્ય. ૯૬
ચંદ્રરૂપ તે ચંદ્રાપીડ બોલ્યુ જાણ્ણી પ્રિયામનિ પીડ
પ્રિયે! કિહાંથી તે તાં અહીં? જાણ્ણુ તેહ રોહિણ્ણી સહી. ૯૭
જાહારિ મુહનિ હોઉ શાપ, તે પામિ અતિ દુઃખ સંતાપ.
મુઝ પરતિ ઇગ વાણ્ણી કહી દીન ઘામણ્ણી ગઈ તે રહી. ૯૮
એકાકી વસતાં મ્યુત્યુલોક સ્વામી! તહ્મનિ થાશિ શોક.
ઘણૂં ઇ મિ વારી પદ્મિની; માયા નવિ મેહેલી સદ્મિની. ૯૯
પરિચર્યા કરવા ઊતરી મૃત્યુલોક માંહિ અવતરી.
સેવા માહારી કીધી યથા, તૂં જાણ્ણિ છિ તે સર્વથા. ૧૦૦
મુઝનિ મુઉ દેખી એહ વિરહિ તત્ક્ષણ્ણુ છાંડ્યુ દેહ.
હૂં તાહારી માયાઇ ભર્યું જાહારિ મ્યુત્યુલોકિ અવતર્યું, ૧૦૧
એ લેવા લાગી અવતાર. મિ વારી મોકલી નિજ દારિ.
ઈંદુલોકિ મ્યલશ્યં, ભામિની! ઇમ કહી વાલી ગજગામિની. ૧૦૨
કાદંબરી સાંભલી વાત શીલ રોહિણ્ણીનુ વિખ્યાત.
પતિવ્રતા નિ અતિ ઉદાર, સ્નેહ ઘણ્ણુ, મનિ કોમલ નારિ. ૧૦૩
ગુણ્ણુ તેહના તે શ્રવણ્ણિ ધરી વિસ્મય પામી લાજી ખરી.
ઉત્તર કહી કાંઈ નવિ સકિ, મૌન થઈ મુખિથી નવિ બકિ. ૧૦૪

---

૧ આ એંક પંક્તિને બદલે અસલમાં નીચે પ્રમાણે છેઃ-જન મધિઇ થકી કાંમિની પ્રિઉ સન્મુખ જોઇ ભામિની; બાષ્પિ અતિ પૂરણ્ણ લોચંન, વાસભુવન વિષણ્ણ વદંન. ૨ પ્રીઉ. ૩ પૂત્ર. ૨થા. ૪ સવિન......૫ પત્રલેખા વરાંકી. માં...૬ મુઝનિ ......તે સતિ. ૭ જાંણ્ણી......ડિ. ૮ જાંણુ. ૯ યાહારિ મૂહનિ હોઉઉ. પામી. દુખ પ્રતાપ. ૧૦ એમ વાણ્ણી. ઘાંમણ્ણી થઇ. ૧૩ માહિ. ૧૪ જાંણ્ણિ. ૧૫ મૂક દેપી. તતક્ષણ્ણ છાંડયું. ૧૬ ભર્યો. યાહિ ૧૭ ત્યાહિ એ. ૧૮ ભાંમિની. એમ. ગજગાંમિની. ૧૯ વિક્ષાત. ૨૦ સ્નેહપણ્ણૂંનિ ૨૧ શ્રવણ્ણે. પાંમી. ધરી. ૨૨ મુખિથી.

અવસરિ એહવિ, જન્મ જે બેહ. કંદંબરી સાથિ સનેહ,
ભોગકાલ જાણી નિ મંન સુખ કરવા આથમિયુ દિંન. ૧૦૫

જાણી ઊલટધજા વિશાલ, તિમ સંધ્યા પ્રગટિ તત્કાલિ.
વધૂ તણી લજ્જા આવર્ણું રજની વિસ્તરતી અવતીર્ણ. ૧૦૬

થઈ નિશા નિ રાજકુમાર વાંછિત સુખ પામ્યુ સંસારિ.
ઉન્મીલિત પંકજ લોચંન કામબાણુ અતિ પીડિત મંન ૧૦૭

નીવીબંધન કષ્ટિ છોડિ આલિંગન દેતુ અતિ કોડ
માંહોમાંહિ લજ્જા ભંગ સુરત તણુ પામ્યા અતિ રંગ. ૧૦૮

પ્રથમ સુરતસુખ પામી નારિ, પ્રેમમગ્ન તે સ્ત્રી ભરથાર.
અતિ સુખ વીતી તે દશ રાત્ર; માની તે દિન એક જ માત્ર. ૧૦૯

મોકલાવી આવ્યુ જિહાં તાત અતિ સંતોષી પ્રેમિ માત.
રાજલોક આનંદિત કર્યું, સાથ સહુનુ શોક જ હર્યું. ૧૧૦

રાઇ રાજ્ય તણુ સવિ ભાર આરોપ્યુ સુત નિ શિરિ સાર.
પુંડરીકનિ સૂંપ્યૂં સર્વ ચંદ્રાપીડિ છાંડી ગર્વ. ૧૧૧

માતપિતાની સેવા કરી કયાહારિ ઊજેણી સાંચરી;
જન્મભૂમિનિ સ્નેહિ મ્યલી સ્વજનલોકનિ આવી વલી. ૧૧૨

હેમકૂટિ આવિ કો કાલિ સુખકારણિ ગંધર્વ ભૂપાલ.
મહાશ્વેતા નિ કાદંબરી માંહોમાંહિ મ્યલિ મન ધરી. ૧૧૩

પુંડરીક નિ શશી અતિ સ્નેહ માંહોમાંહિ મ્યલિ તાં તેહ.
અન્યોઅન્યિ નહીં વિયોગ પરિ પરિ તાં ભોગવતાં ભોગ. ૧૧૪

સહૂ તાં એણી પિરિ તંન સદા ભોગવિ સ્થિર યૌવંન.
સુખ તણી મર્યાદા નહીં, પરમ કોટિ પામ્યાં તે સહી. ૧૧૫

---

૨ હાલ..... નિ. સુપ. આથમીયુ દિન. ૩ જાંણે ઉલટ. તતકાલિ. ૪ વધૂ-ણી. અવતરંણ. ૫ સુપ પાંમ્યુ. ૬ લોચન. ૮ માહોમાંહિ. પાંમ્યા. ૯ સુપ પાંમી. મગન. ૧૦ માંની. ૧૨ કર્યાં. હર્યાં. ૧૪ સુંપ્યૂં. ૧૫ સાંચરિ. ૧૮ માહાસ્વેતા. માહોમાંહિ. ૧૯ શશિ. માહોમાંહિ ૨૦ નહી. ૨૧ સહૂનાં. પિરિ ......૨૨ સુખ. નહી. પાંમ્યાં

પૂરવ કાદંબરી યથા ઉત્તર કાદંબરી, કથા
ખંડ બ્યુહિ પૂરણ એહ, બાણ બાણસુત કીધી જેહ. ૧૧૬

કિહિ ભાલણ બુદ્ધિમાનિ કરી ગુર્જરભાષાઇ વિસ્તરી.

૧......કાદંબરી યથા. ૨ -૩ બુદ્દે. બાંણ બાંણ. યેહ. ૩ કિહિ ભા...... માંનિ. ગૂજ્જર.

# કાદંબરી

## ઉત્તર ભાગ

# સમજૂતિ

### કડવું ૧

*૧-૨ શૈલસુતા-હિમાચળનાં પુત્રી પાર્વતી. પરમેશ્વર-શંકર ભગવાન; સરખાવો મહેશ્વર. દ્વંદ્વ સમાસ શૈલસુતા પરમેશ્વર અર્ધનારીશ્વરરૂપનો બોધક છે. ગુરુ-અર્થાત્ પૂજ્ય. સંધિભેદ-પુરુષશરીર અને સ્ત્રીશરીરના જોડાણનો આંતરો. એકલગ્ન-એક દેખાય એમ જોડાયલો, સળંગ. નરસિંહ નારાયણ-નર તેમ જ સિંહના સ્વરૂપના નરસિંહાવતારી વિષ્ણુ ભગવાન. પાંચજન્ય શંખ, સુદર્શન ચક્ર, નંદક કૃપાણ અને કૌમોદકી ગદા એ નરરૂપનાં, અને કેસરસટાવાળું વિકરાળ વદન એ સિંહરૂપનું ઉપલક્ષણ છે. નરસિંહ ઉપમિતિ સમાસ નહિ, પણ કર્મધારય છે. કેસરસટા-કેશવાળી, અયાળની લટો. અંને નમસ્કારાત્મક મંગળમાં અર્ધનારીશ્વર અને નરસિંહના જેવા, અર્થાત્ સંધિભેદ ન જણાય એવા, કથાશરીરના સમાદરનો ભાવ સમાયો છે.

૩-૬ બાણ તણ સુત-પુલિન કિંવા પુલિંદ. ઉત્તર ગ્રંથ-કાદંબરીનો ઉત્તર ભાગ. શેષભાગ. મર્યાદા-વિનયમર્યાદા, શિષ્ટ આચાર. આર્ય-માન્ય. શરીર-(૧) પુત્રનૂં પાર્થિવ શરીર; (૨) કથાનૂં વાઙ્મયાત્મક શરીર, અર્થાત્ સંક્ષિપ્ત पद्यकादम्बरी: જુઓ ઉપોદ્ઘાત. આ ઉત્તમ કથા-માર્ગદર્શક, આદર્શભૂત પૂર્વकादम्बरी. અશી-આવી; સરખાવો તસ્ય, જસૂં વગેરે. વાગ્દેવતા -સરસ્વતી. અલંકાર કાવ્યલિંગ. માંડયુ-આરંભ્યો. બુદ્ધિમાનિ-મારી બુદ્ધિના પ્રમાણમાં.

૭-૧૨ બુદ્ધિ કરિ આહ્લાદ-તેના અવેક્ષણથી બુદ્ધિને હવે પ્રફુલ્લિત કરે છે, ખીલવે છે. પ્રસાદ-મ્હેર, પ્રસાદી. ઇંદુકર-ચંદ્રનાં કિરણ. અલંકાર દૃષ્ટાંત. કાદંબરી તણિ રસિ૦-હું જોઉં છું કે પૂર્વकादम्बरीના રસપાનથી લોકો ભાન ભૂલ્યા છે, રસઘેલા બન્યા છે. તેથી એની શેષપૂર્તિ કરતાં હૂં બહુ બ્હીઊં છું કે રખેને કોઈને મારી કૃતિ નીરસ લાગે. પરંતુ એ બ્હીક રાખવાનૂં કારણ નથી. માતબર ભોંયમાં વાવેલાં બી સારી રીતે ફાલી નીકળશે એટલૂં જ નહિ, પણ પિતાના રૂડા નામે મારી કૃતિની ખામી

* આવા આંકડા કડીની સંખ્યા બતાવે છે.

ઢંકારી. આ બે કડીમાં બાલણે મૂળમાં પોતાને રુચતો ફેરફાર કર્યો છે અને પુલિનને વિશેષવિનયી ચિતર્યો છે. આણિ–મનમાં આણે, લેખવે; જુઓ પ્રે. સ. ર૬ં., પં. ૧૪૦૭, કનક લોહ સમ જાણે તે તજવૂં કાંઇ ન આણે. રસ વર્જિત–રસ રહિત, નીરસ.

કડવૂં ૨

૧–૧૧ વિસ્તરી કથા૦–તે (પત્રલેખા) કાદંબરી (કામિની)ની હકીકત આગળ ચલાવે છે. મુઝ પરતિ કહિ– પૂ. કા. ૨૫, ૮૦–૧૬૧ નૂં અહીં અનુસંધાન છે. જડતા–લજ્જાને લીધે પ્રગટતૂં મંદપણું. સ્થૈર્ય–સ્થિરતા; વ્યાકુળતા રહિત સ્થિતિ. ૪–૮, આમાં કડી ૩ ના કથનનું સમર્થન છે. અલંકાર કાવ્યલિંગ. તેણિ દીઠી–એ ચંદ્રાપીડ પૂર્વે મારી આવી વ્યાકુળ સ્થિતિમાં અચ્છોદ સરથી મને જોવા આવ્યા હતા; જુઓ પૂ. કા. ૨૪–૨૫ દર્શનઉત્કંઠિત–જોવાને આતુર. જેણિ–જે શરીરે. આસ–(સં. आशा) –આગામી કડીમાં કહેલો પાણિગ્રહણનો મનોરથ. હાથ ગ્રહેવરાવ્યુ–પાણિગ્રહણ સાધ્યૂં. (૮) મૂરખતાં–મૂરખાઈમાં, મૂરખાઈથી. સંસ્કૃતમાં આકારાંત અને ઈકારાન્ત સ્ત્રી લિંગ નામનૂં સપ્તમીનૂં એકવચન आम् પ્રત્યયથી થાય છે. જૂની ગૂજરાતીમાં તે ઉપનાસિકરૂપે દર્શન દે છે. એ ઉપનાસિકના ઉમેરાથી થતૂં રૂપ અધિકરણનો અર્થ બતાવે છે. જુઓ પૂ. કા. ૩, ૧૬, વસુધાં; કા. પ્ર. ૧, ૧૧, પુહવિં. પણિ મિઇ તે પિ અંગીકાર ન કરાવ્યુ–પણ મેં તે ચંદ્રાપીડને એ મારા દેહનો અંગીકાર ન કરાવ્યો. પિ (સં. अपि એ, પણ)–ચાલુ ગૂજરાતી અને હિંદી બી. તેહિ–તેને, અર્થાત ચંદ્રાપીડને. શ્રીમંડપ–પ્રમદવનમાંનો પ્રધાન મંડપ. ક્રીડાપર્વત–પ્રમદવનમાંનૂં એક વિહારનૂં સ્થાન; જુઓ સ્વ. સુ. ૪, કોરી કાઢેલાં અનેક પશુપંખીવાળા કાષ્ઠના ક્રીડાપર્વતે. દીર્ઘિકા–પગથિયાંવાળો લંબચોરસ કુંડ.

૧૨–૧૮ અવધારુ (સં. अव+धार्)–તમે સમજો, તમે સમજજો. પરપંચ (સં. प्रपंच)–ઉપાય, યુક્તિ. પિરિ (સં. प्रकार; પ્રા. पआर, पयार पयर)–પું. નપુંસક નામમાં સ્ત્રી પ્રત્યય આ કે ઈ ઉમેરી ગૂજરાતીમાં સ્ત્રીલિંગનામ થાય છે, તેનો એક દષ્ટાંત; જુઓ લાજ (સં. लाज પું.), કાયા (સં. काय પું.), કેશવાળી (સં. केशस्वार વાળનો સમૂહ), ખાંસી (સં. कास પું.) હાંસી (સં. हास पुं.). સંચ (સં. संचय)–રચના, યોજના; જુઓ પ્રેમાનંદકૃત નળાખ્યાન ૨૮, ૧, જુએ તો નળ ઊભા પંચ; કન્યા કહે એ ખોટો સંચ. તેહિ પ્રેમપસાય–એ કાદંબરીએ મારા પ્રત્યે બતાવેલી પ્રીતિ

અને કૃપાની ખાતર. પસાય (સં. प्रसाद; પ્રા. पसाअ, पसाय)–કૃપા, મહેરબાની. એણી પિરિ તપતી૦–આવી રીતે ઝુરતી તરુણીને તમે કઠિણ થઈ તાજ કરી, તે શું તમારા દયાર્દ્ર હૃદયે ફળ આપ્યું કે, પરિણામ આણ્યો કે? મૂળમાં કોમલ બોલ વિપરીતલક્ષણાથી કઠોરના અર્થમાં વપરાયો છે.

૧૯–૨૬ (વિમાસિ સં. विमर्श પું.)–ભાવ, મર્મ વિચારે છે. ઊલંભુ (સં. उपालम्भ, પ્રા. उआलम्भ)–પત્રલેખાના મુખના કાદંબરીના માર્મિક બોલમાં સમાયલો ઠપકો; જુઓ કડી ૨૦–૨૪. સાભિમાન અતી ધીર–અત્યંત સ્વાભિમાનવાળું અને ટેકવાળું. યાચના–દીનપણે અરજ કરવી તે. અવહેલના–તિરસ્કાર, તુચ્છકાર, અવગણના. પ્રસાદ–ચિત્તની પ્રસન્નતા. વૈરાગ્ય–નિર્વેદ, ઉદાસીનતા. વિષાદ–ખેદ, દિલગીરી. આર્તિ–પીડા. સદ્ભાવ સહિત–આદરયુક્ત. સ્પૃહા–ઝંખના. ભાવ સૂં–ભાવ સમેત, ભાવ ભરેલું. શોષનુ હેત–સંતાપનો હેતુ, સંતાપ ઊપજાવનારું. નમ્ર–દીનતાવાળું, ઉન્નત–મહાનુભાવતાવાળું. સંકેત–સંકેતમાં, ગર્ભિત અર્થ વિચારતાં. પેશલ–મૃદુ, મીઠાશવાળું. અહંકાર–સ્વાભિમાન, અસ્મિતા. પ્રૂઢ (સં. प्रौढ)–પ્રૌઢિવાળું. મૂઢ–મૂંઝાયલો, મૂઝવણમાં પડેલો. થકૂં–સત્તાના અર્થમાં स्था ધાતુથી ઊપજેલા स्थ ઉપપદ ઉપરથી આ વિકારી વિશેષણ થયું છે; એનું વિશેષ્ય વચન અધ્યાહાર છે. થકૂં વિશેષણનો અર્થ સતું, છતાં થાય છે. એનું સ્થકૂં રૂપ પણ જૂના સાહિત્યમાં મળી આવે છે. દુઃખ પામ્યુ વિમાસિ–વિચારે છે અને વ્યાકુળ બને છે. બે ક્રિયાનો સહચાર અભિપ્રેત છે. ૨૫–૨૬–મૂળના અર્થમાં કરેલો ફેરફાર ભળનો હોઈ રુચિકર છે. કાદંબરીનાં વચન પત્રલેખાને મુખે સાંભળી ચંદ્રાપીડનું હૃદય અત્યંત ક્ષુબ્ધ બન્યું. તેને પોતાના જીવતર ઉપર એવો વિદ્વેષ ઊપજ્યો કે તેના પ્રાણ કંઠે આવ્યા અને માત્ર જીવ જવો જ બાકી રહ્યો. જીવિતવ્ય–જીવ, પ્રાણ. નિવેશ–સ્થાન, અવસ્થાન. વેપથુ–કંપ. સ્ફુરણ–ફૂલવું તે.

૨૭–૩૨ દુરાચાર–દુષ્ટ આચરણવાળો (કામદેવ). રૂપ તણિ અભિરામ–અભિરામરૂપને, જેનું રૂપ સુંદર (અભિરામ) હોય એવાને. બહુવ્રીહિના અવયવ છૂટા પાડી ઊલટસૂલટ ગોઠવ્યા છે તે ધ્યાનમાં લેવું. સંબંધાર્થ તદ્ધિત પ્રત્યય तन (પ્રા. तण) ઉપરથી વિકારી તણૂં અને નૂં રૂપ ઊપજી આવ્યાં; તેમાં સંબંધનો અર્થ પણ ઊતર્યો. તદ્ભવ તણૂંએ અવિકારી તણિ, ણિને, તથા નૂંએ નિને જૂની ગુજરાતીમાં જન્મ આપ્યો; તેમાં કર્મ કરણ સંપ્રદાન અધિકરણના અર્થ યથાવકાશ ખીલી નીકળ્યા.

અભિરામરૂપ-તણિ પદમાં કર્મનો અર્થ છે. મૂકિ ઊલંભુ૦-મને જે આ ઠપકો દીધો, (તેને લગતૂં) એ (તેહ) બધું દુઃખ કામદેવે (જ કાદંબરીને) ઊપજાવ્યૂં છે. મોહ પામ્યૂં છિ-મૂઢ બન્યું છે. રાખૂં ન રહિ આપ-મારો એ મોહ, એ બુદ્ધિભ્રમ હવે દૂર થયાથી કાદંબરીને માટે વ્યાકુળ બનેલૂં આ મારૂં શરીર (આપ) ઝાલ્યૂં રહેતૂં નથી, અર્થાત્ એને મળવા અત્યંત ઉત્કંઠિત બન્યૂં છે. રાખ અને રોક અટકાવવાના અર્થમાં સં. रक्ष् ઉપરથી ઊતરી આવ્યા છે. આપ, ન. (સં-आत्मन्, પ્રા. अप्पा પું.)-શરીર; જુઓ પ્રેમાનંદકૃત નળાખ્યાન ૩૯, ૨૬, ભસ્મ થજે વ્યાધીનૂં આપ. હાર આરોપ્યુ,-જુઓ પૂ. કા. ૨૩, શેષ હારની ચંદ્રાપીડને ભેટ. કૃતપુણ્યની પિરિ-પૂર્વ જન્મમાં પુણ્ય કર્યાં હોય તેને સમર્પણ થાય તેવી રીતે. કૃતપુણ્ય (બ. વી.)-પુણ્યશાળી. શણગાર (સં. शृङ्गार),-અહીં સ્વરભક્તિ અને કંઠ્ય અનુનાસિકમાંથી મૂર્ધન્ય અનુનાસિકમાં સંક્રમ, એ બે વ્યાપાર ધ્યાનમાં લેવા યોગ્ય છે. પ્રયણકોપ વચન-જેનૂં તાત્ત્વિક સ્વરૂપ વ્હાલ (પ્રણય) છે એવા કૃત્રિમ કોપનૂં બોલવૂં. લગિ-સુદ્ધાં, પર્યંત. કામિની-પ્રેમાળ સ્ત્રી (કાદંબરી).

૩૩-૪૨ આણા-જુઓ કડી ૩૫. સ્નેહ ઘણુ૦-મારે (વિલાસવતીને) તે (પત્રલેખા) સાથે બહુ સ્નેહ બંધાયો છે; તેથી મારા મનમાં તેને મળવાની અતિ તીવ્ર ઇચ્છા છે. ઉલ્હાસ-(સં. उद् + लस् ઇચ્છવૂં ઉપરથી. ઉપપ્રાણ આગંતુક)-તીવ્ર ઇચ્છા, લાલસા. વધારી-મોટી કરી. રંગિ-આનંદ ભેર. કોડિ (સં. कोटि, પ્રા कोडि. રકાર આગંતુક)-કરોડ. પત્રલેખા પરતિ-સંસ્કૃત મૂળમાં चेतसि (=મનમાં) બોલ છે. ૩૮-૪૨,-અહીં સુંદર ભાવયુદ્ધ આલેખ્યું છે. નિષ્કારણવત્સલ-સંતાન પ્રત્યે નિઃસ્વાર્થ વ્હાલ ધરાવનાર. સેહેજ (સં. सहज)-સ્વાભાવિક રીતે. આત્માધિક-પંડથી પણ અધિક. માહારૂં મન નહિ ઠામ-મારૂં મન કાદંબરીને મળવાને ચંચળ બન્યૂં છે; સ્થિર નથી. ઊપાઈ (સં. उत्पादित, પ્રા. उप्पाइअ)-ઊપજાવી છે. રાજા-તારાપીડ. વલ્લભમુખ-વ્હાલા પુત્રનૂં મ્હોં. અંતરગત-અંતરની, ઊંડેરની. મનિ નવિ પુહુચિ-મનનો વેગ ઘણો છે, છતાં તે પણ પ્હોંચી શકતૂં નથી. અસલ હાથપ્રતમાં 'મનિ'ને બદલે મૂકિ પાઠ છે. એ જ ભૂલ ઉ. કા. ૩, ૨૧માં પણ દૃષ્ટિગોચર થાય છે. અબલા-સ્ત્રીને, અર્થાત્ કાદંબરીને. માર-કામદેવ.

૪૩-૫૦ વિમાસણ-વિચાર. ભક્ષ્ય ભોજ્ય-૭ સ્વરૂપના ખાવાના પદાર્થનૂં આ ઉપલક્ષણ છે. ત્રિયામા (સં. त्रि ત્રણ, याम પ્હોર)-રાત્રિ.

ઈંદુ–ચંદ્રમા. મન્મથ–કામદેવ. તનુ–શરીર. કિમિહિ ન ટલિઉ–કયમે મટતું નથી. પ્રાકૃત ટલ ધાતુ ગત્યર્થ છે. પાશ–ફાંસો, જાળ. પરિજન–સેવક. ન ભાવિ–ગમતા નથી ધારાગૃહ–સર્વ બાજુએથી જળની સેરો છૂટતી હોય તેવો ખંડ. પુષ્પવાટિકા–ફૂલની વાડી. હર્મ્ય–હવેલી. ઉદ્યાન–બાગ. બકુલવીચિકા–બોલસરીનાં વૃક્ષની હાર બે બાજુએ લાગી રહી હોય એવો ઉદ્યાનનો માર્ગ, બકુલની કુંજ. કુલક્રમસ્થિતિ રાખિ–કુળપરંપરાની, પૂર્વજોની મર્યાદા પાળે છે. થંભી નિ રાખિ–સ્તંભ વત અચળ બનીને મનને રોકે છે; અડગપણું ધારણ કરીને મનવે વારે છે.

૫૧–૫૭ અરહુપરહુ–આસપાસ. સં. परत; અપ૦ परहुના દ્વિર્ભાવથી થયેલું રૂપ. એને સં. आरात्, પ્રા. आरओ, ગૂ. ઓરૂં (= પાસે) સાથે કંઈ પણ સંબંધ નથી. અરહુપરહુ ઉપરથી ગૂ. અરૂપરૂ થયેલ છે. ખુરી–ઘોડાના પગની ખરી. વાજિ (સં. वद् ઉપરથી પ્રેરક અકર્તરિ અંગ वाद्य, પ્રા. वज्ज)–શબ્દ કરે છે, ગાજી ઊઠે છે. હીસાર (સં. हेषारव)–ઘોડાનો હણહણાટ. સાંભલીઇ–સંભળાય છે. કો પડિ આખડિ–કોઈ ઘોડા ઠોકર ખાય છે ને કોઈ પડી જાય છે. સાદ્દી (સં. सादिन्)–અસવાર. કાર્ત્તિક–કૃત્તિકાઓએ ઊછેરેલા કાર્તિકેય. પ્રાસાદ–દેવળ. મયૂરપિચ્છની છત્રિકા–મોરનાં પીછાંનું ન્હાનું છત્ર. હીસિ (સં. हृष्, પ્રા. हिस्स હર્ષ પામવો)–હર્ષ પામે છે. સકે (સં. शक्यते, પ્રા. सक्कइ સંભવિત છે, શક્ય છે)–સંભવ કે સંભાવના બતાવનાર અવ્યય; સરખાવો જાણે.

૫૮–૬૩ શુદ્ધિ–માહીતી, ખબર, સમાચાર. મ્યલ (સં. मिल्)–મળવું. આદ્યક્ષરના તાલવ્ય સ્વરનો અર્ધસ્વરમાં સંક્રમ થયો છે તે ધ્યાનમાં લેવો. શું (સં. समम्, અપ. सिउं)–સાથે. સાહચર્યવાચક અવ્યયના યોગમાં પૂર્વનું નામ સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશ અને જૂની ગૂજરાતીમાં તૃતીયામાં આવે છે; તેથી ' પ્રેમિ શું ' એવો પ્રયોગ કવિએ યોજેલ છે. ભાવ્યુ–એના ઉપર ભાવ આવ્યો. પ્રેમદૃષ્ટિ–સ્નેહ ભરેલી નજર. કાદંબરીનિ કલ્યાણ૦–કાદંબરી અને એનો સઉ સાથ કુશળ છે ? આ પ્રશ્ન કડી ૬૭માં પાછો ઊપાડયો છે. સાંસતા (સં. समाश्वस्त, પ્રા. समासत्त નિરાંતે શ્વાસ લેતું)–સ્વસ્થ : અનુનાસિકનો ઉપનાસિકમાં સંક્રમ થયો છે. કિહિજ્યુ, રહિજ્યુ–કહેજો, રહેજો. સંસ્કૃતમાં બીજા વર્ગના ધાતુના વિધ્યર્થ પરસ્મૈપદ રૂપમાં આવતા याના દ્વીકરણ વિધાનથી પ્રાકૃતમાં य्या અને ज्जा થયા. તેમાંના બીજાના વંશજ જ માં અપભ્રંશ આજ્ઞાર્થ એકવચન અને બહુવચનના પ્રત્યય

હિ અને હુનો હકાર લોપ પામી જૂની ગૂજરાતીમાં ઇ અને ઉ પ્રત્યય ઊમેરાઈ કિહિજિ, કિહિજુ વગેરે રૂપ થયાં. વિધ્યર્થમાં મૂળે ભવિષ્ય કાળનો અર્થ રહેલો હોવાથી પ્રસ્તુત ગૂજરાતી આજ્ઞાર્થ રૂપોમાં ભવિષ્યનો અર્થ ઊતરી આવેલો છે. વર્તમાન આજ્ઞાર્થ કહે, કહો; ભવિષ્યકાળ આજ્ઞાર્થ કહેજે, કહેજો. આ રીતે મૂળ સંસ્કૃતમાં અવિદ્યમાન ભવિષ્ય આજ્ઞાર્થ ગૂજરાતી વગેરે હાલની સંસ્કૃતમૂળની ભાષાઓમાં ઉદ્ભવ્યો છે. સરખાવો સંસ્કૃત વર્તમાન ઉપરથી સંસ્કૃત ભવિષ્ય.

૬૪-૬૬ અસવાર (ફા.)–મૂળે ઘોડાનો ચડણહાર; પછી લક્ષણાથી હાથી રથ આદિ ગમે તે વાહનનો ચડણહાર. ચડાયુ–ચડાવાયો. જૂની ગૂજરાતીનું આ રૂપ વર્તમાન ગૂજરાતીમાં લુપ્ત થયું છે. હિંદીમાં એ જૂનું રૂપ જળવાઈ રહ્યું છે; ઉદા. चढाना, चढाया ઇ. વલ્લભ–વ્હાલું, પ્રિય. કૂલાહલ (સં. कोलाहल)–ગડબડાટ. સ્વાગત (ન.)–સત્કાર, ઊતારા વગેરેનો બંદોબસ્ત.

૬૭-૭૦ નલવટિ (સં. ललाट) ન.–કપાળે. આરંભના લકારનો પ્રાકૃતમાં નકાર થઈ તે ગૂજરાતીમાં ઊતરી આવ્યો છે; જુઓ પ્રા. णिलाड. નલવટિ પ્રેમ-જ-રેખા–તમારે કપાળે પ્રેમની રેખા લખી વિધાતાએ તમને પ્રેમનું પાત્ર જ નિરમ્યા છે. સમસ્ત શબ્દો વચ્ચે નિર્ધારણાર્થ અવ્યયના આ પ્રયોગ સાથે સરખાવો પૂ. કા. ૧૯, ૫૭, સ્ત્રી–અ–સ્વભાવ. તે પાસિ–કાદંબરી પાસે. રકંધાવારિ થાપી–અચ્છોદ સરોવર ઉપર સૈન્યના મેલાણમાં મૂકીને. મર્મ–વાતનો ભેદ, સમાચારનો ભેદ લજ્જા વિસ્મય જંમ–પોતાને કેયૂરકે વિકળ જોઈ તે બાબત જાણે અંતરમાં શરમાતી હોય, અને પોતે વિકળ થઈ તે બાબત વિસ્મય પામતી હોય તેમ. માહાશ્વેતાનિ કહુ–આ ચંદ્રાપીડના સમાચાર મહાશ્વેતાને ઝટ જઈને કહો; એમને જે યોગ્ય લાગશે તે એ કરશેઃ મારી તો આ દશા છે. ચિંતા મંનિ–મનમાં ચિંતા સહિત; સાહચર્યાર્થ તૃતીયાનો પ્રત્યય અધ્યાહાર છે. મદલેખાઇ શું–મદલેખા સાથે; તૃતીયાના પ્રયોગ બાબત જુઓ ઉ. કા. ૨, ૬૦, પ્રેમિ શું. આપણિ ધામ–પોતાને ઘેર. સ્વાર્થ વિશેષણ આપણું પ્રા. अप्पण (પોતાનું) ઉપરથી થયું છે; અને તે સં. आत्मन् ઉપરથી ઊપજેલા પ્રા. अप्प (પોતે) સાથે સંબંધ રાખે છે. 'તમે પોતે' એવા અર્થનું આપ અને 'તમે અને હું', 'તમે અને અમે' એવા અર્થનું આપણે સર્વનામ એ જ કોટિમાં આવે છે. નિભ્રંછ, ક્રિ. સ. (સં. निर्भर्त्स्)–તિરસ્કાર કરવો. ટગટગ, અવ્ય. (પ્રા.

તિપ્પ, સં. સ્તિપ્ ટપકવું)–ટપકાં ઉપર ટપકાં, દડદડ. અણુકહિ, અવ્ય.– કહ્યું ન છતાં, વગરકહે. વધામણી ખાવી–મૂળ અર્થ સારા સમાચારના બદલામાં બક્ષીશના ભોક્તા થવું; તે ઉપરથી લાક્ષણિક અર્થ સારા સમાચાર કહેવા. સં. खाद् અને भुज् ભોજન કરવાના અર્થમાં પર્યાય છે. ભુજ્માં વિશેષમાં ઉપભોગનો અર્થ પણ છે. એ અર્થ 'ખા' ધાતુમાં સંક્રાંત થયો છે. સેવક ભલું ભનાડુ–સેવકને ભલું અનુભવાવો, સેવકના ઉપર કૃપા કરો. સુખ કરી નિ–'હાશ, આજ સુખ છે' એમ કરીને, સુખે. પંચબાણુ– જેનાં પાંચ પ્રકારનાં બાણુ છે એવો કામદેવ. પંચબાણુ અતિ મારી– કામદેવ વડે અત્યંત હણાયલી પાવક–અગ્નિ ઉદ્દસ (સં. उद्वास)–માણસના વસવાટ રહિત, ઊજડ, મૃણાલ–કમળનો દાંડો. ઇચ્છાં (અવ્ય.)–પોતાની ઇચ્છાથી, પોતાની મેળે; જુઓ ઉ. કા. ૨, ૮ ઉપરની ટિપ્પણી. દૂહિલું (પ્રા. दूह, दुक्ख; સં. दुःख)–દુઃખ, કષ્ટ; ઉપાંત્ય ઇકાર અકારને બદલે સ્વરભક્તિથી થયો છે અને અંત્ય લકાર સ્વાર્થે છે. સૌધ–છો(सुधा)મંદ આવાસ, મહેલ. ઉપવન–પ્રમદવન. સ્થિર વાસ–કરીને બેસવું. ઉષ્ણ સવિ શીતલ–એકાદ શીતળ ચીજ જ ઉષ્ણ લાગે છે એમ નહિ, પણ સર્વ શીતળ ચીજ ઉષ્ણ લાગે છે. ગાન નૃત્ત સંગીત વાદ્ય નિ–ગાવું બજાવવું અને નાચવું, એ ત્રિધા સંગીત. ઘન–પુષ્કળ, ઘણાં. ભી આણી નિ–ભય પામીને. ભલા કઠિણુ–સારા પ્રમાણમાં કઠણ. હોઆ (અપ. हुअआ, પ્રા. हुअ, સં. भूत)–થયા. અપભ્રંશમાંથી જૂની ગૂજરાતીમાં આવતાં उ અને અનો વ્યત્યય અને પછી ઓકારરૂપે યોગ થયેલ છે. પૃથ્વી પાત હોઆ– પૃથ્વી ઉપર પડયા.

## કડવું ૩

૧–૩૨ (૧) બાષ્પ [ સં. ]–આંસુ. કાદંબરીનિ ધ્યાય–કુમારીપુરની અગાશીએ કાદંબરીની વિહ્વળતા દૃષ્ટિગોચર થતી હતી તેનો ચિતાર મનમાં ખડો કરીને; જુઓ કા. પૂ. બા. ૨૨, ૩૫–૪૧. ધ્યાય–ધ્યા મૂળ ઉપરથી જૂની ગૂજરાતીના સંબંધક કૃદંતના ય પ્રત્યય વડે થયેલું રૂપ. એ પ્રત્યય પ્રાકૃત इअ ના સ્વરોના એકીકરણથી ઉત્પન્ન થયો છે. એ જ પ્રાકૃત પ્રત્યય ઉપરથી જૂની ગૂજરાતીના સંબંધક કૃદંતના બીજા બે પ્રત્યય અ અને ઈ થયેલા છે. એ ત્રણમાંનો છેલ્લો જ અત્યારે વપરાટમાં છે. (૨–૪) મૂળનો ભાવ અહીં ભાલણે બદલી નાંખ્યો છે; ફેરફાર બંધબેસતો છે. (૫) માનિઉ–પ્રીતિદાનથી સત્કાર્યો. નિવેશ પું. [ સં. ]–ઘર. (૭–૯) ––

સ્પંદન ન.-મ્હો ઊઘડી બોલવા હોઠ હાલવા તે. લજ્જા લીધી-લજ્જા ગ્રહણ કરી, શરમનાં માર્યાં બોલ્યાં નહિ. વ્યામોહ-બુદ્ધિ ખોવી તે, બુદ્ધિ-ભ્રમ. છોહ પું. [ સં. ક્ષોભ ]-વિહ્વળપણું, સંતાપ. જેહતુ-જેનાથી, જેને લીધે. જૂની ગૂજરાતીમાં અપાદાનાર્થ તુ પ્રત્યય બાબત જુઓ કા. પૂ. ભા. ૧૫, ૨૨-૨૩, લાજતુ ઉપરની ટિપ્પણી. (૧૦) અનુરોધતુ સાજ-સામાની મરજી જોઈ તે અનુસાર વર્તવાની તત્પરતા. શિરીષ-કાળિયા સરસનાં ફૂલ. એ રંગે લીલછોયાં, વાસે મઘમઘતાં અને બાંધે સુકુમાર હોય છે. (૧૧) પીડા કર્યું અંગીકાર-પીડાનો સ્વીકાર કર્યો. (૧૨) કુલ-કર્મનુ વિવિહાર-કુલક્રમથી અર્થાત્ કુલપરંપરાથી ચાલી આવેલી રીતિ, પ્રણાલિકા, કુલમર્યાદા. જેહિ હહિ વસ્તુ૦-જુઓ મૂળ मनमिवुद्धमनसि-शयानां कन्यकानाम्. (૧૫-૧૭) આ બધાં વાક્યો અઢારમી કડીના કામ બોલનાં વિશેષણ છે. કઠોર પીડા-આકરી બાધા, પાકૂં દુઃખ. મધ્યવર્તી-શરીરની અંદર રહેનાર. અકાંડ વ્યાધ-જેમ શિકારી [વ્યાધ] એકાએક [અકાંડ] શિકારના અંગને ભેદે છે અને રૂપ(હરણ)નો નાશ કરે છે, તેમ કામદેવ એકાએક અંગને ભેદે છે અને રૂપ( કાંતિ )નો નાશ કરે છે. આદર્શ હાથપ્રતમાં ' અકાંડ વ્યાધિ મર્મ ભેદિ ' એવો પાઠ છે. તેથી ઉત્તરાર્ધમાં પુનરુક્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. એને લીધે ' અકાંડ વ્યાધ અંગ ભેદિ ' એવો પાઠ કલ્પ્યો છે. અલીક ધન્વી-ખોટો ધનુખધારી, ધનુ-ર્ધરનું નામ લજવનાર. સાચો ધનુર્ધર હોય તે મર્મસ્થાને ઘા ન કરે. મર્મસ્થાન અવધ્ય ગણાય છે; જુઓ સિદ્ધચંદ્રની ટીકા. પ્રાણાપહારી કાલરૂપ-જીવ લેઈ જનાર જમ જેવો ( કામ ); મૂળમાં सद्यःप्राणापहार-क्षमेणाकालमृत्युना છે. કૃતાંત-મૃત્યુ. (૧૮) સખીનૂં શું કામ ?-સખી શા કામની ! (૨૦) પુષ્પકોમલકાય તેહ-કાદંબરી ફૂલના જેવી જેની કાયા કોમળ છે એની છે. વજ્રમિ [સં. वज्रमय]-વજ્રરૂપ, વજ્ર જેવા. સંપ્રસારણ બાબત જુઓ કા. પૂ. ભા. ૧૨, ૧૦૩, તૃણમઈ. (૨૧) મનિ-આદર્શ હાથપ્રતમાં ' મૂઝિ ' પાઠ છે; જુઓ કા. ઉ. ભા. ૨, ૪૨ ઉપરની ટિપ્પણી. નવિ ઊપજિ-ઊપજતો નથી, પ્રગટતો નથી, સૂઝતો નથી. (૨૨) દુર્ઘટઘટના ચતુર-અસંભવિત યોગ ઉત્પન્ન કરવામાં કુશળ. (૨૩) આરંભ મિથ્યા૦-હું જોઉં છું તો મારી પ્રવૃત્તિ નિષ્ફળ અને મને દુઃખ દેવાના પ્રકારરૂપ જણાય છે; અર્થાત્ મારી જ મિથ્યા પ્રવૃત્તિથી વિધાતા મને દુઃખ દેવા માગે છે. નહિતરિ૦-અહીંથી કડી ૩૨ પર્યંત ચંદ્રાપીડને દુઃખી કરવા અર્થે વિધાતાની દુર્ઘટ ઘટનાનું નિરૂપણ છે. નહિતરિ [સં.

નહિ + तहिं]–જ્યારે એમ ન હોય ત્યારે, જો એમ ન હોય તો; ઉત્તર ભાગ સાથે સરખાવો મરાઠી तर. મુઝારિ [ પ્રા. मज्झआर; સં. मध्य ]– માંહિ, મધ્યે. પ્રા. आर, સં. कार ( સરખાવો ओंकार, ककार वગેરે ) પ્રત્યય સ્વાર્થે છે. સરખાવો સૂનકાર વિ. (૨૪) શાનિ હેત–શા હિત માટે; તાદર્થ્ય પ્રયોગ. અમાનુષી અવની–મનુષ્ય નહિ એવા કિંનરોનો ખંડ, કિંપુરુષખંડ. આશરમિ–આશ્રમમાં. (૨૭) તરલિકાની વાત પૂછી, ' કથાનુ કહુ મર્મ '–' તરલિકા દેખાતી નથી એ વાત [કથા]નો ખુલાસો કરો ' એમ કહી મેં તરલિકાની હકીકત શા માટે પૂછી ? તાં–તેટલામાં. ખેવ [ પ્રા. खिप्प, સં. क्षिप्र]–સત્વર, જલદી. (૩૨) સ્કંધાવાર–છાવણી.

૩૫–૪૩ (૩૫) ચંદ્રમણિ–ચંદ્રકાંત. (૩૬) વાત માંડી–કાદંબરીની વાત કાઢી. વિખ્યાત [ સં. ] મેં કહેલું, મારૂં કહેલું (avowed). (૪૦) વિહિલા [–પ્રા. वेग, સં. वेग]–વ્હેલા, સરખાવો સં. मन्द ઉપરથી મોડું. આશા તમનિ જોવાની નિમેષ ન સહિ લમાર–કાદંબરી તમારા દર્શનની લાલસા [આશા] રાખે છે ને આંખને પલકવા પણ દેતી નથી; અર્થાત્ નિમેષ રહિત આંખે તમને જોવાને ઉત્સુક થઈ રહી છે, એ ઉત્સુકતા જ એને ટકાવી રાખશે. (૪૧–૪૩) કડી ૪૧ માં ઔત્સુક્ય, ૪૨ માં મેળાપની આશાથી થતો હર્ષ અને વિલંબથી થતો વિષાદ તથા ૪૩માં અસહ્ય વિરહવેદનામાં ધૃતિનો નિર્દેશ છે. પહેલી બે કડી દ્વારા વ્હેલા ચાલી નીકળવાની ગૂઢ પ્રાર્થના અને ત્રીજી કડી દ્વારા મેળાપ થવા વિશેની શંકાનું સમાધાન નિરૂપિત છે.

૪૪–૪૭ (૪૬) શીસ આઘ્રાણ–વાત્સલ્યથી માથું સૂંઘવું તે. પાખિ–વિના, સિવાય. અંબા–મા. (૪૭) ઉશ્રૃંખલ [ સં. उत् + शृङ्खला (સાંકળ) ] –વડીલ પ્રત્યે આધીનતા ન બતાવનાર, વડીલની આજ્ઞા ન માનનાર. શ્રેય–કલ્યાણ.

૪૮–૬૩ પૂર્વની બે કડીમાં ચંદ્રાપીડના મનની ચિંતા સંક્ષેપમાં વર્ણવી કવિ અહીંથી તેનું વિસ્તારથી નિરૂપણ કરે છે. (૪૮) ઉવેખી પરિવાર–રસાલો સાથે લેવાની દરકાર ન કરી. અ [ પ્રા.; સં. च ]–પાદપૂરણાર્થ અવ્યય. નિશ્ચિ–નિશ્ચય, નક્કી. (૪૯) દુસ્તર–તરી ન શકાય એવો. વાંછિત–ઇચ્છિત. તેથી–તે હાથ ઉપરથી. (૫૦–૫૧) લખાણ બહુ જ અત્યુક્તિ ભરેલું છે. ખેદ–શ્રમ. ઊજા ક્રિ. અ. [ સં. उद् + या; સરખાવો उत् + चल् ]–

ઝડપથી જવું. મનનુ ભંગ-નિરાશા, નિરાશપણું, રંગ-ઉત્સાહ. (૫૨) પિતા તણિ-પિતાને; જુઓ હૈ. વ્યા. ।૮।૪।૪૨૫।. ખાર-ક્રોધ; સરખાવો કચ્છી ખારો (ક્રોધી). (૫૩) અપઘાત-ઘાત, કમોત. (૫૪) પળા ક્રિ. અ. [સં. पलाय्]-જવું, હાલ અંત્ય વરડી ટૂંકાવાઈ પળ વપરાય છે. થિકુ-સત્તાર્થ स्थ ઉપપદ ઉપરથી અકારને ઠેકાણે ઇકારના સંક્રમથી થયેલું રૂપ; જુઓ કા. ઉ. ભા. ૨, ૨૪ થરૂં. (૫૫) સ્કંધાવાર પું. [સં.]-લશ્કર, દિગ્વિજયનું સૈન્ય જે પાછળથી લેઈને આવવાનું વૈશંપાયનને કહ્યું હતું તે. (૫૬) શીખ સ્ત્રી. [સં. शास्‌ના કર્મણિ અંગ शिष्य (આજ્ઞા થવી) ઉપરથી]-આજ્ઞા, જવાની રજા. થાપિ-માન્ય રાખે; સરખાવો ઊથાપવું. (૫૭) તે પણ વિરહિ મરશિ-અહીં તે સર્વનામ કાદંબરીના માટે છે. આદર કરશિ-'ભલે પધાર્યા' કહી મને વધાવી લેશે. સંદેહ મન મહા ધરશિ-મારૂં મન જીવ ટકવાની શંકા આણશે, જીવ નીકળી જવાનો મને ભય ઉત્પન્ન થશે. (૫૮) મન્મથ મહિલાનિ......નહિ જાઊં-મહાશ્વેતાએ કેયૂરકના મુખે એવો સંદેશો કહાવ્યો છે કે કાદંબરી કામજ્વરથી બહુ જ પીડાય છે; તે કહે છે કે તેડા વગર હું ઉજ્જયિની નહિ જાઊં-શી રીતે જાઊં? માહરિ મન ન ભાવ્યુ-એ સંદેશો મને રુચતો નથી; અર્થાત્ એ સંદેશાની વાત મને રુચતી નથી. (૫૯) મર્મ-રહસ્ય, ભેદ. ભર્મ [સં. मर्मन् ન.]-આધાર, કલિ કરી નિ-કળે કરીને, યુક્તિથી. કલ, કળ (સ્ત્રી.) સં. कला ઉપરથી છે. કરાવિ-સધાવે. (૬૦) કહુનૂં સાંભળૂં-આદર્શ હાથપ્રતમાં 'કુણ વિવેકી' છે, તે લેખકે બીજા ચરણમાંથી ભૂલથી અહીં ઊતાર્યું છે. મૂળમાં कस्यान्यस्य श्रुतं श्रोतव्यम्। છે, તે પ્રમાણે અહીં સુધારી લીધું છે. કહુની મતિ સ્થાનિ-કોની બુદ્ધિ ઠેકાણે છે, કોણ સ્થિર બુદ્ધિનું છે? પ્રીછિ સાન-મારાં સેન [સાન, સં. संज्ञा] પિછાણે. કહિ નિદાન-નક્કી કહે, જરૂર સલાહ આપે. (૬૧) કહીઇ, ગ્રહીઇ, વહીઇ, સહીઇ-આ ચારે અકર્તરિ વર્તમાન ત્રીજા પુરુષનાં એકવચન છે; તેમાંનાં 'કહીઇ, ગ્રહીઇ' એ બે પદ 'કહેવાય, ગ્રહેવાય' એવા અર્થમાં છે અને 'વહીઇ, સહીઇ' એ બે 'વહેવી, સહેવી' એવા અર્થમાં છે. (૬૨) વખાણિ [સં. व्याख्यान સમજૂતી]-સમજાવે; સરખાવો જૈન વખાણ. તાપ-પરિતાપ. (૬૩) કહીઇ-ક્યારે પણ, કેટલીએ વખત જતાં પણ. વલિ લાગી-વળમાં આવી, ઘાટ બેઠો. મન્મથનિ બહુ બાણ૦-એ ચંદ્રાપીડ કામદેવને અનેક બાણ સાથે તાકવાનું યોગ્ય નિશાન બન્યો; અર્થાત્ તેનું શરીર અનેક કામબાણે ભેદાયું. પાત્ર लक्ष्य-યોગ્ય નિશાન. નિવ્વાહી [પ્રા. णिव्वाहिआ, સં. निर्वाहिता]-ગાળી.

૬૪–૭૩ (૬૪) દશપુર–હાલ મંદસુર; તે રજપૂતસ્થાનમાં માળવામાં આવ્યું છે. (૬૫) દાઝિ સ્ત્રી. સંતાપ, પીડા. (૬૭) જગનાથ–પરમેશ્વર. (૬૮) લવલેશ પું. [સં. लव, लेश પું. ભાગ]–અંશ, અલ્પ અંશ; પર્યાય-દંદ. (૭૧) અભિજ્ઞાન ન. [સં.]–ચિહ્ન, નિશાની. નિદાનિ અવ્ય.–નક્કી. (૭૨) વરિસ ન. [પ્રા.; સં. વર્ષ]–વરસ. જીવીઇ–જીવાય; જીવી શકાય. (૭૩) આલંબન ન. [સં.] ટેકો, આધાર. આ કડીનું પૂર્વાર્ધ આદર્શ હાથપ્રતમાં ત્રુટિત છે. પડેલા અક્ષરોને સ્થાને શિરોરેખાઓ દોરી છે તે ગણી જોતાં આઠ થાય છે. તે ઉપરથી સંસ્કૃત મૂળને આધારે ત્રુટિત ભાગ મેં કલ્પી કાઢી ઉમેર્યો છે. જુઓ. મૂળ किमपरं मया च स्थितेनापि साधनीयम् ।

૭૪–૮૮ (૭૪) વિકચ વિ. [સં.]–(હર્ષથી) વિકાસ પામેલાં, વિકસિત. (૭૫) લોભ પાખિ પ્રીતિ૦–અહો કેયૂરક ! તારી આ લોભ વિનાની –નિઃસ્વાર્થ પ્રીતિ વડે મારા ચિત્તમાં તું પ્રેમ ઉપજાવે છે. (૭૬) તુઝ સાથિથી [ तव सार्थे (साहचर्ये) स्थिता ]–તારા સંઘાતમાં છતી, તારા સાથમાં રહેતી. સ્થ ઉપપદ ઉપરથી થયેલ સત્તાર્થ વિકારી પ્રત્યયનું સ્ત્રીલિંગ રૂપ, તેથી; જુઓ કા. પૂ. ભા. ૨, ૪, દીન થકા તે હાથ, અને કા. પૂ. ભા., ૧૧, ૮૯, બંદી માંહાંથી ઉપરની ટિપ્પણી. (૭૭) પછિ કહું તાં એહ–આદર્શ હાથપ્રતમાં 'પૂછિઉ તાં એહ' એવો પાઠ છે અને મૂળમાં તેને ટેકો આપતો अप्राक्षीत् બોલ છે. પરંતુ પત્રલેખા પ્રત્યેની ચંદ્રાપીડની આગામી ઉક્તિમાં પ્રશ્નવાક્ય છે નહિ. તેથી પાઠ સ્હેજ ફેરવ્યો છે. (૭૮) કાય–કાદંબરીના દેહને, કાદંબરીના પંડને. (૭૯) વિશેખ પું. [સં विशेष]–ખાસ બાબત. અહીં કાદંબરી ઉપર ચંદ્રાપીડના હાથદસ્કતના પત્રની માગણી પત્રલેખાએ કરી છે તેના સંબંધમાં પુલિને કે બાલણે મૂળમાં કે અનુવાદમાં કંઇ ખુલાસો કર્યો નથી ! (૮૦) આગ્યા કહિ ઉલ્લાદ–'ફરમાવિયે' એમ પ્રસન્ન મુખથી કહ્યું. (૮૧) લેવા કામિ–લેવા કાજે. (૮૩) અપાર, સ્વામી–પરમ આજ્ઞા, મહારાજ ! બીજા હુકમની વાટ ન જોતાં ધણીના કથનને છેલ્લો હુકમ ગણી તે તત્કાળ માથે ચડાવવાના પ્રસંગમાં આ ઉદ્ગાર પૂર્વે વપરાતો હતો; જુઓ કા. પૂ. ભા., ૨, ૧૦૧; સરખાવો સં. परमम् [ જુઓ कु. सं. । ६ । ३५ । ततः परममित्युक्त्वा प्रतस्थे मुनिमण्डलम् ]. (૮૪) ઉલ્લાસ–બહુ હર્ષથી, બહુ પ્રસન્નતાથી. કરણાર્થ પ્રત્યય લુપ્ત. વ્યુત્પત્તિ સારૂં જુઓ કા. પૂ. ભા., ૮, ૮૯ ઉપરનું ટિપ્પણ. (૮૫) આપણિ કર્ણથી–પોતાના કાનેથી; જુઓ કા. પૂ. ભા. ૨, ૭૫

ઉપર ટિપ્પણી. સંદેશ જાણીઇ કામિનીનિ–કાદંબરી પ્રત્યેના સંદેશા જેવું [જાણીઇ] મનોહર (કર્ણભૂખણ). મૂળમાં अनेकवर्णरुचिरं संदेशमिव છે. તેમાં શબ્દશ્લેષથી પોસાતો સાધારણ ધર્મ अनेकवर्णरुचिर આપેલો છે, તે મૂકી દીધાથી અનુવાદમાં અસ્પષ્ટતા આવી છે. જાણીઇ અહીં ઉપમાવાચક છે; જુઓ કા. પૂ. ભા. ૨૫, ૬, જયા ઉપરની ટિપ્પણી. પ્રીતિનું અહિનાણ–ડેપરક ઉપર પોતાની પ્રીતિની નિશાની તરીકે. (૮૮) પત્રલેખા ...નયણુ ધરતી નીર...દીન થઈ અધીર–જુઓ મૂળ अवमृलशङ्कया कृतयत्नामपि बाष्पवेगमपारयन्तीं सधारयितुम् ।

૮૯–૧૦૩ (૯૧) ગુણ સઘળા દોષિ વીટયા–મારા સર્વ સદ્ગુણો તે તે દોષે વેષ્ટિત બન્યા છે, તેના ઉપર ચડેલા દોષના પડને લીધે દોષરૂપ દેખાય છે. વીટયા [સં. वेष्टित, પ્રા. वेट्ठिअ]–છવાયલા. કયો ગુણ ઢંકાઈ જઈ કયા દોષરૂપે દેખા દે છે, તે કડી ૯૨–૯૩માં દાખલા તરીકે જણાવે છે. (૯૨) જમ, યથા–જેમકે, દાખલા તરીકે. રુક્ષપણું–કર્કશપણું. (૯૩) પાપ–દુષ્ટ આચરણ. (૯૪) કાહાવીઇ–કહાવાય, કહેવરાવાય. (૯૬) કુલધર્મ–કુળની નીતિ. (૯૭) ઉલ્હસિ [સં. उद् + लष् (ઇચ્છા રાખવી)]–તીવ્ર ઇચ્છા રાખે છે; જુઓ કા. પૂ. ભા., ૮, ૮૯ ઉપરની ટિપ્પણી. સેવા કરે–સેવા કરજે. જાણજિ મનનૂં વિત્ત– તૂં કાદંબરીને મારા મનનૂં ધન–સર્વસ્વ સમજજે. (૯૮) પરપંચ [સં. प्रपञ्च]–વ્યવહાર, રહેણી, આચાર. સંયુક્તિ, તદબીર. (૧૦૧) યતનનિ [સં. यत्न પું. સંભાળ; જુઓ ર. વં. ।૨। ૫૬। महान् हि यत्नस्तवदेवदारौ ।] સંભાળ માટે, જતન માટે. જૈન જયણા (=જીવરક્ષા) પ્રસ્તુત શબ્દ સાથે સંબંધ રાખે છે. (૧૦૨) યતન કરજ્યુ જાતિ–જાતનૂં જતન.કરજે. 'કરજ્યુ'માં આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનનો ઉ પ્રત્યય છે, તે સં. स्व, પ્રા. सु, અપ. हु ઉપરથી ઊતરી આવ્યો છે. એ બહુવચનનો ભ્રમ ઉપજાવતો હોવાથી પાછળથી વ્યવહારમાં લુપ્ત થયો છે. (૧૦૩) રહિ, આવિ–રહેજે, આવજે.

૧૦૪–૧૨૨ (૧૦૫) વૈશંપાયન કેટલઇ૦–અંતરઇ વિશેષ્ય અધ્યાહાર છે તેની સાથે કેટલઇ વિશેષણનો અન્વય છે. (૧૦૮) પ્રેમલોચન–ઊમળકાથી ઊભરાતાં નેત્ર. વાન [સં. वर्ण પ્રા. वण्ण]–કાંતિ, રૂપ. (૧૧૧–૧૧૨) કુંવરને મૂછ ફૂટી છે તેને અહીં મરકત મણિના અંકુર સાથે, હાથીની મદલેખા સાથે, ચંદ્રમાના લક્ષ્મ સાથે અને કમળ ઉપરની ભમરાની હાર સાથે સરખાવી છે. જાણીઇ અંકુર મરકત મણિના–લીલમમાંથી ફૂટતી

શીલછોઇ ટસરો જેની. મદલેખા–હાથીના કુંભસ્થળમાંથી ઝરતો મદનો રેલો. લક્ષ્મ ન. [સં.]–ચિહ્ન, ડાઘ. (૧૧૩) અંજનરેખા–કાજળના રંગની લીટી, જેથી ચિત્રનું રૂપ ખીલી નીકળે છે. તારુણ્ય–જુવાની; અહીં એમાં ચિત્રનો આરોપ ગમ્યમાન છે. મદનદીપકજ્વાલ૦–કામવાસના રૂપી નવા પ્રગટતા દીવાની શગની ઊંચે ચડતી ધૂણીનો અહીં મૂછમાં પરંપરાએ આરોપ કર્યો છે. (૧૧૪) દુહિલઇ–મહા કષ્ટે, ઘણી ચિંતા ઉપજાવ્યા પછી. (૧૧૬) થં કહું હું મર્મ–તમ સરખા મર્મજ્ઞને અજાણ્યું થ મર્મ (રહસ્ય, ખાંચખૂંચ) મારે જણાવવાનું હોય ! (૧૧૮) સકિ–ઉત્પ્રેક્ષાવાચક અવ્યય છે. વ્યુત્પત્તિ માટે જુઓ કા. ઉ. ભા. ૨,૫૮, સકે ઉપરની ટિપ્પણી. (૧૧૯) અવલોક પું. [સં]–દર્શન. (૧૨૦) ભાવ–વિચાર ઊઠવો તે, સંકલ્પ થવો તે. (૧૨૧) વ્યાપ્તિ સ્ત્રી. [સં.]–વ્યાપ્તિથી, સમગ્રપણે.

## કડવું ૪

૧–૧૦ (૧) કંઠિ હાથ ધરી૦–રાજાએ પોતાનો પૃથ્વીનો ભાર ધારણ કરવા સમર્થ હાથ કુંવરના કંઠે મૂકયો, એવો અર્થ મૂળમાં છે; તે અશક્તિ કિંવા નબળાઈની ભ્રાંતિ દૂર રાખી વાત્સલ્યનો ભાવ દર્શાવવાને અર્થે યોગ્ય જ છે : ભાલણનો અનુવાદ તે જોતાં ભૂલ ભરેલો છે, જુઓ મૂળ अवलम्ब्यांसदेशे सकलमेदिनीभरोद्वहनगुणा दोर्दण्डेन. શનિ શનિ (સં. शनैः शनैः)–ધીરે ધીરે. (૪) અસલ હાથ પ્રતમાં 'પ્રેમિ સાહામી આવી સમુદ્રની જમ વેલિ' એવો ભ્રષ્ટ પાઠ છે. મૂળમાં इन्दूदयावलोकन–लोलामिव वेलाम् છે. તેને આધારે પંક્તિ સુધારી લીધી છે. વેલિ (સં. वेला)–ભરતી. દ્રુતવિધાનથી અંત્ય 'આ'નો 'અ' થઈ સ્વરસંક્રમથી તેનો ઇકાર થયો છે. કચ્છ કાઠિયાવાડમાં વીર, વેળ શબ્દ ભરતીના અર્થમાં અત્યારે પણ વપરાય છે. (૫) રેષ (સં. रेषा–રેખા)–મૂછનો દોરો. શૈશવ ન.–શિશુપણું, બાળપણ, (૬) પામિવા–કૃદંતનામ બનાવનાર સંસ્કૃત तव्य પ્રત્યય ઉપરથી અપભ્રંશ एव्व પ્રત્યય થયો છે; જુઓ હે. વ્યા. / ૮ / ૪ / ૪૩૮. તે ઉપરથી હેત્વર્થ કૃદંતના સંસ્કૃત तुम् પ્રત્યયના અર્થનો एवं પ્રત્યય અપભ્રંશમાં ઊપજ્યો છે; અને એ અપભ્રંશ પ્રત્યય ઉપરથી જૂની ગુજરાતીમાં 'એવા', 'ઇવા' પ્રત્યય ઊતરી આવ્યા છે. તે જ હાલ 'વા' રૂપે અને વૈકલ્પિક 'ને' નિપાતના ઉમેરાવાળા 'વાને' રૂપે ગુજરાતીમાં વપરાય છે. પામિવા, પામેવા વાસ્તવિક રીતે પામિવું કૃદંત-નામનું તાદર્થ્યાધિકારનું રૂપ છે. ઊલંભુ (સં. उपालम्भ, પ્રા. उवलम्भ)–

કપકો; અર્થાત્ પરણાવવામાં ઢીલ કર્યા બાબત. આગન્યા–તાલવ્ય સંયુક્ત–વ્યંજનના કંઠ્ય ઉચ્ચાર અને સ્વરભક્તિ સાથે અંત્યાક્ષરમાં યકારના પ્રક્ષેપથી સં. आज्ञा નું આ વિકૃત રૂપ બન્યું છે. યકારના પ્રક્ષેપ બાબત સરખાવો दक्ष–ડાહ્યું–ડાહ્યું ( = ડાહાપણવાળું ). એકાંતિ, અવ્ય.–નક્કી. ખાંતિ ( સં. कान्ति; कम् ચ્હાવું ઉપરથી; જુઓ हे. अ. सं., कान्तिः शोभाकामनयोः । )–ઇચ્છા, ખાંત. પિયાર–પારકો, પરણીને આણેલી સ્ત્રીનો. સં. पर ને સંબંધાર્થ क પ્રત્યય લાગ્યાથી પ્રા. परक, पारक અને पराय બોલ ઊતરી આવ્યા છે. પારકું पारक પરથી અને પરાયું તથા પિયાઈ पराय પરથી થયા છે. (૧૦) એહવાં હાસ્ય–એવાં હાસ્યનાં વચનથી; કરણાર્થ પ્રત્યય લુપ્ત. શરીરસ્થિતિ–શરીર ટકાવી રાખનાર આહાર, ભોજન.

૧૧–૨૪ (૧૨) પાઈ–માર્ફત, પાસે, દ્વારા. તરફદારોના અર્થના પક્ષ ઉપરથી આ અવ્યય ઊતરી આવ્યો છે. બાજુના અર્થના એ જ શબ્દ ઉપરથી મુકાબલાના અર્થમાં જૂની ગુજરાતીમાં પાખિ, પાહિં, પાઈ અને વર્તમાન ગુજરાતીમાં રહિત્યના અર્થના પાખે, પેં નીપજેલ છે. સંભાવ્ય પૂર્વરૂપ પાહિંનો મહાપ્રાણ ઊડી જઈ પાઈ રૂપ થયું છે. રસભોજન–ષટ રસનો આહાર. (૧૩) ઉચ્છુક (સં. उत्सुक)–ઉત્કંઠિત, વૈશંપાયનને મળવાને જેનો જીવ ઊંચો થયો છે એવો. શરીર–શરીરે, પંડે, જાતે. (૧૪) સિ (સં. सह)–સાથે. જૂની ગુજરાતીમાં સિઉં, સ્યું અને વર્તમાન ગુજરાતીમાં શું એ જ મૂળ ઉપરથી છે. સરખાવો સંસ્કૃતમાં सहને બદલે सનો ઉપયોગ. સિ સાદ–મોટેથી. સંજ્ઞા (સં.)–સાંકેતિક ચેતવણી, નિશાની. (૧૫) પૂર્ણ–ભરાઈ ગયેલું, ભરપૂર. પ્રકાશ–જાહેર, વિદિત, જાણીતું. (૧૬) પલ્હાણ (પ્રા. पल्लाण, સં. पर्याण)–પલાણવું તે, ચડી બેસવું તે. હકાર આગંતુક છે. (૧૭) ચૂવટ્ટ (ચૂ. પ્રા. चउ, સં. चतुर्–ચાર; વાટ, પ્રા. वट्ट, સં. वर्त्मन्–રસ્તો)–ચકલું. દ્વાર–રાજદ્વાર, દરબાર. (૧૮) રશ્મિ (સં.)–કિરણ. પાવક જ્વાલા હોમ–હોમના અગ્નિની જ્વાળાઓ. (૧૯) પૂરણ–પૂરેપૂરું, સંપૂર્ણ. (૨૨) ખેડિયા (સં. क्ष्वेल् જવું)–ચલાવ્યા, હાંક્યા. તુખાર (સં. तुषार–તુખારિસ્તાનો)–ઘોડો; જુઓ પૃ. કા. પૃ. ૮૦, પં. ૧૧ ઉપરનું ટિપ્પણ. પરિવાર–વળાવવા આવેલાનો રસાલો. (૨૩) કુમુદિની–પોયણી. સમંધ (સં. संबद्ध)–સમીપસ્થ, ઢૂંકડો. સમિ–સમય. (૨૫) જપાકુસુમ–જાસુદીનું ફૂલ. ભાસ્વત (સં. भास्वत)–તેજસ્વી. સ્કંધાવાર (સં.)–છાવણી. લીલાઇ–સ્હેજમાં, વગરશ્રમે, રમતાં રમતાં.

૨૫-૩૯ (૨૫) ભાઈ–આ બોલનો અન્વય ઉત્તર દળના વૈશંપાયનનિ સાથે કરવાનો છે. ભદ્ર (સં.)–ભલૂં. સીધાં (સં. सिद्ध)–સિદ્ધ થયાં. (૨૬) ઉત્તરી (સં. उत्तरीय)–ઉપવસ્ત્ર, ખેસ, દુપટ્ટો. (૨૭) પટગૃહ (સં.)–તંબુ. (૨૮) તીક્ષ્ણ–આકરા, ઠપકાનાં. (૨૯) ગાલિ (પ્રા.)–અસભ્ય વચન, ગાળ. (૩૦) અણબોલ્યાં–બોલ્યાચાલ્યા વગર, મૌન. સીધાં અવ્ય. (સં. सिद्धम्)–પાંશરાં, તરત. (૩૧) દુહુ દિશિ–બે બે પડખે. ઇધાણ (પ્રા. अहिण्णाण, સં. अभिज्ञान)–ઓળખવાની નિશાની, એંધાણી. (૩૨) વગ્ર ઊઢિ–માથું ઢાંકે છે. વિવેક–આ તો સામાન્ય રાહદારી નથી, યુવરાજ ચંદ્રાપીડ છે એવી પ્રતીતિ (૩૩) રાજકુંઅર–રાજપુત્રો. ઊજાઈ–ઊતાવળા થઈ, દોડીને. (૩૪) વિચાર–સમજણ ભરેલો, ડહાપણનો સંકલ્પ. (૩૫) હેઠલિ (પ્રા. हेट्ठा, हेट्ठिल, સં. अधस्, अधस्तन)–તળે. (૩૬) ઊચાટ્યો (પ્રા. उच्चाट દિલગીર થવું)–શોકાતુર. પ્રલંબ–દીર્ઘ, લાંબી, અત્યંત. (૩૭) ઉપલબ્ધ પાઠ ભ્રષ્ટ અને અન્વય ન થાય ,એવો હોવાથી મૂળ સંસ્કૃતને અનુસરી સુધારી લીધો છે; જુઓ મૂળ तत्कालप्रणयिनी मूर्छा सा–धारणमकरोत् ।. (૩૮) કેશવાળી (સં. केश ઘોડાની ડોક ઉપરના વાળ, वार સમૂહ)–યાળ. હવિ શું થશિ ભાઈ! નાટ ?–અરે ભાઈ વૈશંપાયન! તું જતાં કરી હવે ખરેખર મારૂં શું થશે? નાટ વિશે.–ખરૂં, નાટ અવ્ય.–ખરે. અનાટ વિશે.–ખોટૂં. જુઓ ઉદ્ધવકૃત રામાયણ, સું. કાં., ૨, ૩૦, નેઉ યોજન થયો તે નાટ, શત યોજન સુરસા મુખ વાટ; બહદેવકૃત ભ્રમરગીતા, ૮, અમો અજાણ એવાં નથી નાટ, વૂં દેહડી કાળો કિયા દૂખ માટિ. જુઓ વળી રત્નેશ્વરકૃત જૈમિનીય અશ્વમેધ, ૧૭, ૧૩૮, પાછળ શિદ રહ્યા? કહો, સ્વામી! કીધૂં કામ અનાટ. (૩૯) વિકળ–વ્યાકુળ. મૂઢ–દિઙ્મૂઢ (દિઙ્નું વિશેષણ). ઉત્પ્રેક્ષા (સં.)–અટકળ. સંભાવના (સં.)–કલ્પના. પ્રૂઢ (સં. प्रौढ)–વિશાળ.

૪૦-૫૩ (૪૦) આક્રંદ (સં.) ન.–રુદન. ઘામણૂં (પ્રા. दयावण રંક; સં. दय् દયા ખાવી)–દયાપાત્ર. (૪૨) જીવિત (સં.) ન.–જીવતર. ઉદ્દસ (પ્રા. उव्वस વિશે, સં. उद्वस् પ્રે. દેશનિકાલ કરવૂં, વસતી રહિત કરવૂં) વિશે.–વસતી રહિત, ઉજ્જડ. ઉદ્દસ્ત બોલ આ અર્થમાં વપરાય છે, તેનો સંબંધ સં. उद्ध्वस्त સાથે છે. દિશિ–દિશા. નિવેશ (સં.) પું–રહેવૂં તે, નિવાસ. (૪૩) ઉત્પાત (સં.) પું.–વિનાશકારક બનાવ. (૪૪) કાદંબરીઇ શું કાજ–કાદંબરીથી અર્થાત્ કાદંબરીના સમાગમથી પણ શો અર્થ? કો થકી ભાજિ: દાઝ–દુઃખમાં ભાગિયાપણૂં કોના વડે, કોણ મારી દાઝ જાણનાર

હવે રહું ? (૪૫) સકળ વિદ્યા ચિત્ર–સર્વ વિદ્યામાં કુશળતાથી વિસ્મય ઊપજાવતો. (૪૬) કહીશિ–હું કહીશ. અપભ્રંશમાં ભવિષ્યકાળના करिष्यामि રૂપનો અંત્યાક્ષર ખરી પડી ભવિષ્ય પહેલા પુરૂષ એકવચનનું જૂની ગૂજ-રાતીમાં કહીશિ અને તે ઉપરથી વર્તમાન ગૂજરાતીમાં કહીશ રૂપ થયેલ છે. (૪૭) એક–એકાદ, કોઇક. પાંહ–આ વખતે, હવણાં (૪૮) મિ મેહે-લિઉ પ્રવાસિ–ઉજ્જયિની આવવા ચાલી નીકળતાં મેં ત્યાં મેસેલો છતો; અર્થાત્ મેં એને ત્યાં મેલ્યો ને હું ઉજ્જયિનીના પ્રવાસે નીકળ્યો તે પછી. (૫૧) કુહુનિ–સંસ્કૃત किम् સર્વનામના ક બીજના અકારને સ્થાને સ્વર-સંક્રમથી ઇકાર તથા ઉકાર અનુક્રમે કિહિનિ તથા કુહુનિ રૂપ નીપજ્યાં છે. મધ્યમ હુ પ્રક્ષિપ્ત છે; સરખાવો વિહૂ (૫૨) મધ્ય–મધ્યે, માર્ગમાં. અતિ–અતિશય, ભારે. અકાલિ કેડિવા હામ–હામ્રુ અકાળમૃત્યુ ઊપજાવવા. (૫૩) ઉપઘાત (સં. अपघात) પું–અપમૃત્યુ. વજ્રપતન–માથે વીજળી પડવી તે.

૫૪–૬૦ (૫૪) પૂછિયા–પૂછાયા, પ્રશ્ન કરાયા. ઘૂરી (સં. घृ, घृह् ઢાંકવું)–આવરીને, ઓસ અંદર પેસે નહિ એમ ઢાંકી દેઈ ને. (૫૫) વિઘન ગયાં સવિ તેહનાં–સૂળીનું સોયે જાય એ કહેવત પ્રમાણે આટલા વાહ્માત્ર અનિષ્ટથી એનાં સર્વ સંકટ ટળી ગયાં. આય (સં. आयुस्) ન.–આવરદા. ખેમકુશલી (સં. क्षेम આબાદ; कुशलिन् સ્વસ્થ) વિશે.–આરોગ્ય અને આબાદી ભોગવતું, સર્વ વાતે સુખી. (૫૮) ઘાલવૂં (સં. गद् પ્રે. ઉપરથી प्राहित ક. ભૂ. કૃ., પ્રા. घत्त, જૂ. ગૂ. ઘાત)–મૂકવું. ઘાટ–ઘટિત હોવાપણું, સંભવિત-પણું. વાત ઘાલુ ઘાટિ–સંભવિત લાગે, ગળે ઊતરે એવા રૂપમાં હકીકત કહો.

૬૧–૬૯ (૬૨) જેણિ દિન (પ્રા. जेण दिणेण, સં. यस्मिन् दिने)–જે દિવસે. સપ્તમીને સ્થાને તૃતીયાનો આ પ્રયોગ પ્રાકૃતમાં બહુ જૂનો છે; જુઓ જૈન અંગોમાં વારંવાર મળી આવતો तेणं कालेणं तेणं समएणं (तस्मिन् काले तस्मिन् समये) ...

અર્થે. ભેરી–નોબત, મોટૂં નગારૂં. ઉલ્હાદ (સં. आह्लाद) પું. આનંદ. (૬૫) આપણુ–આપણે (૬૬) આવિયા છૂં–આવ્યા છિયે. પાલુ (પ્રા. पाअ, સં. पाद પગ)–(૧) પગે ચાલતો, (૨) ચાલતો, મુસાફરી કરતો. (૬૮) પદ્મિનીના ખંડ–કમળના વેલાના સમૂહ (ખંડ, સં. षण्ड). અચ્છ (સં.) સ્વચ્છ, નીતર્યું. મણિશિલા–સ્ફટિકની છાટ. પલ્લવરાજિત–કૂંપળોથી શોભિતાં.

૭૦–૭૬ (૭૦) સુંદર શિલા માંહાં–તે લતાગૃહની અંદર (માંહાં) સુંદર શિલાતલ હતું. જુઓ મૂળ सरस्तरङ्गमारुतामिवीजितान्यन्तरशिलातलम्. લતામંડપ ધામ–વેલના માંડવાનું બનેલું ઘર. (૭૧) નિમિષતુ પાત–આંખ મીંચાવી તે. (૭૨) લિખ્યુ (સં. आलिखित) વિશે.–ચિત્રમાં ચિતરેલો; ઉપસર્ગ લોપ. સ્થંભ્યુ–સ્તંભન વિદ્યાના બળે સ્તબ્ધ બનાવેલો. મૂર્છાઇ ઢૂંકયુ–મૂર્છામાં સપડાયલો, બેભાન. ભ્રમવિકાર–ચિત્તભ્રમ. (૭૩) ધરી–ટેકવી. ગાત્રભંગ (સં. भग्नगात्र) વિશે.–અંગ ગળી ગયાં હોય એવો. ધરણુ (સં. धरणि)–ભોંય. (૭૪) ગલિતલોચન–જેનાં નેત્રમાંથી ગરગર આંસુ પડતાં હતાં એવો. અધોમુખ–વિચારમાં જેનું મુખ નીચું નમ્યું હતું એવો. (૭૫) પરિણામ હુઇ ધીર, ચિત્ત ચંચલ કરિ તેહનાં–જે પુરુષો પ્રૌઢ વય (પરિણામ)ને લીધે ધૈર્યશાળી હોય, તેમનાં ચિત્ત પણ આ ભૂમિ ચાલત કરે એવી છે. વિક્રિયાપર–વિક્રિયાને વશ, વિહ્વળ બનેલો.

૭૭–૧૦૨. (૭૭) કાંઇ અવ્ય. (અપ. काइं સં. किम्)–શા માટે (૭૮) કીજીઇ, ઉઠીઇ,–વ્યુત્પત્તિની દૃષ્ટિએ અકર્તરિ (passive) આજ્ઞાર્થ ત્રીજો પુરૂષ એકવચન; જૂની ગૂજરાતીમાં કર્તરિ (active) આજ્ઞાર્થ બીજો પુરૂષ માનાર્થ બહુવચન. જુઓ વર્તમાન ગૂજરાતીમાં (આપ) કીજિયે, ઊઠિયે; સરખાવો હિંદી પ્રયોગ. અસૂર (પ્રા. उस्सूर, સં. उत्सूर ન. સૂર્યાસ્ત, સંધ્યાકાળ)–મોડું. પરધાન–પ્રધાન પુત્ર. (૭૯) પડખવૂં (પ્રા. पडिक्ख, पडक्ख, સં. प्रतीक्ष्) વાટ જોવી, કોઇને માટે થોભવૂં. (૮૦) મૂક (સં.)–મૂંગો. ચૂક સ્ત્રી. (પ્રા. चुक्क, સં. च्यु ચૂકવૂં)–કસૂર. (૮૨) હઠ પું.–આગ્રહ. (૮૫) નિષ્ઠુર (સં.)–કઠણ, આકરૂં (વચન). (૮૬) વિધુશશિ રાનૂં કામ–રાજા તારાપીડે તમને અને ચંદ્રાપીડને લેવા અમને મોકલેલા, તે કામ તમારા અહીં રહ્યાથી બગડશે. (૮૭) તારાપીડે સંપિઉ...ભાર–ચંદ્રાપીડ દિગ્વિજયે નીકળતાં તારાપીડે બધો ભાર તમારે શિર રાખ્યો હતો. મૂઢ થાવૂં નવિ ઘટિ–તે ભારેખમપણૂં ભૂલી જઈ આમ મૂઢ બનવૂં ઘટતૂં નથી. ભાલણે કડી ૮૬–૮૭માં મૂળનો અર્થ કંઇક બદલી નાંખ્યો છે. (૮૮) લડાવ્યુ–વ્હાલથી ઉછેર્યો. નેસાલ સ્ત્રી.–નિશાળ. (૮૯) જ્યેષ્ઠ ભ્રાત –ચંદ્રાપીડ. ભાર...સંપિઉ કારજ

—સેનાને સંભાળીને લેઈ આવવાના કાર્યનો ભાર બધોં તમારા ઉપર મૂક્યો છે. (૯૦) લાગ–ઉચિતપણું. (૯૧) કદાચિ (સં. कदाचित्)–કદાપિ. પ્રીતિ રહી–તમારા ઉપર અમારૂં વ્હાલ (લક્ષમાં લેવાનું) ઠેરે રહ્યું. (૯૨) અ (પ્રા अ, સં. च)–પાદપૂરક અવ્યય. જિહ્નવારિ (જૂ. ગૂ. जिह्वि वारि)–જે વારે, જ્યારે. (૯૪) વિલખૂં હસી નિ–ડાગળી ખસી ગઇ હોય તેમ ચળેલની પેઠે ખડખડ મોટેથી હસીને. વિલખૂં (પ્રા. विलक्ख, સં. विलक्ष)–ચિત્ત ચળેલું હોય તેવી રીતે. પ્રતિબોધ (સં.)–બોધ. (૯૬) દૃષ્ટિ અળગી નથી થાતી–આ લતામંડપ ઉપરથી મારી નજર ખસેડી શકાતી જ નથી. ગમન ન કરિ–ગતિ કરતા નથી, ચાલતા નથી. ખીલિયા (પ્રા. खील, સં. कील પું. ખીલો)–ખીલાથી જડી લીધા હોય તેવા. (૯૭) બલિ લેઈ જાવા હીંડુ છુ–તમે મને પરાણે લેઈ જવા પગલાં ભરો છો, પ્રયત્ન કરો છો. (૯૮) રહ્યાથિકાં–રહ્યાથી. (૧૦૧) શી અ થાશિ વાત– શું બનનાર છે, શું બનવા બેઠું છે. (૧૦૨) પરતક્ષ (સં. प्रत्यक्ष)–પોતાની નજરે.

૧૦૩–૧૧૪. (૧૦૪) નીગમ્યું [સં. निर्गम्, પ્રા. णिग्गम જવું રહેવું, ખોવાવું ]–ખોયેલું. કારણ–કારણભૂત વસ્તુ, જેને માટે તે ભમતો હતો ને જેને શોધતો હતો તે વસ્તુ. (૧૦૫) થાકુ–થાકેલો. વ્યુત્પત્તિ માટે જુઓ પૃ. કા., પૃ. ૮૦, પં. ૧૧, થાકુ પુ. ઉપરનું ટિપ્પણ લતાગહન ન.–વેલની ઘટા (ગહન), વેલનો ઘટાદાર માંડવો. (૧૦૬) હેત (સં. हित )–માટે, અર્થે. યામ–પહોર. શીશિ રવિ સંકેત–કુદરતના ઠરાવ ( સંકેત ) મુજબ સૂર્ય માથે આવ્યો. (૧૦૭) શરીરસ્થિતિ–શરીરના ટકાવ અર્થે ભોજન કરવું તે. વિસ્તાર–વિસ્તારથી, સ્પષ્ટ શબ્દમાં (૧૦૯) મિ રાખવા–મારે ટકાવવા જોઇયે. (૧૧૦) સવિ આચાર–સર્વ આચાર સાથે, વિધિ-પૂર્વક. (૧૧૧) શરીરની સ્થિત્ય–ભોજન, આહાર. (૧૧૨) વિવેકી–વિવેચક દૃષ્ટિએ, ઝીણી નજરે. (૧૧૩) પરિવાર (સં.)–યોગ્ય રસાલો. સ્કંધાવાર પું.–ફોજ, લશ્કર. અહીંકણિ–સ્વળાર્થ અહીં જિહાં આદિ અવ્યયમાં સ્વાર્થ પ્રત્યય ક અને ણ (પૂર્વરૂપ ડ) સાથે વધારાનો અવ્યય બનાવનારો ઇ ( ઉત્તર રૂપ એ ) પ્રત્યય લાગવાથી અહીંકણિ જિહાકણિ વગેરે જૂની

કડવું ૫

૧–૨૫. (૧) મનનુ વેમ–કલ્પનાની ગતિ ભાગુ મનનુ વેગ–થઈ કરવું તે કલ્પનામાં પણ આવ્યું નહિ. (૨) શિ વૈરાગિ–શો વૈરાગ્ય મનમાં આવવાથી. તાલવ્ય સ્વરથી થઈ થતો પ્રત્યય લાગતાં શબ્દનો અંત્ય યકાર તેમાંના સ્વર સાથે ઊડી જાય છે; ઉદા. લાગ્યો, લાગી, કર્યો, કરી. વનવાસ ઊપનુ—વનવાસ સ્વીકાર્યો. (૩) દૂહાવ્યુ (પ્રા. दूहव क्रि. स., सं. दुःख न.) દુઃખ ઊપજાવ્યું, દૂભવ્યો. (૪) રાજિ–રાજ્યમાં. બીહ–ભયથી ત્રાસથી. (૫) સંસાર મેહેલ્યુ–ઘરબારનો ત્યાગ કર્યો. (૮) કહીઇ (પ્રા. कइ वि., सं. कदा अपि)–ક્યારે પણ, કદિ પણ. વિમુખ–પરાઙ્મુખ. કાંઈ કહિ–કાંઈ કઠણ વચન કહ્યાથી. (૯) ખેદ–અપ્રીતિ. (૧૦) કાલ નથી વૈરાગ્ય તણું પણિ૦–ઊગતી જવાનીમાં વૈરાગ્યનો પણ અવસર નથી. પિતૃ–મૃત પૂર્વજો, પિત્રીઓ. રણ ( સં. ऋण )–દેવું, કરજ. (૧૧) સ્થિર સ્થાન–અચળ અધિકારવાળી. ક્રતુ (સં.) પું.–યજ્ઞ. (૧૨) વાપી (સં.) સ્ત્રી.–વાવ. પ્રાસાદ (સં.) પું.–દેવાલય. આરામ (સં.) પું.–બાગ. કલ્પ રહિ જે ઠામ–જે કીર્તિ કલ્પ પર્યંત ઠામ ઠરીને અર્થાત્ અચળ રહે. (૧૩) પરિવાર–સેવકવર્ગ, હજુરી. એકવૈભવી–પોતાના સમાન વૈભવવાળા. હાથપ્રતમાં એકભવી પાઠ છે; મૂળમાં न प्रणयिनो निर्विशेषविभवतां नीताः । છે, તેને આધારે લહિયાથી થયેલી ભૂલ દૂર કરી છે. વિવિહાર–વ્યવહારમાં, નિત્યની રહેણીમાં (૧૪) દારિદ્ર–દળદર, નિર્ધનતા. (૧૫) તે એકિ નથી સેવ્યાં સુખાં–તેનો આદર સરખો કર્યો નથી, તેમાંના એકનો પણ આદર કર્યો નથી; ભોગવવાની તો ક્યાં વાત ? (૧૬) હઇડું નાવિ ઠાર જી–ચિત્ત ઠરવા, શાંત થવા પામતું નથી.

૧૭–૨૨. (૧૭) ગૂઢ–ઊંડાં એકાંતમાં. (૧૮) ઈંદ્રાયુધ એક પાસિ બાંધ્યુ હસ્તી–તે તંબુમાં એક બાજુએ ઈંદ્રાયુધ અને બીજી એક બાજુએ ગંધમાદન હાથી બાંધ્યો હતો. (૧૯–૨૦) ચંદ્રાપીડ માટે ઊભા કરેલા પટગૃહને સમુદ્ર સાથે સરખાવ્યું છે. ગંભીરતા–ઊંડાણ. સત્ત્વ–પ્રાણી. હસ્તીની ઘટા–(૧) હાથીની હાર; (૨) જલહસ્તીની હાર. ગંધમાદન ગિરિ સ્થાન–તે પટગૃહ રૂપી સમુદ્રમાં ગંધમાદન હાથી તે મૈનાક પર્વતને ઠેકાણે હતો. હંસમિ ધ્વજિ અભિરામ–તે પટગૃહનો સમુદ્ર માથે સુંદર ધ્વજાઓએ કરીને હંસમય જણાતો હતો. (૨૧) ઊભાંથી–ઊભેથી. નવ શય્યા–તાજું બિછાવેલું બિછાનું. (૨૨) તાલવૃંત (સં.)–તાડછાનો પંખો.

૨૩-૨૯. (૨૩) ચિત્ત સંઘાતિ ચિંતા માંડી–મન સાથે વિચાર કરવા માંડ્યો. (૨૪) તેહની શીખ વિના૦–તેમની (અર્થાત્ માબાપની) રજા વિના, અને વિશેષમાં વૈશંપાયનના સમાચારે ઊપજાવેલા દુઃખથી મનોરમા અને શુકનાસ નિરાશામાં ડૂબતાં તેમને આશ્વાસન આપ્યા વિના, હું શી રીતે જાઊં ? અન્વય ક્લિષ્ટ છે. (૨૫) નેહ રહિ નહિ–ખરો પ્રેમ દાખવ્યો ન કહેવાય. છેહ (પ્રા. છેઅ, સં. છેદ)–છેડો, અંત. (૨૬) શોખ (સં. શોષ)–બળાપો. તેહ ન માનિ શોખ–ચંદ્રાપીડ જાય છે તે વૈશંપાયનને જરૂર તેડી લાવશે એવા ભરસાથી શુકનાસ અને મનોરમા બળાપો નહિ કરે, અર્થાત્ દિલાસો મેળવશે. (૨૭) ઢૂકડુ (પ્રા. ढुक्क વિશે. સમીપસ્થ; ढुक्क ક્રિ. સ., સં. ढौक् ક્રિ. સ. પાસે આવવું)–ઢૂકડો, નજીકમાં આવેલો. (૨૮) અંબા–મા. (૨૯) વિમાસણ કરતાં–વિચાર કરી જોતાં. વૈશંપાયનનું દુઃખ સુખ થં લાગું–વૈશંપાયનસરજિત દુઃખ સુખ જેવું અર્થાત્ સુખરૂપ જણાયું. અંતરગતિ–અંદરખાનેથી.

૩૦-૪૦ (૩૦) વિશ્રામ્યાં–વિશ્રામવાળાં કરાયાં, વિશ્રામ આપ્યો. યામ બિ દિવસ૦–બે પહોર દિવસ ચડયે સ્નાનભોજનનો શંખનાદ સાંભળીને તે આનંદ(રંગ)ભેર ઊઠયો. (૩૧) ભોગ–ભોજન. (૩૨) લગાર (પ્રા. लव વિશે. અલ્પ; સં. लव પું. અંશ)–અંશમાત્ર, લેશમાત્ર; સ્વાર્થ પ્રત્યય 'કાર' ઉમેરાયો છે. (૩૩) નીડ (સં.) પું.–પક્ષીનો માળો. પલ્વલ–તળાવડું, ખાબોચિયું. (૩૪) રાજિત સ્વેદનાં બિંદુ–પરસેવાનાં ટપકાંથી શોભતાં. (૩૫) ખડોખલી (પ્રા. जल ન., क्खुडक्क પું. લતાગૃહ. પદોનો વ્યસાસ અને સ્ત્રીપ્રત્યયનો ઊમેરો) સ્ત્રી.–પાણીના પ્રવાહથી ચારે કોર ઘેરાયલા ભોંયતળિયાવાળો માંડવો, કડી ૨૭માં કહેલું જલસ્થાનક; જુઓ પ્રેમાનંદના માસ, કડી ૧૩, નીર વહે રે ખડોકલી, મલે ઊમટ બરાસ. બિસ (સં.) ન.–કમળનો દાંડો. તનુ (સં.) શરીર. (૩૬) ઉશીર (સં. औशीर ન. વીરણનો લેપ; उशीर ન. વીરણ) ન.–વીરણવાળાનો લેપ. દાહ (સં.) પું.–બળતરા, અગન. જલસ્થાનક ન.–સંસ્કૃત મૂળમાં કહેલો जलमण्डप. (૩૮) અંતરગત કાદંબરી તે કામનુ અતિશિ રોગ–મનમાં કાદંબરી રમી રહી હતી તેને લીધેનો જે કામનો વ્યાધિ તે અત્યંત વધી પડયો હતો. મન દામિ–નિશ્ચિત મનથી, મક્કમપણે. રજની થ્યિ બિ યામ–બે પહોર રાત ગયે.

## કડવું ૬

૧-૨૨. (૨) તુરંગમ કરિણી અસવાર–જેમણે ઘોડાની અને હાથણી-

(કરિણી)ની અસવારી કરી હતી એવા (રાજકુમાર) (૩) પુહર પુ. [પ્રા પહર, સ પ્રહર]–પહોર યામિની સ્ત્રી [સં] રાત હદિઇ–હૃદયે (૫) જિહા, (૧૪) જાહાં–આહા–ઇહાં, તાહા–તિહાં, કાહા–કિહા, જાહા–જિહા, એ સ્થળાર્થ અવ્યયો અહીં, તહીં, કહીં, જહીંના પર્યાય છે જહીં વગેરેના અપભ્રશમા जहिं અને પ્રાકૃતમા जहिं વગેરે પૂર્વરૂપ મળે છે પ્રાકૃત પ્રત્યય સ્સિ સંસ્કૃત સર્વનામના પુનપુસક લિગે સપ્તમી એકવચનના સ્મિન્ પ્રત્યય ઉપરથી ઊતરી આવ્યો છ સકારનો હકાર થઈ અપભ્રશ અને ગૂજરાતી રૂપો નીપજ્યા છે જિહા–જાહા વગેરે અવ્યયો જેહ વગેરે સર્વનામમા ક્રિયાવિશેષણ અવ્યય બનાવનાર પ્રત્યય अम्न् ઉત્તર રૂપ આ ઊમેરાયાથી બન્યા છે, વર્તમાન ગૂજરાતીના જ્યા ત્યા વગેરે રૂપ વપરાય છે તે જિહા તિહા વગેરે બોનમાનો હકાર ઊડી જઈ સ્વરોના સંયોગથી બનેલા છે (૫) વિસ્તરિ–બહોળા વિસ્તારમા, સર્વત્ર સંત–સુશીલ, સદાચરણી (૧૦) ગ્યા–મયા (૧૨) શ્રવણ પુ [સં]–કાન

૧૩-૨૭ હાથપ્રતમા રાગ નથી આપ્યો (૧૩) વાહી [સ अतिवह् પ્રે છેતરવૂ]–થાપ દીધી, છેહ દીધો, છેતરી, ઉપસર્ગ લોપ નુહિ [ન હુઇ] ન હોય ઊછગ પુ [પ્રા उच्छन्ग, સ उत्सङ्ग]–ખોળો (૧૪) આતા [પ્રા अत्तअ, સં आत्मज]–હે પુત્ર ફણગર પુ [સં फण પુ ફણા]–ફણા માંડનારા કોડિ–કરોડો. (૧૫) કલપશિ [સ कलृप्–कल्प् રચવૂ]–રચશે, કરશે સુખડી [સ सु સારૂ, कान्दव ન મીઠાઇ कन्दु ચૂલો]–મીઠાઇ, જુઓ સુખડિયો, કદોઇ સુખડીમા સ્ત્રીપ્રત્યયના ઊમેરા બાબત જુઓ ઉ. કા, ૨, ૧૫, પિરિ ઉપરનૂ ટિપ્પણ એકલા ઇમ–એમ એકલવાઈ સ્થિતિમા (૧૬) સ્વાદુ [સં]–સારા સ્વાદવાળૂ, બેસ્વાદ નહિ એવૂ સુગધ–સુવાસવાળૂ, બદમો રહિત (૧૭) મન–મનની ઇચ્છા (૧૯) ત્યાહ–ત્યા જેવી રીતે જ્યા ત્યા વગેરે બદલે કવિતામા જ્યાય ત્યાય વગેરે વાપરે છે, તેવી રીતે અહીં ત્યા બદલે ત્યાહ વાપરેલ છે આહ–અહીં (૨૦) બાનક થી [बालकेन स्थितेन, बालकेन सता]–બાળક છતા, બાલ્યા વસ્થામા સત્તાર્થ અવિકારી થીના પ્રયોગ બાબત જુઓ પૂ કા, ૭, ૨૯, સ્થિરપણિ ગિરિરાજ સમ થી ભમિ મહી માહા આપ, અને પૂ કા, ૧૧, ૬૯, વીજણિ નાખી વાય વિશ્રમી સ્વેદ રહિત કર્યું જલપાન થી શુભ કાય (૨૧) નુહુતુ (ન હુતુ)–ન હતો જન્મ પ્રભૃતિ–જન્મથી માંડીને. પ્રભૃતિ અવ્ય [સ]–આરભીને, માંડીને (૨૨) ટળવળતી [સ तम् ઝૂરવુ, દુ ખી થવુ]–દુ ખી થતી ત્યજઈ નહિ [સ न त्यज्येत, न त्यक्त्वा]–

તજવી ન જોઈયે. ત્યજીય એ અકર્તરિ (passive) વર્તમાન વિધ્યર્થ ત્રીજા પુરુષના એકવચનનું રૂપ છે. કોઇને સંબોધતાં આ રૂપ શીખામણ કે આજ્ઞાના મીઠાશ ભરેલા બોલ તરીકે કર્તરિ (active) અર્થમાં હાલ સ્હેજ ફેરફારથી વપરાય છે; જેમકે રસ્તે જોતાં રાઢ ન કરિયે એ ચતુરાઈની રીત. (૨૪) સાધન–પુણ્યની સાધના, પુણ્યની પ્રાપ્તિ. (૨૫) પ્રશંસી રાખિ–પ્રકૃષ્ટ બોધ દેઈ વારે છે. પ્રશંસ ક્રિ. સ. [ સં. प્ર ઉત્તમ પ્રકારે, शंस् કહેવું, બોધ દેવો. ]–રૂડો બોધ દેવો; જુઓ ઉદ્ધવકૃત રામાયણ, અરણ્યકાંડ, ૧૬, ૨૭, લક્ષ્મણજી તાં પ્રશંસે છે, રામ કરે છે રુદંન. (૨૬) કરુણા–શોક. રસવાચક શબ્દ લક્ષણાથી સ્થાયિભાવવાચક બને છે તેના ઉદાહરણ માટે જુઓ રુદ્રભટવિરચિત शृङ्गारतिलक્ના આદિમંગલમાંનાં शृङ्गारी, रौद्रः આદિ પદો. તાલાવેલી ( પ્રા. तल्लोविल्लि )–ગભરાટ, તરફડાટ. (૨૭) ગતિ–અવસ્થા, સ્થિતિ.

**૨૮–૩૪.** (૨૮) અધોમુખ–જેનું મ્હો નીચું નમેલું હતું તેવો. (૨૯) પાસિ...ઠામ–પાસેના સ્થાને, નજીકમાં. (૩૦) વલ્લભતા [ સં. ]–વ્હાલ. (૩૧) પાઠે–સરખામણી કરતાં, કરતાં; જુઓ ઉ. કા., ૪, ૧૨ ઉપરનું ટિપ્પણ. તાત–બાપુ. (૩૨) યતિ–ત્યાગી. જથા–જે પ્રમાણે; એ બોલને જવાબ આપતો તથા ( = તે પ્રમાણે ) બોલ ઉત્તર વાક્યમાં અધ્યાહાર છે. સર્વથા–બધી રીતે વિચારતાં, એકંદરે. (૩૪) શોકિ ગલી ગ્યુ–શોકમાં મરી ગયો, ગરક થઇ ગયો.

**૩૫–૫૨** (૩૫) હુતાશન [સં हुत ન હોમેલો પદાર્થ, अशन ન. ખોરાક]–દેવતા, અગ્નિ. ટાઢુ [ પ્રા. ठड्ढ, સં. स्तब्ध ]–શીતળ સંસ્કૃતમાં स्तब्ध અને जड સ્થિરતાવાચક હોઈ પર્યાય છે. जड બોલ શૈત્યવાચક પણ છે. એ અર્થ स्तब्धના ઉત્તરરૂપ ठड्ढમાં સંક્રાંત થયો છે. અર્થસંક્રાંતિ બાબત જુઓ ઉ. કા., ૨, ૭૯ વધામણી બાની ઉપરનું ટિપ્પણ. (૩૭) શા મટિ–શા માટે. રાજનીતિ માંહાં નહિ પ્રવીણ–ભાલણે અસલ પાઠ अराजपथचारिणः લેઈ રાજ્યપથનો અર્થ राजनीति કર્યો જણાય છે. ડો. પીટરસનની હાથપ્રત B નો પાઠ अराजपथकारिणः એને મળતો છે, પણ તે ભ્રષ્ટ છે. (૩૮) ઘાતકી–ઘાતકીપણું બતાવનાર, ક્રૂર, નિર્દય. મહાપાતકી–મહાપાતક કરનાર, કર્મચંડાલ–( બહુવ્રીહિ )–ચંડાળના જેવું ભૂંડું કર્મ કરનાર; સમાસના અવયવ ઊલટસૂલટ. તેહનિ કાધિ [ સં. तस्य कृते ]–તેને માટે, તેની બાબતમાં; એ બોલનો અન્વય ઉત્તર કડીના 'દૂષણ દેવું નહિ' એ ભાગ સાથે થાય છે. (૪૧) તેહ ઊફરું–તેથી વિશેષ.

ઊફરું [ સં. ऊर्ध्व ]–(૧) ઊભું, જુઓ પૃ. કા., ૧૧, ૫, વૈશંપાયનિ ગ્રહુ છિ કર ઊફરુ લેઈ હાથિ; (૨) ઊંચું, જુઓ પૃ. કા., ૧૨, ૩૭, મેહેલી તૃણ ગ્રીવા ઊફરી રહુ સાંભલિ શ્રવણિ ધરી; (૩) અધિક, વિશેષ, ચડિયાતું, જુઓ નયસુંદરકૃત નલચરિત્ર, પ્રસ્તાવ ૪, ઢાલ ૧, કડી ૫૮, કારણુ વિણુ ઉપકારી ખરો અવર કરણુ કહું તુજ ઊફરો. ઊભું, ઊભરો, ઊભરાવું પણ ऊर्ध्वनो પરિવાર છે. કુહુ કથી–સ્પષ્ટપણે કહો. છો, સ્પષ્ટ કહો છો. (૪૧) ગુરુસેવાપર–વડિલની સેવામાં તત્પર. ધર્મ–કર્તવ્ય, ફરજ. કર્મ–કૃત્ય, આચરણ. (૪૧–૪૨) જાણુ સંભિ ચંદ્રાપીડ, કુહુ, થં કરિ–તમે ધ્યાનમાં લો, વિચારી જુઓ અને કહો કે ચંદ્રાપીડ એની ( અર્થાત્ વૈશંપાયનની ) સોબતમાં રહ્યો છતાં શું કરી શકે, એનું કેટલું ચાલે? ઇચ્છા–સ્વેચ્છાએ, પોતાની મરજી મુજબ; જુઓ ઉ. કા., ૨, ૮, મૂરખતાં ઊપરનું ટિપ્પણ. આકણિઇ એહવા ઊપજિ–જાતે જ એવા નીવડે છે; જુઓ મૂળ स्वयमेवोत्पद्यन्त एवंविधाः । પ્રસ્તુત પંક્તિમાં ઊપજિ અને નીપજિ બોલ નીવડવાના અર્થમાં વપરાયા છે. આફણિઇની વ્યુત્પત્તિ બાબત જુઓ પૃ. કા., ૧૪, ૨ ઉપરનું ટિપ્પણ. (૪૩) પુત્ર નહિ એ કૃમિ સમાન–અહીં પુત્રત્વનો નિષેધ કરી કૃમિત્વનો આરોપ કર્યો છે, તેથી ઉપમાવાચક સર્વનામ ન જોઇયે. દોષ દૂર કરવા 'કૃમિ જ માનુ' એવો પાઠ કલ્પવાની જરૂર છે. કૃમિ–કીડા, કરમિયા. નાશ કરેવાનિ૦–ઉપરથી રૂડા અને વિષયાસક્ત તેમ જ કુટિલ પુત્રો વિનાશ ઊપજાવવા માટે ડસવાને તત્પર મહાનાગ છે. અન્વય કંઇક ક્લિષ્ટ છે. (૪૪) ક્રૂરગ્રહ–મનુષ્યને પીડા ઊપજાવનારા મંગળ શનિ આદિ પાપગ્રહ. પુત્ર અભિધાન–પુત્ર નામના. તામસપ્રકૃતિ–તમોગુણનાં જ બનેલાં, તામસી સૃષ્ટિરૂપ. નિર્ગુણ–ગુણરહિત નિઃસ્નેહ–સ્નેહરહિત. (૪૫) ક્ષપણક–દિગંબર જૈન સાધુ. નીલજઆકાર–(૧) નિર્લજ્જ સ્વરૂપના, વડિલની લાજમર્યાદા રહિત; (૨) નગ્ન સ્વરૂપના, નાગા. મૂળ સંસ્કૃતમાં निर्लज्जाः क्षपणकाः એવો પાઠ છે, તેને આધારે ચરણ સુધારી લીધું છે. પુલિને निर्लज्ज બોલ યૌગિક લજ્જારહિત અને લાક્ષણિક નગ્ન એ બે અર્થમાં અહીં વાપર્યો છે. આદર્શ હાથપ્રતમાં 'કિપણ કહિણ સાવક આકાર' પાઠ છે તે ભ્રષ્ટ જણાય છે. ટીકાકાર સિદ્ધચંદ્રે निर्लज्जाः कृपणकाः પાઠ આપ્યો છે તે પણ અશુદ્ધ છે. પલ્લવ–નવી કૂંપળ. રક્તવિકાર–(૧) રાગાત્મક મનોવિકારવાળા, કામાસક્ત; (૨) રાતી વિક્રિયાવાળા, રાતા. મૃષા [સં.]–ફોગટ, મિથ્યા. દર્પ–અહંકાર. વહિ–ધારણ કરે છે, રાખે છે. (૪૬) ગુરુલોપી–વડિલને હાનિ

રહોયાડનાર. દાંભિકવ્યવહાર-દંભ ભરેલાં આચરણવાળો. આડુ આંક-૯૬ વળી. (૪૭) ખીજશિ-ક્રોધ કરશે. (૪૮) પુણ્ય કર્યું-કરેલું પુણ્ય. (૪૯) ભક્ષ્યભોજ્ય ન.-ખોરાક; પર્યાયદ્વંદ્વ છે. ભાવિયુ-પ્રીતિપૂર્વક ત્રેવડ્યો, પ્રીતિ બતાવી; જુઓ ભગવદ્ગીતા ।૩।૧૧।. દેવાન્ ભાવયતાનેન તે દેવા ભાવ યન્તુ વઃ। પરસ્પરં ભાવયન્તઃ શ્રેયઃ પરમવાપ્સ્યથ ॥. ખેમ [સં. ક્ષેમન્]-કલ્યાણ. (૫૦) સુજાણ-સારી સમજવાળાં, સમજુ સહૂ [અપ સાહ, પ્રા. સંવ્વ, સં. સર્વ ]-સૌ સગુંવ્હાલું. તિર્યગયોનિ સ્ત્રી. [ સં. તિર્યચ્ પુ. મનુષ્યેતર પ્રાણી, યોનિ સ્ત્રી. ઉત્પત્તિ, જાતિ ]-પશુપંખીની જાત. (૫૧) વિરી-વૈરી, દુશ્મન.

૫૨-૭૭. (૫૨) જ્ઞાન-બોધ, ઉપદેશ. કૃત્રિમ-અસત્, કાચો, નિરર્થક. (૫૩) વૈશ્વાનર પું. [સં ]-અગ્નિ. સૂરજનિં પ્રતીપ-સૂરજના સામે. ખદ્યોત પુ. [સં.]-આગિયો ચંદનસૃષ્ટિ-ચંદન કરવું તે, ચંદનનો લેપ. (૫૪) પરતિ [સં. પ્રતિ]-પ્રત્યે. લેશ પુ. [સં ]-ભાગ, અંશ. (૫૫) ડહુલાઇ [સં. ક્ષુભ્ કર્મણિ. ક્ષોભ પામવું, વલોવાવું]-ક્ષુબ્ધ બને છે, ક્ષોભ પામે છે; હકાર પ્રક્ષિપ્ત. જમ ઘણી વૃષ્ટિ જલાશય થાઇ—જેમ ઘણી વૃષ્ટિ થવાથી (થાઇ) સરોવર ડહોળાય છે તેમ. ઊજડિ [પ્રા उज्जड વસતી રહિત] -શૂન્ય બને છે; જુઓ ઊજાડ ક્રિયાપદ. (૫૬-૫૭) યૌવન કુંશલિ ઊતરિ-જુવાની પસાર કરી ક્ષેમકુશળ પાર ઊતરે. જવ [પ્રા. जआ, સં. यदा]-જ્યારે. પ્રાકૃત રૂપનો અંત્યાક્ષર દ્રુતવિધાનથી ટૂંકાવાઈ પાસે આવેલાં બે સ્વરો જુદા રાખવા વકાર વચ્ચે ઊમેરાઈ જવ રૂપ થયું છે. તેવી જ રીતે સં. कदा, तदा, પ્રા. कआ, तआ ઉપરથી કવ તવ અવ્યયો નીપજ્યા છે. અવ બોલ જવ, કવ, તવ ના અનુકરણથી ઉદ્ભવ્યો છે એવે, જેવે, તેવે, એ અવ્યયોની નિષ્પત્તિ અવ, કવ, જવ, તવથી જુદા પ્રકારની છે. જૂની ગૂજરાતીના એહઇ, જેહઇ, તેહઇ રૂપોમા વકારના પ્રક્ષેપથી એહવઇ, જેહવઇ, તેહવઇ રૂપો મધ્યકાળમાં થયાં તે ઉપરથી એવે જેવે તેવે અવ્યયો ઊતરી આવ્યા છે. સાથિથી-સાથેથી, સાથે સાથે, (૫૮) અલગી પ્રીતિ-જુદી, નવતર પ્રીતિ; અર્થાત્ મનગમતી સ્ત્રી પ્રત્યેની પ્રીતિ. નવુ ભાવ—નવો મનોવિકાર, નવી લાગણી ગૂઢ-છાતીમાં કળી ન શકાય એવો ઊંડો રહેલો, અકળ. જમ અવયવ ઊપજિ આકાર—જેમ જેમ અંગો ઘાટમાં આવે છે. (૬૦) કારણ પાખિં પ્રગટ ન થાઇ-મનના એ વિકારો ઉત્તેજક કારણ વિના પ્રગટે છે. ધવલ સરાગ ચક્ર લોચન૦—સ્વચ્છ ધોળાં અને દીર્ઘ નેત્ર રાગે રંગાયા છતાં, જે સ્ત્રી ઉપર પ્રેમ ઢળનો હોય તેનાથી

અન્યને જોઈ શકતાં જ નથી. સરાગ-(૧) પ્રેમે રંગાયલાં, (૨) રતાશે રંગાયલાં. સરાગ થકાં-સત્તાર્થે વિકારી થકાં બાબત જુઓ પૂ કા , ૨, ૪, દીન ચંકા ઉપરનું ટિપ્પણ. (૬૧) અીરાગી હોઈ—અીમાં રક્ત છતાં, અીમાં રક્ત હોવાથી. (૬૨) વ્યસન—મૃગયા, મદિરા, ઘૂત વગેરેની લત. કિહીઇ-કયાં એ, કહીં એ. તાતિ સ્ત્રી. [પ્રા તત્તિ]-આજ્ઞા અર્થાત્ પ્રિયાની. વીસારિ-ભૂલી જાય છે. (૬૪) પુષ્પધન્વા પુ. [સં.; પુષ્પ ફૂલ, ધનુષ્ કામઠું]-કામદેવ; એનું ધનુષ ફૂલનું કહેલું છે. હિત [સં]-પ્રિય, વ્હાલું, હિતસ્વી. બકિ-કહે. (૬૫) ધીરજ ન [સં. ધૈર્ય]-વર્તમાન ગૂજરાતીમાં આ બોલ સ્ત્રીલિંગે વપરાય છે. (૬૬) સ્નેહ તણાણુ જાઇ વારિ—પાણીમાં જેમ કોઈ વસ્તુ તણાઈ જાય, તેમ સ્નેહ કયાં એ તણાઈ જાય છે. જાહિ-જિહારિ-જિહ્વારિ-જિહ્વારિ ઉપરથી ઊતરી આવેલું રૂપ. (૬૭) પરવશ થી-પરવશ છતાં; સત્તાર્થે અવિકારી થી બાબત જુઓ પૂ. કા., ૭, ૨૯ ઉપરનું ટિપ્પણ. (૬૮) સંકેત—સાંકેતિક વાણીમાં, સંક્ષેપમાં. હેત-હેતુ, કારણ તારુણ્ય નિ-જોબનની અવસ્થા, યુવાવસ્થા. વિ [સં વયસ્]-વય. (૬૯) ઊપાઇ (પ્રા. उप्पाएइ, સં उत्पादयति]-ઊપજાવે છે. પરકાર-પ્રકાર, રપષ્ટ. (૭૦) મુઝ, મુઝનિ-મને; વ્યુત્પત્તિ બાબત જુઓ પૂ કા., ૧૫, ૨૪, મુઝ ઉપરનું ટિપ્પણ.

૭૧–૭૫. (૭૧) પોતિ-પોતે, જાતે. સ્નેહિ બાનીઇ [स्नेहेन भूयेत]-સ્નેહ હોવો જોઇયે, સ્નેહ રાખવો જોઇયે (૭૨) શીઇ આસ—શી આશાએ, શી ઉમેદે, શું મેળવવાને. (૭૩) પ્રીછવું [પ્રા. पचहिआण, સં. प्रत्यभिज्ञा]-જાણવું; જુઓ હિ. पहिचानना, ગૂ પીછાણવું, પીછાન. એકનો બોલ ટૂંકાવાઇ પહેલી વરદીમાં રકાર ઊમેરાઇ પ્રીછ ક્રિયાપદ થયું છે. નિંદિત—નિંદાયલું, નિંદાપાત્ર. (૭૪) સુધુ [પ્રા. सुद्ध, સં. शुद्ध]-શુદ્ધ, ખરું. ગુણી-સદ્ગુણસંપન્ન, દુર્ગુણમાં ન પડેલો. વિવિહાર [સં. व्यवहार]-દરબારીકન.

૭૧–૭૭ સાન [પ્રા सण्णा, સં. संज्ञा ભાન]-વિકળપણા રહિત સ્થિર ચિત્તથી. રાઝી-રાયજી, રાજજી. ઉદારતા મતિ શું અણુસરિ-ઉદાર બુદ્ધિ રાખીને, મોટા મનથી. એ ઊફરું-એથી વિશેષ, એથી વધારે; જુઓ ઉ. કા., ૬, ૪૦ ઉપરનું ટિપ્પણ.

૭૭–૮૭ (૭૭) ચાગંકિ [દે. चाउक]-ચાબુકથી. આડુ આંક-દંડ વગી. એક વાકય કે શ્લોકાર્ધ પૂરું થાય ને બીજું શરૂ થાય તે બેની આડ તરીકે વચ્ચે ઊભી લીટી દોરવાનો દેવનાગરી લિપિમાં રિવાજ છે, તે ઉપરથી પ્રસ્તુત પ્રયોગ રૂઢ થયો જણાય છે. (૮૦) કૌક પ્રા. कुड]-મિથ્યા, ફોગટ. (૮૧) સૂધી વાત-શુદ્ધ હકીકત, ખરા સમાચાર. (૮૨) કિહિ-

કિહીઇ, ક્યારે; જુઓ ઉત્તર પં. ૧૧૮ ઉપરની ટિપ્પણી. (૮૫) રકંધાવાર–અચ્છોદથી વળી આવેલી ફોજ. (૮૭) જાયેસ, થાયેસ–હું જઈશ, હું થઈશ. સંસ્કૃતમાં ભવિષ્ય કાળના પહેલા પુરુષ એકવચનનો પ્રત્યય સ્યામિ છે. તે ઉપરથી માગધી તથા શૌરસેની પ્રાકૃતમાં સ્સિમિ, મહારાષ્ટ્રી પ્રાકૃતમાં સ્સં અને અપભ્રંશમાં હિઉં પ્રત્યયો ઉતરે છે, ને તેમની પૂર્વે ઇકાર ઉમેરાય છે; જેમકે સં. भविष्यामि, મા. શૌ. होइस्सिमि, મહા. होइस्सं, અપ. होइस्सउं. છેવટના અપભ્રંશ इस्सउंના અંત્ય ઉપનાસિકનો લોપ થઈ અવશિષ્ટ उ અને તેનો પૂર્વનો स्स ઊલટપાલટ ગોઠવાઇ નીપજતા इउस्स ઉપરથી જૂની ગૂજરાતીનો યેસ પ્રત્ય નીપજ્યો છે. હાલમાં વિસનગર તરફ જઇશ વગેરે બદલ જાયો વગેરે રૂપ વપરાય છે તે પ્રસ્તુત પ્રત્યયના અંત્યાક્ષરના લોપથી થયાં છે. જાયેસ, જાયો રૂપ इકારના લોપથી થયાં છે; સરખાવો જઈશ બદલ જાશ.

૮૮–૯૫. (૮૮) પદ્મ–રાતું કમળ. (૮૯) મનિ વિમાસિ મતિ–મનમાં બુદ્ધિથી વિચારે છે. (૯૦) મર્મ–હૃદ્ગત વિચાર, હારદ. (૯૧) મિ કારણ લહ્યૂં–હું મુદ્દો સમજ્યો, મુદ્દો મારા ધ્યાનમાં ઊતર્યો. (૯૨) તે માટિ દૂખસાગર૦–વૈશંપાયન બાબત ચંદ્રાપીડ દુઃખના મહાસાગરમાં બૂડ્યો છે, તે એની ખબર લેવાને ગયા વગર છાનો (ગૂઢ) બેસી રહેવાનો નથી. (૯૩) વિલાસવતી ઇ–વિલાસવતી પણ. ગણક પું. [સં.]–જોશી. (૯૪) ઉપચાર–જોઇતી સામગ્રી, સાહિત્ય, સરંજામ.

૯૫–૧૦૩. (૯૭) જુહાર પું. [પ્રા. जोकार, जेक्कार; સં. जयकार] –જય જય, એવા વચન સાથે માથૂં નમાવવૂં તે, નમસ્કાર. વૈશંપાયન લેવા કાય–વૈશંપાયનને પંડે જઇ લેઇ આવવાને. (૯૮) પિયાણુ–પ્રયાણ. (૯૯) આવે–આવજે. સંસ્કૃત તથા પ્રાકૃત हि પ્રત્યય ઉપરથી અપભ્રંશમાં આજ્ઞાર્થ અને વિધ્યર્થ બીજા પુરુષ એકવચનનો પ્રત્યય इ ઉતરી આવ્યો છે, તેનાથી થયેલું આ રૂપ છે. વિધ્યર્થ હોવાથી એમાં ભવિષ્યનો ભાવ ભળ્યો છે; જુઓ પૃ. કા., ૧૧, ૯૫, કિહિજ્યુ ઉપરનૂં ટિપ્પણ. પ્રસ્તુત રૂપ પ્રેમાનંદના સમય સુધી અને તે પછી પણ કવિતામાં વપરાયલું મળી આવે છે. (૧૦૦) તાં [(૧) પ્રા. ता, સં. तावत्; (૨) પ્રા. तं, સં. तद्]–(૧) તો; (૨) તેથી. સુતવતી–પુત્રવંતી, પુત્રશાળી. (૧૦૧) ઉત્તમ ભાવશિ–મનમાં રૂડો વસશે, રૂડો લાગશે. (૧૦૨) ચાલેવિ–ચાલવામાં, પ્રયાણમાં. જે અવ્ય.–જેથી.

૧૦૩–૧૧૮. (૧૦૫–૧૦૬) અજાનિ ન ગમિ૦–અનુવાદ અને મૂળનો મુકાબલો કરતાં ભાલણે નીચે મુજબ પાઠ લીધો હોય એમ જણાય છે:—

यथा सर्व एव महास्थितास्तथास्मन्मते देवस्य गमनमेव वर्तमाने न शक्यते। पर कर्मानुरोधाद्राजेच्छैव कालः। तत्र न कार्यमहनिरूपणया। મુદ્રિત પાઠ ગરબડિયો છે. (૧૦૭) શરીરસ્થિતિકામ કરવા કામ–ભોજનકાર્ય કરવા કાજે. હાથપ્રતમાં બીજા કામ બોલને બદલે સ્નાન બોલ છે. પરંતુ ઉત્તર-પંક્તિમાં એકલા ભોજનનો જ નિર્દેશ છે, સંયુક્ત સ્નાનભોજનનો નથી; ત્યમ વળી પૂર્વ ચરણમાં કામ અને ઉત્તર ચરણમાં સ્નાન વાંચવાથી પ્રાસ મળતો નથી. તે કારણથી મેં નવો પાઠ કલ્પ્યો છે. (૧૦૯) નિશા–રાત્રિએ. આ અધિકરણાર્થ રૂપ બાબત જુઓ ઉ. કા, ૨, ૮, મૂરખતા ઉપરનું ટિપ્પણુ. કાલિ [પ્રા. कल्ल ગત કે આગામી દિન, સં. कल्य સવાર]–આવતી કાલે. સ્તવિયા જોશી–જોશીને ધન્યવાદ આપ્યો. (૧૧૦) મન ઇચ્છી રલી–યથેષ્ટ, સંપૂર્ણ આનંદ. (૧૧૧) પેરણ [સં. प्रयाण]–પંથ કરવો તે, પ્રયાણ. કા. પ્ર. ૧, ૫૪, રોસિ ચડીઉ રણિ પેરણ માંડઇ, એ પંક્તિમાં માત્ર ગમન એટલો જ અર્થ છે. મન ધરતાં–મનથી ઠરાવતાં. ઉડુ ધન–ખીચો-ખીચ નક્ષત્રો. કદાચ અસલ પાઠ ઉડુગણ હોય. (૧૧૨) પ્રેમ પ્રકાશિ–પ્રગટ સ્નેહ સહિત. (૧૧૩) રતંભી રાખિ–રોકી રાખે છે. ભિ–ભય; સંપ્રસારણ સંબંધમાં સરખાવો વિ(=વ્ય). (૧૧૪) જાતમાત્ર–જનમ્યો ત્યારથી. ખુલિ [સં. क्रोड]–ખોળામાં. (૧૧૫) ધરી રાખૂં છું–ઝાલી રાખૂં છું. (૧૧૭) શતખંડ–જેના સો કકડા થયા હોય એવું. વચ્છ [પ્રા.; સં. वत्स]–વાછડું. (૧૧૮) કહીઇ [પ્રા. कआ, कय, कइया, कइ, સં. कदा]–ક્યારે; પૂર્વ પં. ૮૨માં કિહી રૂપનો પ્રયોગ છે. તાહારૂં ચાલવૂં મુઝ નવિ ગમિ–જેથી અને વિલાસવતીને સરખા અનિષ્ટના ભણકારા થાય છે. વિરહ [સં.]–વિયોગ.

## કડવૂં ૭

૧–૧૬. (૧) ઉત્તુરણૂં વિશે. [સં. उत्त्वर् પ્રે. ઉતાવળ કરાવવી; उत्त्वरण ઉતાવળ કરાવનારૂં]–ઉતાવળૂં. હાથપ્રતમાં આતુરનૂં પાઠ છે, તે બંધ બેસતો નથી; તેથી નવો પાઠ કલ્પ્યો છે. (૨) મન નથી માનતૂં–મન રીઝતૂં નથી, રાચતૂં નથી. (૩) વૈશંપાયન માટિ–વૈશંપાયનના કારણથી. (૭) દિગ્વિજય થકા [दिग्विजयस्थिताः]–દિગ્વિજયસંબદ્ધ, દિગ્વિજય લીધેના, દિગ્વિજય લીધે. ધામા 'તા–આ સંક્ષિપ્ત પ્રયોગ ભાલણ બહુ વાપરે છે. હવડાં [પ્રા. अहुणा, સં. अधुना]–હવણાં. અનુનાસિકનો વર્ગીય ત્રીજો વ્યંજન થયો છે, તે ધ્યાનમાં લેવા જોગ છે. (૮) આવીશિ–હું આવીશ. ભવિષ્ય કાળના પહેલા પુરુષ એકવચનના સ્વામિ ઉપરથી માગધી

તથા શૌરસેની પ્રાકૃતમાં ધ્રિણમિ, તે ઉપરથી મહારાષ્ટ્રીમાં ર્ત્ત અને તે ઉપરથી અપભ્રંશમાં દ્રિત્તઉ પ્રત્યય ઉતરી આવ્યો છે. તેના અંત્ય વર્ણનો લોપ થવાથી જૂની ગૂજરાતીમાં શિ થયો છે; જુઓ ઉ. કા. ૬, ૮૨ ઉપરની ટિપ્પણી. નીઝર્ણું ન. [પ્રા. णिज्झरण ન.; સં. निर्झर પું. ઝરો, ઝરણ, निर्झरिणी સ્ત્રી. નદી. સં. क्षर् ઝરવું ઉપરથી]–નદી. (૧૨) મહીભાર–યુવરાજ તરીકે રાજ્ય ચલાવવાની જવાબદારી. રાજ્વિહિવાર–રાજકારભાર. (૧૩) તિહ પ્રજા પાલી...સંતોષ્યા સવિ લોક–વસ્તુસ્થિતિ ભાલણની નજર બહાર રહી જણાય છે. યુવરાજ થયા પછી ચંદ્રાપીડ દિગ્વિજયે નીકળ્યો હતો અને વિજય કરી તરતમાં જ ઘેર આવ્યો હતો. એને યુવરાજ તરીકે રાજકારભાર ચલાવવાનો અને પ્રજાને સંતોષ આપવાનો સમય પૂરતો મળ્યો જ ન હતો. પુલિનનું કથન આજુ ઉપર મૂકી ભાલણે પોતાના તરફનું આ જે ઉમેર્યું છે, તે ભૂલ ભરેલું છે. (૧૪) એણી પિરિ...કહી નિ આજ્ઞા દીધી રાય–રાજાનું સંભાષણ જે ભાલણે અહીં એકદમ આટોપી લીધું છે તે ઠીક કર્યું નથી. (૧૫) દીહાં–પ્રધાન અને પ્રધાનપત્ની 'દીહાં' ક્રિયાનાં કર્મ તરી કે અધ્યાહાર છે. આશી [પ્રા. आसी, સં. आशिस्]–આશિષ. (૧૬) શીખ કરી–મનોરમા અને શુકનાસે ચંદ્રાપીડને શીખ દીધી, વૈશંપાયનને તેડી લાવવાને જવાની રજા આપી. ઊતાવલિ સ્ત્રી.–ઉતાવળ, ત્વરા. અંતર્ગત–મનમાં.

૧૭–૨૩. (૧૮) ગવ્યૂતિ સ્ત્રી. [સં.]–ગાઉ, કોસ, બે માઇલ. ગ્રામ–ગ્રામની કલ્પના ભાલણની છે; મૂળમાં ગ્રામનો નિર્દેશ નથી. (૧૯) નિશા શેષ–રાતનો બાકી રહેલો ભાગ. નિસ્તરિયુ [સં. निस्तृ–निस्तर् ઓળંગવું]–વટાવી દીધો, ગાળ્યો. (૨૧) જાશિ તનનું પિત્ત–ભાલણે અહીં વૈદ્યવિદ્યાનો પરિચય બતાવ્યો છે. પિત્ત શમાવવાનાં સાધનમાં स्त्रीगात्रसंस्पर्शन પણ ગણાવેલ છે; જુઓ शब्दकल्पद्रुममां पित्त શબ્દ ઉપરના નિવેચનમાં પિત્તપ્રકોપના અને પિત્તશમનના શ્લોક. (૨૩) તાતડ [સં. ताप]–તડકો. મૂળમાં अचेतितक्षुत्पिपासातपश्रमोज्जागरव्ययः છે; તેનો પૂરેપૂરો અર્થ સમાવવો હોય, તો 'ભૂખ તરસ શ્રમ તાપ અનિદ્રા ગણિ નહિ તિલમાત્ર' એમ ઉત્તર પંક્તિમાં અને 'દિન રાતિ' બદલ 'દિન રાત્રિ' પૂર્વ પંક્તિમાં વાંચવું જોઇયે.

૨૪–૩૨. (૨૪) જલદાગમ પું. [સં. जलद પું. વાદળ, आगम પું. આવવું તે]–વાદળાં ચડી આવવાં તે, વર્ષાકાળ. દુર્ઘટ–મૂળ અર્થ અશક્ય, તે ઉપરથી અહીં અર્થ સહેવો અશક્ય, વસમો. (૨૫) વિરહાતુરનિ કાલપાશ–વિરહના રોગે પીડાતા (આતુર) ને જમના પાશરૂપ, તત્કાળ જમપુર દસડી

જનાર. કામકુંજરમદધાર–મદ ઝરવા માંડતાં હાથીનો ઉન્માદ વધે છે, તેમ વર્ષાકાળની જળધારા વરસવા માંડતાં કામનો ઉન્માદ વધે છે, એવું રૂપકનું તાત્પર્ય છે. પ્રોષિત પું. [સં.]–પ્રવાસે નીકળેલો, પ્રવાસી. વજ્રાકાર–વજ્ર જેવું દુર્ભેદ્ય. પ્રોષિતનિ લોહનુ પંજર–ઘર ભેગા થવા ઇચ્છતા પ્રવાસીને વાટમાં પૂરી રાખનારા પાંજરારૂપ. (૨૬) અંધકારરૂપે અસિ સરખુ૦–પસરતા અંધકારના રૂપમાં વિજોગીની કતલ કરનારી તરવારરૂપ અને વીજળીના ઝબકારાના રૂપમાં તેમને બાળીને ભસ્મ કરનારા અગ્નિરૂપ, અગ્ન્યસ્ત્રરૂપ. સરખુ બોલ અહીં આરોપબોધક છે. પ્રાવૃટ [સં.]–વર્ષા. (૨૭) કામનાં બાણ જાણીઇ બિંદુ પડિ૦–તીરની સંભાવના જળબિંદુમાં ન થાય, જળધારામાં થાય; તે જોતાં બાલણે બિંદુ બદલ ધારા બોલ યોજવો જોઇતો હતો. (૨૮) શ્રેણિ સ્રી. [સં.]–હાર. માનસરોવર જતા હંસ પ્રવાસીને પોતાના ઘરની, વીજળી પત્નીની અને પુષ્પનો સુવાસ વિલાસની સ્મૃતિ આપી વ્યાકુળ કરે છે. કેતક ભલ્લાકાર–કેવડાના દોડા ભાલા(ભલ્લ)રૂપ નીવડે છે. (૨૯) બાધિ–બાધા કરે છે, પીડે છે. (૩૦) કુડ્મલ પું. [સં.]–ખીલતી કળી. ચંપક નિ કદંબ–આ બોલનો સંબંધાધિકારનો પ્રત્યય લુપ્ત છે; તેમનો અન્વય કુડ્મલ સાથે છે. ગૂઢ કરિ– ઢાંકી દે છે. (૩૧) દાદુર પું. [સં. દર્દુર]–દેડકા. બંધુજીવ–બપોરિયાં, ગુલ્લાલા. કામરંગ–કામની ચટકી.

૩૨–૩૯. (૩૨) નિર્વૃતિ–મનની શાંતિ, સ્વસ્થતા. મનિ ન આણિ–લેખવતો નથી. મૂઢ પંથ તાણિ–લાંબો પંથ વહે છે, લાંબી મજલ કરે છે. (૩૩) ક્રમિયા [સં.]–ઓળંગ્યા, વટાવ્યા. (૩૫) વાત કરંતાં હરખૂં–એના રૂડા સમાચાર કહો, જેથી હું ઉદ્વિગ્ન બન્યો છું તે હરખ પામું. પાઠ સ્હેજ બદલવો પડ્યો છે. (૩૬) બાર્હિતનું કારણ–મુકામ કરીને રહ્યાનું કારણ; મં. ઉપવિષ્ટનો એક અર્થ મુકામ કરવો થાય છે. ટલસિ [સં. તૂતર જવું; સરખાવો હિં. टहलाना]–જશે. (૩૭) હદિઉ–આગ્રહી. યોધ–યોદ્ધો, વીર પુરુષ. (૩૮) સાસુ થવુ–ખોટો ન નીવડવો, સફળ થવો. કહ્યિ–મારા કહ્યાથી. પિરિ–હકીકત, વૃત્તાંત. (૩૯) વાંછા–મનકામના, ઇચ્છા.

૪૦–૪૫. (૪૦) ચલાવ્યુ–વદાય કર્યો, મોકલ્યો. હૂં પૂંઠિ આવ્યુ તમ ઇમ કહીનિ—હું તમારી પૂંઠે આવ્યો (તત્કાળ આવીશ), એમ કહીને; જુઓ મૂળ अनुपदमेव......आगत एवाहम् इत्यादिश्य. ભાવી સાખ્યાતરપાયન ક્રિયાને સિદ્ધ રૂપે વર્ણવી અવિલંબ સૂચવવાની રૂઢિ ધ્યાનમાં લેવા જેવી છે. એ વર્તમાન ગૂજરાતીમાં પણ પ્રચલિત છે. વૈશંપાયન મયુ સાંભલ્યુ અચ્છોદ સરનિ તીર—અમે અચ્છોદ સરોવરની પડોશમાં પહોંચ્યા ત્યારે

વૈશંપાયન તો ત્યાંથી ગયાનું અમે સાંભળ્યું. છાવણી પણ ઊપડી ગયેલી જોઈને મેઘનાદ આદિએ વૈશંપાયન ઉજ્જયિની ગયાનું માની લીધું લાગે છે. બ્રાહ્મણનો પાઠ હાથપ્રત Bને મળતો. વાર્તિક ચોવટ્યા હોય એમ સંભવે છે. (૪૫) મધ્યિ વાસા ચાર–હું (મેઘનાદ) જ્યાંથી પાછો ફર્યો તે સ્થળ અને અચ્છોદ સરોવર વચ્ચે ચાર મજલનો પંથ હતો; જુઓ મૂળ त्रिचतुरैः प्रयाणकैरप्राप्त एवाच्छोदं.....निवर्तितोऽस्मि । વાસા–મુકામ, પડાવ. અહરુ વિશે. [પ્રા. अह्द, સં. अदस् આ]–આ પાસે.

૪૬-૫૮. (૪૮) પલાય [પ્રા. पलाय, સં. पलाय् (परा+अय्) ભાગવું, નાસવું]–પળે છે, જાય છે. વિરહ [સં.]–મૂળ 'અર્થ' વિયોગ, તે ઉપરથી અહીં અર્થ વિયોગની પીડા. (૪૯) મદનવહ્નિ–કામાગ્નિ. ફેહોરાં [સં. प्रवत्; સ્વાર્થે ર પ્રત્યય]–વરસાદના છાંટા; જુઓ ફરફર. (૫૦) પ્રેતપુરી–જમપુરી. સિદ્ધચંદ્ર આ પાઠાંતર આપે છે, પણ સ્વીકારે છે તો प्रेतपति પાઠ; અને બેશક એ પાઠ વધારે સારો છે. પ્રત્યંચા [પ્રા. पइचा; पडिअच એંચવું ઉપરથી]–પણછ. પ્રાકૃત બોલ पइचा ગૂજરાતીમાં પ્રત્યંચા રૂપે સંસ્કારી લીધો જણાય છે. अमर અને अभिधानचिन्तामणि માં प्रत्यचा બોલ છે નહિ. (૫૧) ખદ્યોતો–આગિયા. હાથપ્રતમાં ખતકજીવ પાઠ છે; પરંતુ ખતક અને અગ્નિમાં કંઇ મળતાપણું નથી. તેથી મૂળને અનુસરી પાઠ સુધારી લીધો છે. ભ્રમરશ્રેણી–ભમરાની હાર. હીંસિ [સં. हिंस्]–હણે છે, જીવ લે છે. (૫૨) પ્રેતપતાકા સરખી . બગ પંક્તિ–પુલિને વર્ષાઋતુમાં પ્રલયકાળનો, કામદેવની ચડાઈનો અને યમરાજાની સવારીનો, એમ ત્રિધા ઉપચાર કર્યો છે; તે પૈકી ત્રીજા ઉપચારના અંગ તરીકે બગલાંની હારને યમ રાજાના પ્રેત સૈનિકના હાથમાંની પતાકા સાથે સરખાવી છે. ઉક્ત ત્રિવિધ ઉપચાર મૂળમાં અને અનુવાદમાં અવ્યવસ્થિત છે. (૫૩) વાટ ગાહી નિ—વાટ ઓળંગીને. સંસ્કૃત अवगाह् મૂળ ઉપરથી ગૂજરાતીમાં આવતાં ઉપસર્ગનો લોપ થયા બાબત જુઓ પૃ. કા , ૧૧, ૯૨, વધારી ઉપરનું ટિપ્પણ. બિમણુ દુઃખવિભાગ—અચ્છોદે ન્હોયતાં ચંદ્રાપીડને બમણું દુઃખ સેવવાનું થયું. બિમણું [પ્રા. बिउण, સં. द्विगुण]–બમણું. અંત્ય અનુનાસિકની અસરથી ઓષ્ઠ્યસ્વરનો અર્ધસ્વર બદલ અનુનાસિક થયો છે. વિભાગ [સં. वि વિશેષે કરીને, भज् સેવવું]–સેવન, વેઠવું તે. તડાગ [સં.]–ખણાવેલું, બંધાવેલું જળાશય; સરોવર. (૫૪) શીખામણુ–શાસન, આજ્ઞા. ગહન ન. [સં.]–ઝાડી. કૂલ ન. [સં.]–પાળ, કિનાર. (૫૬) પત્રલેખાથી સાંભલ્યુ–પત્રલેખાને મુખે સાંભળ્યો. (૫૭) એતખીન યયુ–

અદૃશ્ય થયો, જોવામાં ન આવે એમ કહીંક ભરાઈ બેઠો. શિ–શે, શાથી, કેમ. રિહિવાનૂં કિહી સ્થાન–એ ભરાઈ બેસવાનૂં સ્થાન ક્યાં હશે ?

૫૯–૬૮. (૬૦) લાભિ [પ્રા. लब्भ, સં. लभ् કર્મણિ. પ્રાપ્ત થવૂં] –મળે. મર્મ–ગૂઢ વાત, ભેદ. (૬૧) અચ્છ–સ્વચ્છ. પરિધાન ન. [સં.]–પોશાક. (૬૨) તનુ [સં.]–શરીર. (૬૩) અતિ વાઇ હણી લતા–અત્યંત પવને દુર્દશા પામેલી વેલ. મૂળમાં નીચા મ્હોએ આંસુ ઢાળતી અને ધ્રૂજતી મહાશ્વેતાને તાજી બેઠેલી વર્ષાઋતુના પ્રચંડ પવને જેનો શિરોભાગ નીચો નમ્યો છે એવી, પાંદડે પાંદડે પાણી ટપકતી અને આમનેમ હાલતી વેલ સાથે સરખાવેલ છે. ભાલણે તે સુંદર ઉપમા અનુવાદમાં ટૂંકાવી છે. (૬૪) નારિ–આ શબ્દે વક્તાને વ્હાલી કાદંબરી અભિપ્રેત છે. (૬૫)–આ કડી ભાલણે પોતાના તરફથી ઉમેરી છે; મૂળમાં નથી. નહિ તુ પત્રલેખાઇં–બાકી તો, પત્રલેખાએ કહ્યૂં હોય, અને મારૂં અહીં આવવાનૂં એણે જાણ્યૂં હોય, તેણે કરીને એ આનંદ પામી હોય. કડીનાં પહેલાં બે ચરણમાં સાહાય્યકારક હોય ક્રિયાપદ અધ્યાહાર છે. આવેવૂં મૂળે અકર્તરિ (passive) વિધ્યર્થ કૃદંત છે તેથી અકર્તરિ રચના અનુસાર તૃતીયામાં 'માહારિ'નો પ્રયોગ છે. (૬૬) ભિન્ન રિદિ–તેનૂં હઇયૂં ચીરાયલૂં બને છે, ચીરાઈ જાય છે. ખડિ [પ્રા. खल, સં–स्खल्]–પડી જાય છે. આખડિ [સં. आस्खल्]–ઠોકર ખાય છે. દયા–અંતરની લાગણી. (૬૭) મોહ–બેભાન હાલત, મૂર્છા. શિલાતલ પાસિ દારિ–સપાટ પત્થરના પાસેના સ્થળે. (૬૮) ઘન જુઇ–ઘણી વાર સુધી જુએ છે, નજર માંડી રહે છે.

૬૯–૮૧. (૬૯) મન્યુ પુ. [સં.]–શોક. સંવરી [સં. संवृ–દાબવૂં.] –દાબીને, રોકીને. ગદ્‌ગદ કંઠિઇ નવિ બોલાંઇ–આ ગર્ભવાક્ય છે, માટે કૌંસમાં મૂકયૂં છે. સાંભલિ–તૂં સાંભળ; રૂપની વ્યુત્પત્તિ બાબત જુઓ પૂ. કા., ૨, ૬૩, મારિ ઉપરનૂં ટિપ્પણ. (૭૦) વરાકી [સં.]–બિચારી. દાધી [પ્રા. दड्ढ, સં. दग्ध બળેલૂં]–દાઝેલી. (૭૧) સાંભલસુ, જાસિ–ભવિષ્ય કાળના રૂપાખ્યાન બાબત જુઓ પૂ. કા., ૧, ૭૫, મેહેલીસિ ઉપરનૂં ટિપ્પણ. (૭૨) વિદીર્ણમન–જેનૂં મન ચીરાયૂં હતૂં એની. મન ચીરાવાનૂં કારણ ઉત્તર પંક્તિમાં ગણાવેલાં કામમાંથી એકે ન થયૂં તે જ છે. (૭૩) સંતોષ્યુ નહિ–પ્રિય સાથી સુખ ઉપજાવ્યૂં નહિ. ક્રીડ ત્રી [સં. व्रीडा]–લજ્જા, શરમ. (૭૪) વેદના–કામની પીડા. ઉવેખી નિ મેહેલી તેહ–કાદંબરીને થતી કામની પીડાને મન પર ન લેઈ ... તેને છોડીને અહીં (૭૫) લાગિ–લાગલાં, તરત જ. હેત [સં. हेतु]–કારણ. સંકેત–...

શબ્દમાં, સંક્ષેપમાં. (૭૬) વિવેક-વિગતથી, સ્પષ્ટપણે. કુમાર-કાર્ત્તિકેય. (૭૭) તરલ-ચંચળ. નીમમ્યૂં-ગુમાવેલું. (૭૮) પ્રકાશિ-ખુલ્લી રીતે. (૭૯) પ્રાર્થના કાંમ-પ્રાર્થના કરવા કાજે. અંબુજ સમાન-કમળના જેવાં; એ નેત્રનું વિશેષણ છે. (૮૦) સંભારિ છિ હાર્યૂં યથા-ને જાણે (યથા) કંઇક ખોવાયલું સંભારતો હતો (૮૧) જાણી મત્ત-તે જાણે ગાંડો (મત્ત) હોય તેવો દેખાતો હતો. વિયોગી જિશુ આતુર તિશુ-જેવો વિયોગી દુખિયો હોય તેવો દુખિયો તે જણાતો હતો. સંનિધાન ન [સં.]-સામિપ્યમાં, પાસે.

૮૨-૮૮. (૮૨) ગતિ-હાલત, બનાવ. ગજગામિની-હાથીની માફક ચાલતી. (૮૪) દેશ-પ્રદેશ, સ્થળ. (૮૫) મુઝ મનિ તે થાઇ છિ દાઝિ તૂં જે૦-તૂં જે બધું કષ્ટ ભોગવે છે તેની મારા મનમાં બળતરા થાય છે, તેથી મારું મન દાઝે છે. દાઝિ સ્ત્રી [પ્રા. दज्झ, સં. दह् કર્મણિ. બળવું]-બળતરા, પીડા. બાઝ વિશે. [પ્રા बज्झ, સં. बद्ध]-બધું, સામટું. હાથપ્રતમાં ભ્રમથી બાજ્ઞ પાઠ આપ્યો છે. (૮૬) મિથ્યા કોકિલ સુર ઉચ્ચરિ-હાથપ્રતનો પ્રશ્નાત્મક પાઠ પ્રક્રમનો ભંગ કરે છે, તેથી સ્હેજ ફેરફાર કરવો પડયો છે. સુર શબ્દ અહીં પંચમ સ્વર માટે છે. કલ્હાર-ધોળું કમળ. રાતાં ભૂરાં અને ધોળાં એમ ત્રણ રંગનાં કમળ થાય છે. ધોળા રંગના કમળનું એક નામ કલ્હાર છે. ગુંજાર [સં. गुञ्जारव; સરખાવો દેશ્ય ઉપરથી હીસાર ]-ગણગણાટ, ગણરવ. (૮૭) જ્યોતસ્ના [સં. ज्योत्स्ना]-ચાંદની. સ્રવિ [સં. स्रु ઝરવું ]-ઝરે છે. નિ [અપ.]-જ, નક્કી. (૮૮) મેઘાડંબર પું. [સં.]-મેઘગર્જના.

૮૯-૧૦૧. (૯૦) વામ [સં.]-ભૂંડું, હીણું. વિણુ પૂછિ [સં. पृष्टेन विना]-પૂછ્યા વગર. 'વિના, વિણુ, વણુ'ના યોગમાં તૃતીયાનો પ્રયોગ સંસ્કૃતમાંથી ઉતરી આવ્યો છે. (૯૨) મન ફિરિ-મત ચલિત થાય છે. (૯૩) અકલ્યાણ ન. [સં.]-અમંગળ. અનિષ્ટ, અનર્થ. (૯૪) ભવિતવ્યતા-ભાવી નિર્માણ, બનવા કાળ. અનુસરી રહ્યુ-વળગી રહ્યો, પીછો છોડયો નહિ. આશરી [સં. आश्रि આશ્રય લેવો]-વાસ કરીને. (૯૫) કામ શરઘાત-બાણના પ્રહાર કાજે (કામ), બાણ જેવાં કિરણથી વિરહીને વીંધવાને. (૯૬) આણી સ્ત્રી.-આ; સરખાવો સ્ત્રીલિંગરૂપ તેણી અતિશિ શીત સુગંધ જ કાય-શરીરે બહુ શીતળ લાગતા અને સુવાસિત. (૯૭) પુંડરીક નવિ માન્યુ નેહ-પુંડરીક સાથે મેં સ્નેહનું સુખ ન માણ્યું. સાહચર્ય અર્થમાં તૃતીયાનો પ્રત્યય અહીં લુપ્ત છે. (૯૯) વિધાતા-બ્રહ્મા. (૧૦૦) કરુણા રહિતિ-એ દયા વગરના પુંડરીકે. હું એહવા અનેકિ જ

ધઈ૰—એવાં એવાં અનેક વાનાં હું મનમાં આણ્યા જ કરતી હતી, અને મારી મેળે સંકલ્પો કર્યા કરતી હતી.

૧૦૨-૧૨૧. (૧૦૨) રોમાંચિત [સં]–રુવાં ઊભાં થયાં હોય એવું. રોમાંચમાં કામદેવનાં બાણ શરીરમાં પેઠાની સંભાવના કરી છે. (૧૦૩) ગુરુ-ભારે, અત્યંત. સ્તંભ-ભય અને સંકોચથી જડ બની જવું તે, જડતા. વિવેક-યોગ્યાયોગ્યની સમજ. વિવેકમાં અહીં દોરડાંના બંધની સંભાવના કરી છે. મજ્જન કાર્ય [સં.]–સ્નાનવિધિ. (૧૦૫) આશા-આશાએ. (૧૦૮) ત્રાહિ [સં.] બચાવી લે, ઉદ્ધાર કર. (૧૦૯) કુસુમબાણુ-કામદેવ. (૧૧૨) જિહ્વા [સં.]–જીભ. નાહાનુ થકુ-ન્હાનો છતાં, ન્હાનપણમાં જ. નાહાનુ [ મ. લ્હાન; પ્રા. લ્હ્ણ્હ, સં. શ્લક્ષ્ણ અલ્પ ]–ન્હાનો, બાળક. (૧૧૩) જલ માંહિ તૂં શિ નવિ બૂડુ૰—મૂળમાં અહીં મનુષ્યનાં સારાં નરસાં કર્મનાં સાક્ષી પંચ ભૂતકૃત શાસનનો તર્ક છે, તે ભાલણે પલટી નાંખ્યો છે. (૧૧૪) વિરૂપ [સં.]–ભૂંડું. બાળક થી–બાળક છતાં, બાળક હતો ત્યારે. (૧૧૫) વિભચાર–વ્યભિચાર. (૧૧૬) સ્વામી–વડીલ; જુઓ પૃ. કા., ૧૪, ૪૯–૫૭. સકલ લોકના સાખી–જુઓ म. स्मृ. ।८।८६। द्यौर्भूमिरापो हृदयं चन्द्रार्काग्नियमानिलाः । रात्रिः संध्ये च धर्मश्च वृत्तज्ञाः सर्वदेहिनाम् ॥ પરમેશ્વર–મોટા દેવ. (૧૧૭) તેણિ સતિ–તે સત્યના અથવા સત્ત્વના પ્રભાવથી. જાતિ માંહાં એહની–એના જેવાને ઘટે એવી શુકજાતિમાં. હાથપ્રતનો પાઠ અસ્પષ્ટ હોવાથી મેં સ્હેજ બદલ્યો છે. (૧૧૯) કર્મ-પૂર્વ ભવનાં અશુભ કર્મ. સામર્થ્યિ-બળે, પ્રભાવથી. (૧૨૦) છેદિ–છેદાથી, કાપ્યાથી. (૧૨૦) પરિજન–વૈશંપાયનના સેવક.

કડવું ૮

૧-૨. સાંભલૂં, રાય, થયુ૰—હે રાજા ! એ આક્રંદ મેં સાંભળ્યું અને મનથી વિચાર્યું કે આ તો ગજબ થયો ! વૈશંપાયન મિત્ર તમ–આ મેં મૂળને અનુસરી કલ્પેલો પાઠ છે; હાથપ્રતમાં તો પુંડરીકનુ મિત્ર થમ છે. સૂઝી નહિ દિશિ એક પ્રકાશિ-ખુલ્લી રીતે તે, જેને એકે દિશા સૂઝતી ન હોય એવી, અર્થાત્ લાચાર જેવી જણાઈ; અને નિસ્તેજ મુખે તેણે નિશ્વાસ મૂકયો.

૩-૨૧. (૩) ગલી ગયુ–ગરી ગયો, બૂડી ગયો. ફિરિઉ નયન-તેની દષ્ટ બદલાઈ ગઈ, અર્થાત્ શોકમગ્ન બની. (૪) બલ થાં ૫–સબળ પ્રયત્ન કર્યો છતાં એ. સત્તાર્થ અધિકારી થાં બાબત જુઓ ઉ. કા., ૨, ૨૪,

સત્તાર્થં વિકારી થતું ઉપરનું ટિપ્પણુ. વિરહ અનુસરી–વિજોગ સેવી રહી, વિરહ વેઠયા કરી. (૫) સેવા નવિ થાઈ–સેવા ન થઈ; જુઓ મૂળ ન પ્રાપ્તં દેવ્શઃ कादम्बर्याश्चरणपरिचर्यासुखम् । મૌલિક આકાર ટૂંકાવ્યા વગરનું થા ધાતુના ભૂતકાળનું આ રૂપ ધ્યાનમાં લેવા જેવું છે. અત્યારે આપણે આકાર ટૂંકાવી થયો થય વગેરે રૂપ વાપરિયે છિયે. જન્માંતરિ તમ્હો કરજ્યો...કાદંબરી મિલવા પરપંચ–મારૂં મરણુ થયાથી કાદંબરી પ્રાણુ ન તજે એમ તમે કરજો, જેથી હું બીજે જન્મે એને મળી શકું. (૬) તમ પસાઇ પામીશ સહી–તમારા એ અનુગ્રહથી હું જરૂર કાદંબરીને પામીશ. વિકલ થયું તાં તેનું મુખ–ચંદ્રાપીડનું મ્હોં, જેનું ચૈતન્ય ઊડી જતું હોય એવું, અર્થાત્ ગતચેતન થયું; તેની મુખકળા બદલાઈ ગઈ. (૭) જિમ રહ્યુ 'તુ ત્યમ અડવડયુ–તે બેઠો હતો તેવો જ ગબડી પડયો. અડવડયુની વ્યુત્પત્તિ માટે જુઓ પૂ. કા., ૬, ૪ ઉપરનું ટિપ્પણુ. નિશ્ચેતન [સં.]–ચેતના રહિત, મુએલો. (૯) તેજ–કાંતિ, મુખકળા. ગ્રીવા–ડોક, ગરદન. ચેતન નવિ કરિ–ચૈતન્યની ચેષ્ટા કરતો નથી, ચૈતન્ય દર્શાવતો નથી. (૧૦) કંન [પ્રા. कण्ण, સં. कर्ण]–કાન શ્વાસ કરિ નહિ હૃદયવિભાગ–અહીં હૃદય બોલ શ્વાસ ક્રિયાથી ઉપસતી અને બેસતી છાતી સમજને માટે છે; રુધિરાભિસરણપ્રયોજક હૃદય (Heart) અવયવને માટે નથી. (૧૧) એવ–સતર, એકાએક. (૧૨) ચેષ્ટા રહિત થઈ તે કાય–તે સર્વનામ મહાશ્વેતા માટે છે. ઉત્તર પંક્તિ પણુ તેને જ માટે અભિપ્રેત છે. (૧૩) શાપિણી–લોકના શાપ માથે લેનારી. (૧૪) આશા રહિત–નિરાશ. હાર–ધામ, આવાસ. લક્ષ્મી–રાજલક્ષ્મી. (૧૫) દાનકથા રહી–મરનાર ચંદ્રાપીડ જેવો કોઇ દાનશીલ છે નહિ; લોક કોના દાનનાં વખાણુ કરે? ધુર [સં. धुर्, धुरा]–રાજ્યની ધૂંસરી, (૧૬) અપુત્રિણી–પુત્ર વિનાની. માતા પિતા૦–અહીંથી મૃત ચંદ્રાપીડને સંબોધીને ઉક્તિ છે. અવરિ રાજન–બીજા રાજાઓ. (૧૭) એકલુ સજી–એકલો મનથી નિર્ધારીને. હૃદય ઊતરી ગયું–મન ઊડી ગયું, ખ્હાલ જતું રહ્યું. (૧૮) મન કીજિ–ભાવ રાખો; મન શબ્દ અહીં ભાવ, પ્રીતિના અર્થમાં છે. (૧૯) વિણુ મોકલાવિ જઇઇ નહિ–તમારી શીખ વગર અમે જવાના નથી. મોકલાવવું [પ્રા. मुकल, સં. मुक्त]–મોકળા કરવા, શીખ આપવી; જુઓ કાન્હડદે પ્રબંધ, ૨, ૧૫૦, મોકલામણી (=શીખ). વિણુ મોકલાવિ પ્રયોગ બાબત જુઓ ઉ. કા., ૭, ૯૦, વિણુ પૂછિ ઉપરની ટિપ્પણી. કિસી [પ્રા.किहं, कहं; સં. कथम्]–શી રીતે. અનાથ–નાથ રહિત બનેલા. (૨૦) હેવારવ પું. [સં.]–હણુહણાટ. ખડતાલ

પું. [સં. खुर ખરી, ઘોડાના પગનો દાબડો; ताल પું. પ્રહાર, સં. तड्, ताड् પ્રહાર કરવો]–દાબડાના પ્રહાર. ભૂમિ ઉદ્દરિ–ભોંય ખોદી નાંખે છે. હણહણાટ અને દાબડાના પ્રહાર ઈંદ્રાયુધની પ્રયાણ કરવાની અધીરાઈ દર્શાવે છે. (૨૧) કોલાહલ–કળાહોળ.

૨૨–૩૦. (૨૨) ઉલ્લાસ પું. [સં.]–(૧) હર્ષ, આનંદ; (૨) ઊછાળો, જુઆળથી દરિયાનું પાણી ચડવું તે. સમુદ્રની ભરતી (વેલિ) જેમ ચંદ્રના ઉદયના વર્તમાને ઉલ્લાસ (ઊછાળો) પામે છે, તેમ કાદંબરી ચંદ્રાપીડના આગમનના વર્તમાને ઉલ્લાસ (આનંદ) પામી. મૂળમાં ઉપમાના પોષણ માટે દ્વિઅર્થી हल्लासिनी બોલ છે તેને અનુસરીને કાદંબરી અને ભરતી બંનેને લાગુ પડનો ઉલ્લાસ પાઠ મેં અહીં મૂક્યો છે. હાથપ્રતનો આનંદ પાઠ બંનેને લાગુ પડે એવો નથી. વેલિ શ્પ બાબત જુઓ ઉ. કા, ૪, ૪ ઉપ-રની ટિપ્પણી. (૨૪) રંગિ–આનંદ ભેર, ઉમંગમાં. શૃંગાર સાર્યો–શણગાર સજ્યા. (૨૫) સુરભિ–ખુશબોદાર. સુરસાલ–બહુ મજાનો. (૨૬–૩૦) ભાલણે અહીં મૂળમાં કેટલોક ફેરફાર કર્યો છે. કાદંબરી ચંદ્રાપીડને મળવાને ઘેરથી નીકળે છે. પણ તેનું અણપતીજિયું હૃદય એક ક્ષણ એમ માને છે કે એ આવશે જ નહિ. અન્ય ક્ષણે, પત્રલેખા ખોટું કહે નહિ–ચંદ્રાપીડ આવશે જ, એમ માની એની સાથે અબોલા લેવાનો સંકલ્પ કરે છે. પણ તેમ કર-વાથી રખેને તે ખોટું લગાડી ચાલ્યો જાય એ ભયે તેને હરેક રીતે સમજા-વીને રાખવાનું એની એ કાદંબરી કહે છે. આ ભાવશાબલ્યનો દૃષ્ટાંત છે. (૨૭) સંભારુ હિમગૃહ મુઝારિ૦–જુઓ પૂ. કા., ૨૫, ૧૯–૨૩ વક્રવચન–વ્યંગ, દ્વિઅર્થી વાણી. માહારી અવસ્થા માનિ નહીં, મરણ લગિ જુ પામૂં સહી–જો હું મરણપર્યંત અવસ્થા પામું, અર્થાત્ મોતની અણી ઉપર હોઉં, તોપણ એ અવસ્થાની વાત ચંદ્રાપીડ માને નહિ. (૨૮) સાઝિ [સં. साध् સાજા કરવું; જુઓ साध्य, असाध्य]–સાજી, સ્વસ્થ. (૨૯) તિ જ ઉલંભુ દેવુ નાથ–મારા પ્રાણનાથને એની કઠોરતા બાબત મારી વતી તારે જ ઠપકો દેવો, તું જ ઠપકો દેજે. મિંહ તે સાથિ નવિ બોલાય–અંતઃક્ષોભને લીધે મારાથી એની સાથે બોલાશે નહિ. યદ્યપિ [સં.]–જો કદી ને. (૩૦) અનુનય–મનામણાનાં વચન. ખેદ–થાક, શ્રમ.

૩૧–૩૭ (૩૧) અદ્ભુત–અવનવું, ચમકાવનારું. (૩૨) ગતપ્રાણ–જેનો શ્વાસ ચાલતો નથી એવો. મૃત–મરણ પામેલો (૩૩) ઝાલી–આ ક્રિયાપદ સં. ધાર્ ઉપરથી દંત્ય બદલ તાલવ્યના વિધાનથી નીપજ્યું છે, તે ધ્યાનમાં લેવા યોગ્ય છે. (૩૪) મંદ–ઝાંખી કાંતિવાળી, નિસ્તેજ. (૩૫) મૂઢ–દિઙ્મૂઢ,

શન્યકાર. દૃષ્ટિ સ્તંભી રહી–નજર ઠેરવી રહી. સ્તંભ ક્રિયાપદમાં અહીં મૂળ થંભવાનો નહિ, પણ પ્રેરક થંભાવવાનો અર્થ છે. (૩૬) નીસાસુ જાણી વીસર્યું, અથવા મન્યુભાર ઉરિ ભર્યું–દુઃખ આવી પડે ત્યારે મનુષ્ય નીસાસો મેલે છે, જેથી હૃદય કંઇક હળવું થાય છે. કાદંબરી તો તે ઘડીએ એવી સ્તબ્ધ બની ગઈ હતી કે નીસાસો પણ મૂકવાનું જાણે ભૂલી ગઈ. અથવા તો શોક(મન્યુ)ના ભાર નીચે દબાઈ ગયેલું તેનું હૃદય નીસાસો મૂકી જ શક્યું નહિ. જુઓ મૂળ निश्वसितुमपि विस्मृतान्तर्मन्युभार-निःस्पन्देव ।. હાથપ્રતમાં ઉત્તર ચરણ ‘અથવા ક્રોધ તે ઉપરિ ધર્યુ’ એ રીતનું છે. તે જોતાં એમ જણાય છે કે ભાલણે મૂળમાંના मन्यु શબ્દનો અર્થ ક્રોધ લીધો હશે. પરંતુ એ અર્થ અહીં અસંગત છે. સિદ્ધચંદ્ર શોક અર્થ આપે છે, તે જ બરાબર છે. સબબ મૂળને અને ટીકાને અનુસરી અનુવાદમાં પાઠ સુધારી લીધો છે. અરુણ વદન૦–જુઓ મૂળ श्यामायमानानना महोपरक्तेव पौर्णमासीनिशा ।. (૩૭) પરશુ છેદી–ફરસીએ વાઢેલી. જાણી થં લિખી, પૂતલી–તે જાણે ચિતરેલી આકૃતિ હોય, અથવા કોરેલી પૂતળી હોય તેમ.

૩૮–૪૧ (૩૮) કેત પું. [સં. कृत्या વ્યંતરી]–વ્યંતર, ભૂત. (૩૯) ઢીણુ પું. [સં. उद्धमम् પું. ઇંધણુ]–શ્વાસ રૂંધાવો તે, રૂંધણુ. ડૂમો બોલ પણ એ જ મૂળ ઉપરથી આવ્યો છે. સહસ્રિ ભાગિ–સહસ્ર ખંડે, હજાર કટકા થઈને. (૪૦) કુલ નથી–ઘર ઊખડી જશે. શું કહીઇ કથી–કથી કથીને શું કહિયે.

૪૨–૫૧ (૪૧) શ્રવણ માંહિ પિસિ–કાનમાં પેસ્યે, કાનમાં પેસતાં. હાથપ્રતમાં ‘હૃદય માંહિ વશી’ એવો પાઠ છે, તે બરાબર ન હોવાથી બદલ્યો છે. હૃદય પાષાણુ–પત્થર જેવું હૃદય. (૪૨) નવિ દ્રવિ–પિગળતું નથી. ઝાલ–જ્વાળા, ઝાળ. (૪૩) કુણ્હની શી વાત ?–કોઇની શી વાત કરવાની, મા કે બાપ કોઇનું શું કામ નામ લેવાનું, શા માટે તેમને સંભારવાનાં ? (૪૪) પામ્યૂં–પ્રાપ્ત થયું, મળ્યું. સંસ્કૃતને મળતી વાક્યરચના છે. એ આધાર ધર્યું ચિત્ત ધીર–એ આધારે મેં ચિત્તમાં ધૈર્ય (ધીર ન.) રાખ્યું, મેં અનુગમનની ઉમેદે ધીરજ રાખી તત્કાળ પ્રાણ કાઢ્યા નહિ. (૪૪–૪૫) જીવતાં પ્રુ સુખ સંભોગ૦–પિયુ જીવતા હોત તો સંગસુખ હૂં ભોગવત; તે મરતે (મુઇ) અનુમરણનો જે યોગ, તે હૂં પામી છૂં: બે એ પ્રકારે દુઃખની શાંતિ જ છે. હાથપ્રતમાં ‘બહુ પ્રકારિ’ છે, તેને બદલે મૂળને અનુસરી ‘બિહુ પ્રકારિ’ પાઠ કલ્પ્યો છે. (૪૬) ગુરુ–ગૌરવશાળી, મહત્ત્વ પામતો. હલુઉ કરું–હલકો પાડૂં. (૪૭) માય !–ઓ મારી માડી, ઓ મારી

વ્હાલી સખી ! (૪૮) હજુ ય શું રોવાનું—મારાં સર્વે દુઃખનો અંત આવે છે, તે છતાં હજુ એ મારે રડવાનું કંઇ કારણ ખરું ? (૪૯) કુલક્રમ–કુળાચાર, કુળમર્યાદા. ઉલ્હાદ–ખુશીથી. (૫૧) પિયાણુ ન. [પ્રા. पयाण, સં. प्रयाण]–પ્રસ્થાન, ગમન.

૫૨–૭૦. (૫૨) મુઝ સ્નેહ–મારી ચંદ્રાપીડ ઉપર પ્રીતિ. આણૂં–લાવું, પ્રદર્શિત કરું. કાય સૂંપ્યૂં–દેહ સમર્પ્યો છે. વાત કરજ્યુ–યુક્તિ કરજો, પ્રકાર કરજો. આ પંક્તિ પછી હાથપ્રતમાં નીચેની કડી આપી છેઃ–પુત્ર તણી પિરિ મિ એ પાલ્યુ આંગણિ લઘુ સહકાર; પરલોકિ ગયાં જલ-અંજલિ દેવા તિઇ ચીંતવવુ દારિ. એ કડી સ્વજનની ભાળવણીના પ્રસંગમાં અસ્થાને છે; અને પોતાને વ્હાલાં વૃક્ષાદિની ભાળવણીના પ્રસંગમાં એકાંતરે આવનારી કડીથી કંઇક પુનરુક્ત બને છે. તે કારણથી મેં તે ક્ષેપક ગણી તજી દીધી છે. (૫૪) સહીરી [પ્રા. सहीअरी, સં. सहचरी]–સખી. સૂનૂં [પ્રા. सुण्ण, સં. शून्य]–શૂન્યકાર. (૫૫) સજની [પ્રા. सजण, સં. स्वजन પું. સગૂં]–સગી, બહેન, સખી. આંબાવૃક્ષ સુત–પુત્ર કરી ઊછેરેલૂં આંબાનૂં ઝાડ. ચિંતઇ–ચિંતાપૂર્વક, ચીવટથી. માધવી–મોતીયા મોગરાની વેલ. (૫૬) ચરણતલિ લડાવ્યુ–ફૂલ આવે એટલા માટે મેં જેને મારા અળતાવાળા પગથી લાડમાં પ્રહાર કર્યો હતો. વૃક્ષોનાં દોહદ બાબત જુઓ પૂ. કા., ૭, ૫૯. પદ્મિનીના પાગ પ્રાહારિ ઉપરનું ટિપ્પણ. (૫૮) સ્થૂલ વૃક્ષ–સ્થૂલ ફળવાળૂં ફણસનૂં ઝાડ. (૫૯) કામ તણો પટ–કામસૂત્રનાં ચિત્રો જેમાં ચિતર્યાં હોય એવો ચિત્રપટ. મૂળમાં कामपट એકવચનમાં છે, તે ઉપરથી અનુવાદમાં એકવચનનો પાઠ લીધો છે. હાથપ્રતમાં 'કામ તણા પટ' છે. એ જ કદાચ અનુવાદકનો પાઠ હોય; શાથી જે તે ગૂઢ સંતાડી રાખ્યાનો અનુવાદમાં નિર્દેશ છે. પરંતુ તે પાઠ કાયમ રાખતાં કાદંબરી કેવળ વિષયલંપટ બને છે. આથી મૂળ પ્રમાણે એકવચનનો પાઠ સ્વીકાર્યો છે. (૬૦) ઇચ્છાં જાઇ વનવાસિ–ખુશીથી એમના જંગલના વાસે જાય. (૬૧) નકુલિકા [સં. न નહિ, कुलिक પું. સગૂં]–હરણી નમાઇ હોવાથી તેનૂં નામ નકુલિકા ગણ્યૂં જણાય છે. (૬૭) સાંસિ સ્ત્રી. [સં. शंसा]–આશા. જન્માંતરિ–અનુગમનનું પુણ્ય પરવારતાં નવા જન્મોમાં.

૭૧–૮૪. (૭૧) આનંદજલ–હર્ષનાં આંસુ. પુલકોદ્‌ગમ પું. [સં. पुलक પું. રોમ, उद्गम પું. ઊંચૂં થવૂં તે]–રોમાંચ. સ્વેદયુક્ત–પરસેવા-વાળૂં, પરસેવાથી ભીનૂં. (૭૨) તેહ સાથ–તેની સોબત, તેનો સંઘાત. (૭૩) ચરણ...પુષ્પ ગિરાં તે પૂજા કરી–અંબોડામાંથી ફૂલ ખર્યાં તે વડે પૂજા કરીને

ચંદ્રાપીડને ચરણે મસ્તક ધરી રહી. (૭૪) પ્રકાશ–સ્પષ્ટ. ધરી રાખ્યુ–ટકાવી રાખ્યો છે. (૭૭) માહારા લોક માંહિ અવિનાશ–અમૃતને લીધે મારા ચંદ્રલોકમાં નાશને વશ ન થતો, અવિકારી રહેતો. માહારા તેજિ કૃતઆશ્વાસ–મારાં રસાત્મક પોષક કિરણોને લીધે તાજો ને તાજો. આશ્વાસનો અર્થ અહીં તાજગી છે. (૭૮) બીજૂં જે માહારૂં તાં તેજ૦–આ ચંદ્રાપીડનો દેહ તે મારૂં જ બીજૂં જ્યોતિઃસ્વરૂપ છે, અર્થાત્ તે અમૃતમય હોઈ અવિનાશી છે; તે સ્નેહ(હેજ)પૂર્વક કાદંબરીના હાથના સ્પર્શથી પોષણ પામેલ છે ને બહુ દઢ બનેલ છે. આપ્યાયમાન [સં.]–પોષણ પામતું, પોષિત. ધાર–દઢ. (૭૯) શાપ દોષ મૂકાણું–શાપકૃત વિક્રિયાથી મુક્ત. પુંડરીકે દીધેલા શાપના પરિણામે મરણાત્મક વિકાર એ દેહને બાધા કરે એમ નથી. એ યોગીના દેહની માફક વણસશે નહિ. રાખવાનુ સાજ કરજો–યોગી પરકાયાપ્રવેશ કરે ત્યારે તેના દેહને કોઈ અગ્નિદાહ કે જળદાહ કે વાયુદાહ ન દે એટલા માટે સાચવી રાખવો પડે છે, તેમ આને પણ સાચવી રાખવાની પેરવી કરજો. (૮૨) એવ [સં.]–નક્કી. તેજિ જાણી સચેતન કરી–મૂર્છા પામેલી પત્રલેખા ચંદ્રાપીડના શરીરમાંથી નીકળેલા જ્યોતિઃસ્વરૂપ ચંદ્ર ભગવાનના તેજથી જાણે શુદ્ધિમાં આવી હોય તેવી. (૮૩) અશ્વ–(૧) સવારીનો ઘોડો; (૨) શાપથી ઘોડાનો અવતાર પામેલો કપિંજલ. સાથિ જાઊં–તેના સાથે થઈ જાઊં, તેને જઈ મળૂં. વાહન–(૧) સવારીનો ઘોડો; (૨) અરિષ્ટની શાંતિ અર્થે ... ... લેઈ બેસવાનો શ્વેતકેતુ પ્રત્યે સંદેશો લેઈ જનાર. ચાલિ પાય–
મુસાફરી કરી શકે; (૨) પગ ઊપાડી શકે, જઈ શકે. દૂખિઉ
ઘોડા વગર દુઃખિત; (૨) સંદેશાના વાહક વગર ખિન્ન.
[પ્રા. દ્દવ, સં. દ્રુ દોડવૂં]–દોડી.

૮૫-૯૪. (૮૬) આશ્ચર્જ [પ્રા. अच्छरिज्ज, સં.
(૮૭) સંસારિ–મનુષ્યલોકમાં. જન્માંતર–મનુષ્યથી [
જાતિમાં જન્મ. (૮૯) જે અવ્ય. [પ્રા. जं, સં. यद्
વનથી; અપાદાનનો પ્રત્યય લુપ્ત છે. (૯૧) ...
વારતા–વળતા સમાચાર. સરખાવો વાળી (વળી આ

૯૪-૧૨૦. (૯૫) સદ્ચારી (સં.)–સાથી,
ઓળંગી, વટાવી. મહોદયા—ચંદ્ર ભગવાનની
સરખાવો સુધર્મો વગેરે. પર્યંક–પાટ, પલંગ.
[સં. भ्रम]–મૂઝવે એવી વાત, ભેદ ભરેલી આ

[સં.]–ચંદ્ર. કામ તણિ અપરાધિ તાપ—કામની પીડાને લીધે વધી પડેલા જ્વર (તાપ) દરમિયાન. અપરાધ (પું.) બોલ અહીં વિરાધન–પીડાના અર્થમાં છે. (૧૦૧)–આ કડીના આરંભમાં 'તુ જિમ' (તો જેમ) બોલ અધ્યાહાર લેવાના છે. દુહલિ પામ્યુ અંગિ વિભામ–તે પ્રીતિ મુશ્કેલીમાં એ–મુશ્કેલી છતાં એ તે સ્ત્રીના પંડમાં પણ જમાવ (વિભાગ) પામી, તેના મનમાં પણ સરખી પ્રીતિ પ્રગટી. (૧૦૨) ભારતવર્ષ–ભરતખંડ. ભોગ–સમિધ–પ્રીતિનું ફળ ભોગવવાના અવસરે. સંગ–સમાગમ, મેળાપ. (૧૦૩) મૃત્યુ પામે–તું મૃત્યુ પામીશ. (૧૦૩) એહવું શાપ કર્યું જવ કૃત્ય–જ્યારે તેણે વિના અપરાધ શાપ દેવાનું એવું કૃત્ય કર્યું ત્યારે. (૧૦૪) તાપ–પરિતાપ, દુઃખ. કહિઇ–તું કહે. (૧૦૫) વિવેક–યોગ્યાયોગ્યની સમજ. (૧૦૬) આરોપ્યૂં–આરોપિત, મૂકાયલું, ચોટેલું. કાજ–ચેષ્ટા. (૧૦૭) મયૂખ–કિરણ. તેથી મહાશ્વેતા–અપ્સરાના તે કુળથી મહાશ્વેતા પ્રગટી છે, તે કુળમાં એ જનમી છે. એ મનિ વરી–તે આને મનથી વરી છે. (૧૦૮) સ્વયંકૃત [સં. स्वयम् જાતે, कृत કરેલું]–જાતનો, પોતીકો. મુઝ સાથિ થયુ ઘણુ રોષ–મારા પ્રત્યે ઘણા ક્રોધથી નીપજ્યો છે. (૧૦૯) નહિ તુ 'જન્મ જન્મ' બિ વાર વીછા એ ન ટલિ–બીજી રીતે 'જન્મ જન્મ' એવા બે વાર પ્રયોગની એ વીપ્સા એટલે દ્વિરુક્તિ ટળે નહિ, નિવૃત્ત થાય નહિ. નહિ તુ–અન્યથા, બીજી રીતે. વીછા [પ્રા. विच्छा, સં. वीप्सा]–દ્વિરુક્તિ, બે વાર પ્રયોગ. ન ટલિ–નિવૃત્ત થાય નહિ. હાથપ્રતમાં પ્રિછા પાઠ છે તે ભૂલ છે. (૧૧૨) ધીર–ડાહી. ઉપચાર–પ્રયોગ, અનુષ્ઠાન. પ્રભાવ–પોતાના પ્રભાવથી. (૧૧૩) સિદ્ધિ કરવાનિ–સોંપેલું કામ સિદ્ધ કરવાને. (૧૧૪) સંબંધ–કથાસંબંધ, વાતનો પ્રસંગ. વૈમાનિક પું. [સં.]–દેવ. મિઇ ઊલંઘુ–મેં ઓળંગ્યો; હું દેવની પ્રદક્ષિણા કરીને જવાને બદલે સીધો માથે થઇને ગયો. ઉપર થઇને જનાર નીચે કે માર્ગમાં દેવ હોય તેને જાણતાં અજાણતાં ઓળંગે, તો તે દોષિત થાય છે. વિવેક–પ્રદક્ષિણા કરીને જવાનો આચાર. (૧૧૫) અભિવંદન–નમસ્કાર. (૧૧૬) ભમઇ–ભમે, ભમર. પાવક–અગ્નિ. (૧૧૭) વિસ્તારિ [સં. विस्तारिन्]–વિસ્તારી, પહોળો. સંકીરણ [સં. संकीर्ण]–સાંકડો. ઉન્મદ [સં.]–અત્યંત મદવાળો, ઉન્મત્ત. (૧૨૦) તુરંગમ પું [સં]–ઘોડો.

## કડવું ૯

૧–૧૫. (૧) વિસ્તરિ પું. [સં.]–વિસ્તારથી. (૩) મજ્જન નં. [સં.]

–ડુબકી. તેણિ સ્થાન–મૃત્યુલોકમાં. (૪) દેહ પામશિ–દેહ ધારણ કરશે, અવતરશે. (૫) જ્ઞાનદષ્ટિ–દર કંઈ જાણી લેવાની દિવ્ય શક્તિ. (૬) તુહિ–ન હોય, ન રહે, ટળી જાય. અવતારુ [સં. अवतृ પામવું, પ્હોંચવું (જુઓ मालवि. ।५। त्वदीयं देशमवतीर्य०); તે ઉપરથી પ્રેરક अवतारय પ્હોંચવા પ્રેરવું]–પ્હોચાડું એમ કરો, પ્હોચવાની ઘટના કરો. ક્ષણું–કાળવાચક દ્વિતીયા વિભક્તિના સંસ્કૃત क्षणम् રૂપ ઉપરથી આ રૂપ સીધું ઉતરી આવ્યું છે. (૫–૬) જ્ઞાનદષ્ટિ જોઈ...અવતારુ એણિ ઠારિ–પુંડરીક અને ચંદ્રમા ક્યાં અવતરવાના છે તે દિવ્ય દૃષ્ટિથી જાણી લેઈ તમે, મિત્રનો વિયોગ મટે તે સ્થળે હું જવા પામૂં, એમ કરો. હાથપ્રતમાં 'અવતારુ એકિ ઠારિ' એવો પાઠ છે તે લેખકદોષ છે. પંડરીક ઉજ્જયિનીમાં જન્મ લે છે અને કપિંજલ તો ધરાની અખાતમાંથી અશ્વરૂપે પ્રગટે છે; જુઓ પૂ કા., ૯, ૭૬. તે કારણથી પાઠ સ્હેજ ફેરફાર કરી સુધારી લીધો છે. (૭) ઊપાયુ–ઉત્પન્ન થયો; વ્યુત્પત્તિ બાબત જુઓ પૂ. કા., ૧૦, ૧૩ ઉપરની ટિપ્પણી. આર્દ્ર–સ્નેહાર્દ્ર, સ્નેહભીનૂં. (૯) ઊપજશિ–જનમશે. (૧૦) ઈંદુ રૂપિ–સ્વરૂપે ઈંદુ, મૂળ સ્વરૂપે ચંદ્ર ભગવાન. અશ્વ થાઇ–તૂં સવારીનો ઘોડો થઈશ. જૂની ગુજરાતીમાં વિધ્યર્થની ગરજ વર્તમાન નિર્દેશાર્થ સારે છે, એટલે વિધ્યર્થમાં રહેલો ભવિષ્ય કાળનો સંકેત પણ તે ધરાવે છે. આથી 'તૂં થાઇ'નો અર્થ અહીં 'તૂં થઈશ' એવો થાય છે. (૧૧) ઇરાનનો રાજા ભરતખંડના તારાપીડને ભેટ તરીકે મોકલે છે અને રત્ન માની તારાપીડ સ્વીકારે છે તે ઈંદ્રાયુધના આ ચમત્કારી જન્મને લીધે. (૧૨) સાન સ્ત્રી [प्रा. सण्णा, सं संज्ञा]–જ્ઞાન, પૂર્વ અવતારની સ્મૃતિ. (૧૩–૧૪) આંહ, અહીં–રૂપની સમજ બાબત જુઓ. ઉ. કા, ૬, ૫. જિહાં ઉપરનૂં ટિપ્પણ. (૧૪) અનુલોમ દેહતુ–સરખે સરખા દેહનો, પૂર્વ જન્મે બ્રાહ્મણનો દેહ હતો તેના અન્વયે આ જન્મે પણ બ્રાહ્મણનો દેહ ધારણ કરનારો.

૧૬–૩૨ (૧૯) કિહાં જાઊં–કોનૂં શરણૂં શોધૂં; જુઓ મૂળ कमुपयामि शरणम् ।. (૨૦) વૈરાગ્ય–સ્નેહ જતો રહેવો, અભાવ આવવો તે. (૨૧) હૃદય તાડિ–છાતી ફૂટે છે. (૨૨) લિખ્યૂં કો છૂટિ નહીં૦–ભાગ્યમાં લખેલા લેખથી કોઇએ છૂટાતૂં નથી; ત્યાં આગળ આડો આંક છે, પુરુષ પ્રયત્નની હદ આવી રહે છે એમ સમજજો. હવી છિ–થઈ છે. (૨૪) તપનિ રંગિ–તપની લગનીથી. દુરાપ [સં.]–દુર્લભ. (૨૫) બઇઠાં જાણુ વલ્લભ અંક–તમે પણ પ્રિયતમના ખોળામાં બેઠાં જાણો, અર્થાત્ બેસશો જ. (૨૬) સાંસતી [प्रा. समासत्थ, सं. समाश्वस्त]–જેનો શ્વાસ નીચો બેઠો

છે એવી, આશ્વાસન પામેલી. શોકદીન વદન-ચંદ્રાપીડના મરણના શોકથી ઉતરી ગયેલા મુખે. (૨૭) તે શું થઈ?-તેનું શું થયું, તેણે કેવા દેહ ધર્યો? (૩૦) પ્રીછિયુ [પ્રા. पच्चय, સં. प्रत्यय પું. જ્ઞાન]-જાણ્યો. (૩૧) ઉત્પત્યુ-ઊર્ધ્વ ગતિ કરી, ઊંચે ચડયો.

૩૩-૪૫. (૩૩) ઉચ્ચરિ-બોલે છે, કહે છે. થાપ્યાં [ગુ. થા, સં. સ્થા થવું, બનવું; તે ઉપરથી પ્રેરકરૂપ]-બનાવ્યાં. (૩૫) જીવાનૂં-ચંદ્રાપીડ મરણ પામ્યા પછી જીવતાં રહ્યાનું. (૩૬) ઊપજતૂં નથી-સૂઝતૂં નથી. (૩૭) કલ્યાણ લહૂં શું કરિ- શું કર્યાથી (કરિ) હું શુભ પામૂં. તે કુહુનિ મૂક્તિ કર્મ-હાથપ્રતમાં ધર્મ પાઠ છે. અન્વય ઉપર અને ઉત્તર કડીના કાજ બોલ ઉપર દૃષ્ટિ રાખી નવો પાઠ કલ્પી લીધો છે. (૩૯) આશા ઉલંઘી જાઈ નહીં-આશા તજી શકાતી નથી; જુઓ મૂળ अनतिक्रमणीया... प्रत्याशा. કરવૂં કરાવિ તેહ-એ આશા જે કરવાને પ્રેરે છે તે જ કરવૂં. હાથપ્રતની પંક્તિ મૂળને અનુસરી સુધારેલ કરી છે. (૪૨) વિણસિ નહિ-વિનાશ ન પામે, વિકૃતિ ન પામે. (૪૪) મૃદ સ્ત્રી. [સં. मृद्]-માટી.

૪૬-૫૪. (૪૭) વિષમ-કઠેકાણે. શીત ન. [સં.]-ટાઢ. આતપ પું [સં.]-તાપ. વાત પું. [સં.]-વા. વર્ષા સ્ત્રી [ સં. ]-વૃષ્ટિ. (૪૮) એક મંગલવલય-પ્રત્યેક કાંડે એકેકૂં સૌભાગ્યકંકણ. મૂળમાં मङ्गलमात्रकावस्थापितैककरत्नवलया છે; તે ઉપરથી, કાદંબરીએ સૌભાગ્યકંકણ એક જ હાથે રહેવા દીધું હતું, એવો અર્થ નીકળે છે. પરંતુ સૌભાગ્યના ચિહ્ન તરીકે બલૈયૂં એક જ હાથે નહિ, પણ બંને હાથે રાખવાનો સંપ્રદાય છે, તે જોતાં कर બોલ પ્રક્ષિપ્ત લેખવો પડે છે. (૫૦) ઉપચાર પું. [સં.]-ઠઠવઠ, ગાવજાત. મૂર્ખ-અવિચારી. (૫૧) નીરાજન-આરતી ઊતારવી તે. કરાવી-કરવા પ્રેરાયલી; જુઓ મૂળ कार्यमाणा. અભિસાર-સામા ચંદ્રાપીડને મળવા આવવાના પ્રસંગે; અધિકરણપ્રત્યય લુપ્ત છે. હાથપ્રતમાં અભિચાર પાઠ છે તે લેખકદોષ છે. સુરત-વિલાસ. (૫૨) વિરૂપ-ભૂંડા, દારુણ, વસમા. મરણ પાઇ અધિક-મરણ કરતાં પણ વધારે. પાઇ બાબત જુઓ ઉ. કા., ૪, ૧૨ ઉપરની ટિપ્પણી. (૫૩) ઊછંગ [ પ્રા. उच्छङ्ग, સં. उत्सङ्ग ]-ખોળો. શ્રાંત-થાકેલો (૫૪) નીગમ્યુ-ગાળ્યો, વટાવ્યો.

## કડવૂં ૧૦

૧-૨૪ (૧) નિશા સ્ત્રી. [સં.]-રાત. પાસિથુ પરિવાર-પાસે રહેતો,

પોતાની પાસેનો સાથ. (૨) પ્રાત અવ્ય. [સં. પ્રાતર્]-સવારે. (૫) નાસા સ્ત્રી [સં.]-નાક. કપોલ પું. [સં.]-ગાલ. શ્મશ્રુ [સં.]-દાઢી મૂછના વાળ. અલોલ વિશે. [સં. અ નહિ, લોલ ચંચળ]-સ્થિર, ન બદલાતું, વિકાર રહિત; જુઓ ઉત્તર કડી ૧૪, નિશ્ચલ. હાથપ્રતમાં કપોલ......દંત કપોલ એમ પૂર્વાર્ધમાં છે. તે પૈકી પહેલા કપોલ બદલ મૂળને અનુસરીને કપાલ, અને દંત બદલ નયન બોલ મેં મૂકયા છે. (૭) વ્યંઢૂં નહીં-ન બગડેલું. ઉલ્હાસિ-હર્ષ સાથે, હર્ષ ભેર. (૮) પુનરુક્તિ ટાળવા પૂર્વાર્ધને અંતે થયું સવિ કોય બદલ થઈ જન જોઇ પાઠ કલ્પ્યો છે, (૧૦) ઉપચાર-સોળ પ્રકારથી, ષોડશોપચારથી. (૧૨) અશન ન. [સં.]-ભોજન. સાથ-તરલિકા, મદલેખા વગેરે સાથનાં માણસ. (૧૩) બઇઠાં અઈ ત્યાં યામિની-એમ બેઠાંને બેઠાં રાત (યામિની) પણ વીતી. (૧૪) નિશ્ચલ-સ્થિર, ન બદલાતું, વિકાર રહિત.

૧૫-૨૪ (૧૭) ઉપાય-યુક્તિ. સહુ ન જાય-સઘળો જશે નહિ, ભભકી ઊઠશે. (૧૮) દીપિ-ભભકી ઊઠે છે. જીવવાની-ચંદ્રાપીડ સજીવન થવાની. (૧૯) વુલાવી-વળાવી. (૨૧) તેહનિ-ચિત્રરથ અને મદિરાને. ૨૧-૨૩, આ ત્રણ કડી મૂળ બાજુ ઉપર મૂકી ભાલણે પોતે જ જોડી કાઢી છે અને તે સારી છે. (૨૧) વચન અહ્મારા થકી-અમારા આશીર્વાદથી. (૨૨) ગાત્ર ન. [સં.]-શરીર, દેહ. મુખ જોશું સહિત તાં જામાત્ર-જમાઈના મુખ સાથે તારું મુખ જોઈશું. (૨૩) સ્વિ-પોતે, તેં જાતે. વર્યું-વર તરીકે સ્વીકાર્યો. ઈંદુનુ અવતાર-અર્થાત્ ચંદ્રાપીડ. (૨૪) અંગિ-પોતે.

૨૫-૩૭. (૨૫) રિતુ-ઋતુ. (૨૬) કર્દમ પું. [સં.]-કાદવ. નમ્ય-નમીને. સંબંધક કૃદંતના પ્રત્યયો બાબત જુઓ પૃ. કા., ૬, ૨ ઉપરનું ટિપ્પણ. (૨૮) ચાર પું. [સં. ચાર છૂપી બાતમી લાવનાર]-સમાચાર લાવનાર દૂત. સિદ્ધ અવ્ય. [સં. સિદ્ધ નિશ્ચિત]-સિદ્ધપણે, નક્કી. સિદ્ધ આવિયા-સિદ્ધપણે આવ્યા છે, આવી ચૂકયા છે. (૩૦) આવી પીડા-આવું મહાન દુઃખ. (૩૧) એકાંત અવ્ય. [સં.]-નક્કી જરૂર. અશેષ [સં.]-શેષ રાખ્યા વગરનું, લગારે લગાર, નિઃશેષ. (૩૩) ચરણ ન. [સં. પરિચરણ ન.]-સેવા; જુઓ મૂળ પરિચર્યયા પવિત્રિતઃ...આત્મા. (૩૪) શીખ-શાસન, જવાનો હુકમ, રજા. વિના કરિ પ્રણામ-યુવરાજ ચંદ્રાપીડને પ્રણામ કર્યા વિના. નથી ચૂકયા-અમે ચૂકયા નથી. (૩૫) પ્રત્યક્ષ જોઈ...માત-જ્યારે યુવરાજનાં માતુશ્રી વિલાસવતી પૂછશે કે તમે પંડે યુવરાજ જોયા હતા,

ત્યારે અમે જો એમને નજરે (પ્રત્યક્ષ) જોઈને ગયા હોઇયે તો 'હા, જોયા હતાં' એવી (તેહવી) વાત કરી શકિયે. તે પ્રકાર કીજીઇ–તે રીતે અમે કરિયે.

૩૮–૫૨. અમાનુષી—મનુષ્યલોકમાં ન બનતી, લોકોત્તર. (૩૯) દીઠિ–નજરે જોયા છતાં. અણુદીઠિ–નજરે જોયા વગર. અસંભાવ્ય [સં.] ન સંભવતી. વિમાસુ નિ ત્યમ–એ રીતે, એ દૃષ્ટિકોણથી તમે જુઓ ને. (૪૨) ભદ્ર વિશે. [ સં. मद्रमुख ઊજળા મ્હોવાળો; સરખાવો કાળમુખો ]–ભલા (માણસો). મરણધર્મા વિશે. [ સં. मरणधर्मन् ]–મરણ જેવું ખાસ લક્ષણ છે એવો, નાશવંત, મરણશીળ. લોક–મૃત્યુલોક, મનુષ્યલોક, દુનિયાં. વિધાતા–સરજનહાર, બ્રહ્મા. (૪૩) આંતરિ [સં. अन्तर न. ]–સમયાંતરે, જુદે જુદે સમયે. આશાસુખ–ભવિષ્યમાં મળવાની આશાએ જીવતાં હોઇયે એવાં સુખ. લાલચિ સ્ત્રી. [સં. लालसा તીવ્ર અભિલાષ]–લાલચ, લોભ. અનાદિ સકારનો ચકાર થયો છે તે ધ્યાનમાં લેવા જોગ છે; સરખાવો પૂ. કા. ૫, ૧૩, શિયાણુ, હિં. सयाणा, પ્રા. सयाणण, સં. शद्यादन. અસુખ ન [સં ]–દુઃખ. ૪૨–૪૩, આ બે કડી ઉજ્જયિનીથી આવેલા દૂતના આશ્વાસન અર્થે છે. ૪૪, આ કડીમાં દૂતોએ ઉજ્જયિની જઇને તારાપીડને શું કહેવું તે કહ્યું છે. ૪૫, આ કડીમાં ચંદ્રાપીડ ભવિષ્યમાં સજીવન થવાની પ્રતીતિ દૂતોના મનમાં ઠસાવી છે. ૪૬–૪૭, આ બે કડીમાં કહ્યું છે કે ચંદ્રાપીડ સજીવન થવાની પૂરેપૂરી આશા છતાં તારાપીડ વગેરે અધીરાં બનેલાં હોઇ એ વાત માનશે નહિ અને મૃત્યુની વાત પકડી લેઈ ખાલી દુઃખી થશે, તે કારણથી હાલ એટલું જ કહેજો જે યુવરાજ કુશળ છે. (૪૮) એ વાતનુ વિચાર–યુવરાજના મરણની બાબત દાબી રાખવાની સલાહની છણાછણ. (૪૯) ઉશિરિ સ્ત્રી. [ સં. अवशृ शरीरे બળી જવું, ઝૂરી મરવું ]–ઝૂરી મરવું તે, ભારે સોસના. આ કડીના મૂળમાં વાર્તા વિના દુઃखं तिष्ठता देवेन અને ઉત્તર કડવાની કડી ૧૫ ના મૂળમાં વાર્તા વિના उत्ताम्यन्ती...विलासवती છે તે ઉપર નજર રાખી ઉશિરિનો ભારે સોસના અર્થ મેં આપ્યો છે. કૂંઅર બિહુની ઉશિરિ અહ્યો મોકલ્યા છૂં રાય–વૈશંપાયન અને ચંદ્રાપીડ બંને સંબંધી ભારે સોસનાથી રાજાએ અમને સમાચાર લાવવાને મોકલ્યા છે. વિમાસણ–ચિંતા. (૫૦) જૂઠું–ચંદ્રાપીડ મરણ પામેલ છતાં કુશળ છે એવું અસત્ય ભાષણ. શોકાતુર તેહનિ૦–અમારી સાથે યુવરાજને ન જોઈને જ એ શોકમાં બૂડી જશે, ત્યાં આમળ અમારાથી અમારા હૃદયમાં સમાવેલો શોક શી રીતે છૂપાવી રાખ્યો જશે ? (૫૨) ભેદ–મર્મ.

## કડવું ૧૧

૧-૧૩. (૧) ભેદ-ગૂઢભાવ. ઊંડી મતલબ. (૨) તેહનિ સુત વિત્ત૦—તારાપીડને પુત્ર રૂપી ધન વિશે ચિત્તમાં અત્યંત પીડા થશે; પુત્ર રૂપી ધન ખોઈ તારાપીડ બહુ દુઃખી થશે. મનમાન્યુ—તારાપીડના મનને જેના વચન ઉપર વિશ્વાસ આવે એવો, અત્યંત વિશ્વાસપાત્ર. (૩) સહી અવ્ય. [આ. સહીહ ખરૂં] ખરે, ખરેખર. એકાંત અવ્ય. [સં.]—પૂરેપૂરી રીતે. આકાશવાણી કહિ પ્રકાશિ-પૂર્વ વાકયમાંના 'જેહનુ' બોલને જવાબ આપતો 'તે' બોલ આ વાકયનો કર્તા છે. (૪) ઠારિ [પ્રા. ઠાય સ્થાન]—આ સ્થાને. ચરણિ—ચંદ્રાપીડના ચરણમાં, તેની ચરણસેવામાં (૫) જેહ તણી ગતિ એહવી સહી—આના પછીનાં અગિયારમી કડી પર્યંતનાં વાકયો આ ઉપવાકયનાં પેટાવાકયો છે. અણુનમાવ્યા—મૂળમાં સમુન્નમ્યમાનાઃ (=સમુન્નતિ પ્રાપ્યમાનાઃ સિદ્ધ૦) પદ છે; તે જોતાં 'ઉન્નતિ પામી ઇ જે તાં નમિ' એવો પાઠ અહીં હોવો ઘટે છે. (૬) સ્તવિયા—વખાણ્યા છતાં, વખાણ કરાતાં. રુસિ [સં. રુષ્ ગુસ્સે થવું]—ક્રોધ કરે. મિત [સં.]—સંક્ષિપ્ત. (૭) હામ-હામકું, અચૂક. અણકહિ—વગરકહે, કામ ચીંધવું પડ્યા વગર. (૮) ત્યાગ—દાન, સરપાવ. (૯) તૃષ્ણા પરિચર્યાની શર્ણ—શરણ્યની અર્થાત્ આશ્રયદાતા સ્વામીની સેવાની તિવ્ર ઇચ્છા. તોષ [સં.] પું.—સંતોષ. (૧૦) ક્ષીણ—નિર્બળ. (૧૧) યદ્યપિ [સં.] અવ્ય. જોકે. મનિ મન સદા અણુસરિ—મનથી અર્થાત્ અંતરની ઊલટથી સ્વામીના મનમાં હોય તે પ્રમાણે વર્તે છે. (૧૨) ઘણ વિજોગ છિ—લાંબો વિયોગ, અર્થાત્ તેમના મુખની આજ્ઞા ઝીલવાનો અભાવ, વેઠવાનો આવી પડયો છે. (૧૩) ત્વરિતક—એ ચંદ્રપીડનો કુમારસેવક હતો. રાજકુમાર ન્હાનો હોય ત્યારે તેની હજુરનો ખાસ રાજસેવક તે કુમારસેવક; જુઓ મેં શોધેલા સંસ્કૃત મુદ્રારાક્ષસના અંક ૩ શ્લોક ૨૩ પછીની પંક્તિ ૧૩ ઉપરની ટિપ્પણી. આથી કાદં. ।૩૨૦।૧૨માં કુમારવાલસેવકમ્ બદલ હું હાથપ્રત Bનું કુમારસેવકમ્ પાઠાંતર સ્વીકારૂં છું; અને કાદં. ।૩૨૫।૨। માં વાલસેવકં બદલે પણ કુમારસેવક પાઠ કલ્પું છું. કુમારસેવકની રાજ્યના અધિકારીઓમાં પ્રધાનપુરુષ તરીકે ગણના થતી હતી.

૧૪-૨૮ (૧૪) ચર—તારાપીડે યુવરાજના સમાચાર મેળવવા મોકલેલા અનુચર. બિહુ—હાથપ્રતમાં ઘણે સ્થળે બિહુ કે બેહુ બદલ બહૂ પાઠ છે. (૧૫) ઊસિરિ—સોસનાથી; જુઓ ઉ. કા. ૧૦, ૪૯ ઉપરની ટિપ્પણી.

(૧૬) ચાર–ચર, અનુચર. રૂપિયૂં વિશે. [સં. रूपिन+સ્વાર્થ પ્રત્યય क]–રૂપી. (૧૯) કાશદ પું. [આ. क़ासिद ધરાદો કરનાર]–એપનો ધરાદો કરનાર, એપિયો. (૨૦) દીઠાં–જોયાને. આ સમયવાચક કૃદંત અવ્યય છે. હૃષ્ટ [સં.]–ખુશ, આનંદ ભોગવતૂં. પુષ્ટ [સં.]–પુષ્ટિ પામેલૂં. (૨૧) દીહાડિ [સં. दिवस; પ્રા. दिअस, दिअह, दीह]–દહાડે. (૨૨) જાણિયુ—ભાળ મેળવી શોધી કાઢયો. ઉહ્‌લાદ [સં. आह्लाद] પું.–આનંદ. (૨૩–૨૭)–આ કડીઓમાં દેવવર્ધન, અશ્વસેન, ભરતસેન, ભદ્રસેન, અવંતિસેન, વીરસેન, એ નામો જેનાં આવે છે, તે અનુક્રમે લેખહારક, મહાશ્વપતિ, મોટો હોદ્દેદાર, સેનાપતિ, બલાધિકૃત કિંવા બલપતિ, અને નવીન સુભટ હોય એમ સંસ્કૃત મૂળ ઉપરથી સમજાય છે. તેમના સંબંધીઓ એમના સમાચાર પૂછે છે. ભાલણે રાણી વિલાસવતીના મુખમાં તેમના પ્રશ્નો મૂકી ગોટાળો કર્યો છે. ભદ્રસેન વિલાસવતીનો ભાઈ થતો ન હતો, તેમ જ બીજા પણ રાણીના સંબંધી ન હતા. (૨૬) તેણિ શૂં પામ્યા છિ૦—અહીંથી મોકલેલા નવા સુભટો ખુશીખુશાલીથી તેમની ભેગા થઈ ચૂકયા છે? શૂરસેનસુત વીરસેન–નવા સુભટોમાંનો એક પહેલવહેલો સવારીમાં જોડનાર સુભટ. (૨૭). મન ઠામિ નહિ–મન વિહ્‌વળ બન્યૂં છે. (૨૮) ઉત્તર નાપિ–કોઈ ઉત્તર આપતૂં નથી. ઠામિ–તે સ્થળે, ત્યાં. પ્રાસાદ–દેવળ.

૨૯–૩૭. (૨૯) મિલાં [પ્રા. मइल]–મેલાં. રૂખા [સં. रुक्ष, પ્રા. रुक्ख] લૂખા, તેલ ઘાલ્યા વગરના. સૂલિ સ્ત્રી. [સં. शूल પું.]–શૂળ, કાંટો, (૩૧) કેહ્ નઇ–કહો ને. નઇ અવ્યયમાં આગ્રહનો ભાવ અહીં છે. (૩૨) ભદ્ર–સંસ્કૃતમાં નિકૃષ્ટ વર્ગનાં મનુષ્યો પ્રત્યે સંબોધનનો મીઠાશ ભરેલો બોલ ભદ્રમુખ છે તેનો એકશેષ તે ભદ્ર. (૩૩) શેષ વારતા કારણ–બાકીના સમાચાર અને તેને લગતૂં નિમિત્તકારણ, બાકીની હકીકત અને તેનો વિગતવાર ખુલાસો. (૩૫) કારણ કાંઇ મિં જાણ્યૂં તદા–ત્યારે તમારા દેખાવ ઉપરથી જ હૂં તેનૂં નિમિત્તકારણ કળી ગઈ છૂં, બધો ભેદ પામી ગઈ છૂં. લેખ વિનાં સૂનાં તાં શીશ–જુઓ મેં શોધેલા મુદ્રારાક્ષસ, અંક ૫, શ્લોક ૨ પછી છઠ્ઠી પંક્તિ ઉપરની ટિપ્પણી. રીસ સ્ત્રી. [સં. रिष સ્ત્રી.]–ઈજા, દુઃખ. (૩૬) નિવારી રાખતા–રોકી રાખતા. વિમાસી–વિચારીને, સંભાળી સંભાળીને. ઉદ્યમ–ઉજમ, ઉત્સાહ, હોંશ. ચાલિ હીણ–ભાગ્યા પગે ચાલતા. મિંઇ આગલિ૦–મેં જે યથાસ્થિત (યથા) આગળથી અટકળ્યૂં હતૂં, તે તમે વગરકહ્યે તમારા દેખાવથી જ પૂરેપૂરી રીતે (સર્વથા) કહી ચૂકયા છો, કંઇ કહેવૂં બાકી નથી.

૩૭-૫૧. (૩૭) શીત-સ્વભાવે શીતળ, શીતળ સ્વભાવનો. આગર [સં. आकर] પું.-ખાણ. (૩૮) રાખીઇ-આ ૩૫ બાબત જુઓ પૂ. કા. ૫૫, ૨૪, આવીઇ ઉપરનું ટિપ્પણ. કુડું ન.-મનને માઠું લાગે એવો વાંધા ભરેલો બનાવ. 'કુત્સિત'ના અર્થમાં સંસ્કૃતમાં कु પૂર્વગ છે, તે ઉપરથી કુડું (=માઠું) વિશેષણ અને કુડું (=માઠું લાગવું તે) નપુંસકનામ થયેલાં છે; તે સં. कूट (=કપટ) ઉપરથી ઉતરી આવેલા કૂડ (=કપટ) નપુંસકનામ અને કૂડું (=કપટ ભરેલું) વિશેષણ એ બોલથી ભિન્ન છે. આતા [પ્રા. अत्तज, સં. आत्मज]-હે પુત્ર. આતા શબ્દ સંબોધનરૂપમાં જ વપરાય છે અને તે અઢારમા શતક સુધી કવિતામાં મળી આવે છે. (૩૯) ધણી પીડાણી-ભારે દુઃખની મારી. ઊલંભુ [પ્રા. उवालम्भ, સં. उपालम्भ] પું.-ઠપકો. (૪૧) ચ [પ્રા च] અવ્ય.-નક્કી. કર્મ કરિ છિ૦-મારું મંદભાગ્ય જ આ (કૃત્ય) કરે છે; એ જીભે કહ્યું જાય એવું નથી. (૪૩) શૈશવ ન. [સં.]-હાનપણ, શિશુઅવસ્થા. 'પલુ જી'-સંસ્કૃત મૂળમાં આને મળતું કથન કંઇ છે નહિ. બાલણે કરેલા ઊમેરાનો અસલ પાઠ કદાચ પેલ્લુ જી (જી, બેલિયે) હશે. ઊતારનારે ભૂલથી પલુ જી લખેલ જણાય છે. જી-વ્યુત્પત્તિ બાબત જુઓ પૂ. કા. ૪૧, ૧૫ ઉપરની ટિપ્પણી. (૪૫) જીવીઇ-જીવાય. પ્રાણ તણા જીવન-પ્રાણને ટકાવી રાખનારા, જીવને જીવાડનારા. (૪૬) ફાડું-ફાટવા દેશે. (૪૭) શ્રદ્ધા [સં.]-વિશ્વાસ, પતીજ. ફાટી જાય-એકદમ ફાટે. ગત્યર્થ વિકાર જા અવિલંબનો ભાવ ઊમેરે છે. (૪૮) ત્વરિતકનિ પૂછી ન સકૂં૦-પુલિને वरमनारूर्य्यवाधवणीयमुपरतास्मि એમ ત્વરિતકને ન પૂછવાનું કારણ આપ્યું છે, તે બદલ 'કદાચિ કાંઇ કુડું હશિ તુ પ્રાણ કેહી પિરિ રિહિશિ' એમ લખવામાં બાલણે વિલાસવતીના સુતવાત્સલ્યમાં ખામી આણી છે. (૪૯) હવિ મિ બોલાતૂં નથી રે-આ વચન અને ઉત્તર કડી પણ બાલણની કૃતિ છે; ને તે રસની ક્ષતિ કરે છે. એકંદરે આખા વિલાપમાં વિલાસવતીની પાત્રતાને બાલણે બહુ ખામી પ્હોંચાડી છે. બાણપુલિનના આદર્શને એ કથાકાર પ્હોંચી શક્યો નથી. (૫૦) કહીઇ [સં. कहिं+अवि]-ક્યારે પણ. દૂહવી [સં. दुःखय, પ્રા. दूहव દુઃખ દેવું]-દુઃખ પમાડી. અહ પિ ભલાં વાંઝિયાં-આ ગર્ભવાક્ય છે. તે ખાળી ન શકાય એવો સંતાપ ચિત્તમાં ઊભરાતો બતાવવા અધવચ ઉદ્‌ગારરૂપે મૂક્યું હોઈ સાર્થક છે.

૫૨-૬૬. (૫૨) ઊજાણા [સં. उद् + या ધાવું; જુઓ ની. ગો. ૧૪૧૬૧]-ધાયા. મેરુ શૃંગ થયુ પાત-જાણે મેરુનું શિખર માથા ઉપર

તૂટી પડયું હોય એવો ઘા વાગ્યો. (૫૩) નિદાન અવ્ય. [સં. निदान correctness]-સાચે, ખરે, નક્કી. (૫૪) ઊચલ ક્રિ. અ. [સં. उच्चल्]-ચાલી નીકળવું. (૫૫) દેવી-પુલિને નગરમાતૃગણ અને ભાલણે આમદેવતા કહેલ છે તે ઉજ્જયિનીની અધિષ્ઠાત્રી દેવીઓ. વિકલસ્વરૂપ [સં. विकल ઓગાઈ જતું]-મૂર્છાગત, બેશુદ્ધ સ્થિતિમાં પડેલી. (૫૬) છાંટ ક્રિ. સ. [પ્રા. छण्ट છાંટવું; સં. सिक्त છંટાયલું]-છાંટવું, છાંટ, છાંટો વગેરેને સં. છટા સાથે કંઈ પણ સંબંધ નથી. ઊઘાડિ દંત-રાણીના બીડાયલા દાંત આચમનીએ પાણી નાખવા ઊઘાડે છે. સંત [સં. सन्तः संहततलः । श. क. द्रु. ।]-ચપટ હાથેળી સાથે હાથેળી મેળવી જેણે હાથ જોડયા હોય એવું. વાત સ્ત્રી. [સં. वार्त्ता]-સમાચાર; અહીં ચંદ્રાપીડના સમાચાર. (૫૭) ફેરિ-ફેરવે છે. (૫૮) આવિ-કર્તા મરનાર અધ્યાહાર. કિહી અવ્ય. [સં. कहिं]-ક્યારે. (૫૯) પૂરવ [સં. पूर्व]-પહેલાનું. (૬૦) સાંસતી [પ્રા. संसन्त, સં. संशान्त; સં. संशम् શાંત થવું ઉપરથી]-શાંત, જેનો આવેશ ધીમો પડયો છે એવી. વણુ પ્રીછિ-વગરસમજ્યે, વગરજાણ્યે. ઉતપાત [સં. उत्पात] પું.-અત્યંત ક્ષોભ. (૬૧) કોડ પું. [પ્રા. कुउअ, સં. कुतुक ન.]-અભિલાષ, ઓરિયો. (૬૨) પ્રકાશિ-સૌના દેખતાં. (૬૩) કાગળ [પ્રા. कागज, ફા. कागद्]-પત્ર. ચેષ્ટા [સં.]-ચેષ્ટિત, કૃત્ય, કામ. શી ચેષ્ટા છિ-તે શા કામમાં ગૂંથાયો છે? નિહંદિ [ સં. निर्गतं हृदयं यथा स्यात्तथा ]-જાણે હૃદય નીકળી પડવા કરતું હોય તેમ, અર્થાત્ બેહદ દુઃખની લાગણીથી ડચકાં ખાઈ ખાઈને. નિહંદિ પાઠ કલ્પિત છે. હાથપ્રતમાં નિ હ્રદિ છે. (૬૪) આગિ-આગળ, આગળ જતાં. (૬૫) તઈ [પ્રા. तइ, સં. त्वया]-તેં. શં કથી કિહિશુ-કહીને શું કહેશો? અર્થાત્ કહેવાનું બધું કહેવાઈ ચૂક્યું છે. સાંભળવું કાંઈ તાં નથી-અમારે હવે સાંભળવાનું બાકી નથી.

૬૬-૭૬. (૬૬-૬૭) મિત્રના વિરહે કુંવરે પ્રાણ તજ્યાના સમાચાર સાંભળી રાજાને શ્રવણસુખ થાય છે અને તે મૃત કુંવરને સાચી પ્રીતિ માટે ધન્યવાદ આપે છે. તિઇ-તેં ત્વરિતકે. પૂર્વ કડી ૬૫ના તઈ બોલનું તિઇ રૂપાંતર છે. નિવેશ [સં. अभिनिवेश પું. નિશ્ચય, દઢતા]-નક્કી, જરૂર. વિપરીત-કારમું. (૬૮) કીજિ છિ [' કીજિઇ છિઇ 'નું ટૂંકું રૂપ]-કરિયે છિયે. શુ ઊપનુ તાપ-હૃદયને શાનો સંતાપ થયો કહેવાય? (૭૦) વજ્રસાર [સં.] વિશે.-વજ્ર જેવી કઠિનતાવાળું, વજ્ર જેવું કઠણ (મનુષ્ય). કઠિન-હૃદય [ગહ્રુમીહિ]-કઠણ હૃદયવાળો. આતા [પ્રા. अत्त, સં. आप्त]-હે આપ્ત પુરુષ, હે મિત્ર! જુઓ દે. ना. मा. । १ । ५१ । माइ पिउच्छा सासू सहीसु

અત્તા I. (૭૨) કાષ્ટ તણા ઓઘ ચડાવુ–ભડભડ સળગી ઊઠે એવાં લાકડાં મઢુલીના આકારમાં ગોઠવાવો; જુઓ સિદ્ધચંદ્ર, गृहाकारेण गृहवद् रचनां कुरुत I. પાવક [સં.]–અગ્નિ. (૭૪) દહન તણાં ઉપકરણ–અંત્યેષ્ટિનાં ગાર્હપત્યાગ્નિ વગેરે સાધન. વૈશ્વાનર [સં.] પું–અગ્નિ. (૭૫) એકલડૂ જાતુ૦–મારા કુંવરને સ્થૂલ દેહે વનમાં સતો સૂક્ષ્મ દેહે સ્વર્ગને પંથે એકલો જતો કેમ મેલું ?

૭૭–૮૦. (૭૭) બ્યંહૂં નથી–વિનષ્ટ થયૂં નથી, સડ્યૂં નથી. બ્યંહ ક્રિયાપદ પ્રા. विणट्ठ, સં. विनष्ट ઉપરથી થયૂં છે. કહ્યુ–કહ્યો, કહી સંભળાવ્યો. આપ બોલ્યુ–ત્વરિતકે પોતે નિવેદન કરી. (૭૮) વારતા–પૂર્વની ત્રણ પંક્તિમાં કહેલી હકીકત. (૭૯) અમાનવા સરખૂં–ન માનવા જેવૂં, ન મનાય એવૂં. સામાન્ય કૃદંતનૂં નિષેધાર્થ રૂપ હાલ અ પૂર્વગથી નહિ, પણ સાધારણ રીતે નકાર મૂકીને કરિયે છિયે; ઉદા. જવૂં ન–જવૂં. આખ્યાન [સં.]–કથન. કૌતુક [સં.]–અચંબો. સન્મુખ [સં. संमुख]–મુખ સામે, સામે. (૮૦) દુઃખ જોઈ૦–વૈશંપાયનને લેવા જતાં ચંદ્રાપીડ મરણ પામ્યાથી રાજાના માથે જે દુઃખ આવી પડ્યૂં હતૂં તેથી શુકનાસના મનમાં અત્યંત દુઃખ થયૂં હતૂં, તે દબાવી હઈયૂં ઠેકાણે રાખી ધીરવીર પ્રધાન રાજા પ્રત્યે બોલ્યો.

## કડવૂં ૧૨

૧–૨૪. (૧–૨) આ બે કડીમાં સાંખ્યવાદનો નિર્દેશ છે. ચિત્ર–બહુરંગી, પલટાતા રંગનો. તિર્યક્ યોનિ–દેવ અને મનુષ્યથી ઊતરતી પશુપક્ષી આદિની ચેતન સૃષ્ટિ. ગુણ ત્રણ–સત્ત્વ, રજસ્, અને તમસ્, એ ત્રણ ગુણને લીધે. પ્રધાન–સાંખ્ય શાસ્ત્રમાં કહેલ પ્રકૃતિ તત્ત્વ. અંડ–ઈંડૂં જેમાંથી જગત પ્રગટે છે. અસલનો ઈંડુ પાઠ હસ્તદોષથી થયો છે. (૩–૪) આ બે કડીમાં કર્મવાદનો નિર્દેશ છે. ઈશ્વરની ઇચ્છા પાસિ–સૃષ્ટિ રચવા ઈશ્વરની ઇચ્છા સદ્ભૂત છતાં. નિબંધન–ઉત્પાદક કારણ, મૂળ. દેહ સ્ત્રી.–કાયા, શરીર. (૫–૧૧) આ કડીઓમાં અસાધારણ અદ્ભુત બનાવોનાં દૃષ્ટાંત આપી શુકનાસ સમાધાન કરે છે. અયસ્કાંત (સં. अयस् લોહ, कान्त વ્હાલૂં)–લોહચુંબક. આગમ–પુરાણ તંત્રાદિકના; સંબંધાર્થ પ્રત્યય લુપ્ત. કડી ૫ અને ૬ ના 'તા આંણિ' અને 'દિ માંહાંત' પાઠ ભ્રષ્ટ છે, તે સુધારી લીધા છે. કડી ૫–૯ ના નહૂષ, સૌદાસ, યયાતિ, ત્રિશંકુ, મહાભિષ, ગંગા અને વસુને થયેલા શાપની વિગત માટે જુઓ પૌ. ક. કો. અસલ પ્રતનો કડી

ટ નો મહાભિપમ પાઠ ભૂલ ભરેલો છે. (૧૦) જુ–જ્યારે. કાલવાચક જુ ચુ, જવ તવ, જેવે તેવે (એવે) અને જેવો તેવો એક કુટુંબના બોલ છે. તે સં. यावत् तावत्, પ્રા. जाव–जाअ ताव–ताअ ઉપરથી ઊતરી આવ્યા છે. અજ–અજન્મા, સ્વયંભૂ ( વિષ્ણુ ). ચતુર્ધા–ચાર સ્વરૂપમાં વિભક્ત. (૧૨) મૂળમાં न च पूर्वमनुष्येभ्यो गुणैः परिहीयते देवः। न चापि मगवत्तः पद्मनामाद-तिरिच्यते चन्द्रमाः। એવાં વાક્યો છે. પ્રત્યયનિ–પરચો દાખવવાને; તાદર્થ્ય-વાચક પ્રયોગ છે. એ અત્યારે વપરાતો બંધ થયો છે. (૧૫) આનંદભરિ–ભરપૂર, અતિશય આનંદથી. દંપતી–વરવહુ. (૧૬) વિલાસવતી રાજાન–વિલાસવતીએ અને રાજાજીએ; કરણાર્થ પ્રત્યય અધ્યાહાર. (૧૭) વિશેષિ જાણુ–વિશેષ માનની દૃષ્ટિએ જુઓ. (૧૮) પુહુચશિ–પ્રાપ્ત થશે. આસ–ગનથી ઇચ્છેલો પદાર્થ. (૨૦) સાઝિ સ્ત્રી. (સં. साहाय्य નપું.)–સહાયતા; સરખાવો સાર સ્ત્રી. (૨૧) કુંઅરનૂં સુખ૦–અન્વય નીચે પ્રમાણે :— ' તનનિ કદા દેખૂં ? ' ( એણી પિરિ ) માહારૂં મન ઉચ્છક છિ; તે માટિ તિહાં ચાલી જાઇઇ. અહીં અસલમાં કદાચિ પાઠ છે; તે બદલ મેં કદા પાઠ કલ્પ્યો છે.

૨૫–૩૪. (૨૫) પટ્કર્મા ( બહુવ્રીહિ )–યજન, યાજન, અધ્યયન, અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ, એ ૭ કર્મ જેને વિહિત છે એવો (વિપ્ર). (૨૬) સ્વિ–સ્વયં, જાતે. માત–વૈશંપાયનની માતા મનોરમા. મૂળમાં માતૃ શબ્દ દેહેરામાંની માતાજીની મૂર્તિઓના સંબંધમાં વાપર્યો છે. (૨૮) દીઠિ–દીઠાથી, દેખીને. (૩૦) કહૂં–કહ્યું. (૩૧) સૂંડયા–ચાલી નીકળ્યા. (૩૨) રંગ–હરખ.

૩૫–૫૧. (૩૫) લહુ ( સં. लक्ष्, પ્રા. लक्ख )–લેખવ્યો, ગણકાર્યો. ક્ષોદ–સંચારથી વટાઈને બનેલી ધૂળ, રજ. ઉચ્છકતાં–(મળવાની) અધીરાઇને લીધે. (૩૮) નીચૂં મહી સાહામૂં૦–અહીં પહેલી પંક્તિમાં જાવા સૂં બદલ જાણે જાવા પાઠ છે, તેથી માપ વધી જાય છે; તે કારણથી પાઠ બદલ્યો છે. વળી બીજી પંક્તિમાં લાજિ સં પાતાલિ પાઠ છે, તે પુનરુક્તિગ્રસ્ત છે; તે કારણથી મૂળના આધારે લાજિ છુપાતા ચાલિ પાઠ કલ્પ્યો છે. (૪૦) મુખિ–મોખરે. સહુકુટુંનાં–સઉકોનાં. (૪૧) જાણીઇ છિ જે–જણાય છે કે. રાજી–રાજાજી. (૪૮) હાથિણીઇ ચડયા–હાથણી ઉપર બેઠેલા, પ્રવાસની જ સવારીથી. (૪૯) અ ( સં. च, પ્રા. अ )–નક્કી, ખરેખર. (૫૧) સાન–શુદ્ધિ, ભાન.

## કડવું ૧૩

૧-૧૧. (૨) છતી થઈ-' કિહાં કૂંઅર ? ' એ પ્રશ્નથી ચંદ્રાપીડની માતા તરીકે ઓળખાઈ આવી. જેટલિ-વિકારી જેટલૂં તેટલૂં, એટલૂં-આટલૂં તથા કેટલૂં અને અવિકારી જેટલિ (જેટલે), તેટલિ (તેટલે) તથા એટલિ (એટલે) રૂપો પરિમાણવાચક સં. यावत, तावत, इयत् તથા कियत ઉપરથી ઉતરી આવ્યાં છે. સંસ્કૃત મૂળમાં કાલ, કદ અને સંખ્યાના પરિમાણનો અર્થ રહ્યો છે. ગૂજરાતી વિકારી રૂપો પણ એ ત્રિવિધ અર્થનાં વાચક છે. અવિકારી રૂપો માત્ર કાલવાચક છે; તે ઉ. કા. ૧૨, ૧૦ ની ટિપ્પણીમાં આપેલા અવિકારી જેવે તેવે (એવે) રૂપ સાથે સરખાવવા જોગ છે. જુઓ વળી પૂ. કા. કડવૂં ૨૨, કડી ૨૪, એહવી ઉપરનૂં ટિપ્પણ. (૩) વિણુતેજ-નિસ્તેજ. હેજ-હેત, વ્હાલ પાહાનિ કૂંઅરનિ સીંચતી-પાન્હો ચડી આવ્યાથી કૂંઅરને ધાવણના છાંટાથી ભીંજવતી. મૂળમાં प्रस्रवेण-सिञ्चन्ती महीतलम् છે. ભાલણે કરેલો ફેરફાર તેના સમયના કવિ સંપ્રદાયને અનુસરે છે. મુદ્રિત પાઠ प्रस्रवेण છે. ટીકાકાર સિદ્ધચંદ્રનો પણ એ જ પાઠ છે. તે ભૂલ ભરેલો છે. ભાલણના અનુવાદ ઉપરથી શુદ્ધ પાઠ प्रस्नवेन સંભવે છે. (૫) રંગ-રાગ, પ્રીતિ. (૬) બાલ થકુ-ન્હાનો બાળક છતાં, બાળપણથી. (૭) જમ-જેમ, જેવી રીતે. ઠામિયાઇ-ઠેકાણે આવે, સ્વસ્થ થાય. (૮) દૂહિલુ થઈ-લાંબા પ્રવાસનૂં દુઃખ વેઠી. પ્રતિબોધ-સમજ, સમજૂપણૂં. (૧૧) આઘ્રાણ નપું. (મં.)-સૂંઘવૂં તે. ફેરી (પ્રે.)-ફેરવી.

૧૨-૧૯. (૧૩) ઇંદુરૂપ-મૂળ સ્વરૂપે, અસલ ચંદ્રમા. દેવ તણુ શોક નવિ ઘટિ-જે અમર (દેવ) છે તેને માટે શોક કરવો ઘટતો નથી. (૧૪) અલજુ પું. (સં. आ, જૂ. ગૂ. અ.-પૂરેપૂરી રીતે; સં. लय, જૂ ગૂ લજુ-નાશ)—અત્યંત અભાવ, બહુ જ અસંભવ, પૂરેપૂરો વાંધો; જુઓ મૂળ प्रत्यस्यादर्शनमेवावयोः पीडाकरम् । तच्चैवमालोक्यमाने मुखेऽस्य दूरापेतम् । ભાગુ-ટળ્યો, મટયો. (૧૫) ધીર-પ્રબળ, દઢ. ધરુ-ધારણ આપો. એહનિ શોકરહિત કરુ-એમનો શોક મટાડો. (૧૬) ગઇ છિ શોક હિમાચલિ ગલિ-મહાપ્રસ્થાન કરનાર જેમ હિમાચલે જડઅંગનો બની જાય છે તેમ કાદંબરી પર્વતપ્રાય શોકમાં જડઅંગની બની ગઈ છે. ગળ ક્રિયાપદ અહીં જડતા-વાચક છે; જુઓ ' તારી કાયા ગળે,' ' એના ગુડા ગળી ', આદિ પ્રયોગ. (૧૭) સંજ્ઞા, ચેતના-શુદ્ધિ, ભાન. (૧૮) બાલા-પૂર્વ કડીમાં કહેલી તરુણ સખીઓ. પ્રબોધ-શુદ્ધિ, ભાન. (૧૯) બકી-કહી.

૨૦-૩૪. (૨૦) નિઃશંક-સભય સંકોચથી, દગદગાથી મુક્ત. (૨૨) આણિ માહારા સુતનુ તંન-આણે મારા પુત્રનું શરીર ટકાવી રાખ્યું છે; જુઓ કડી ૨૫. અસલમાં જાંણે બદલ આણિ પાઠ મેં કલ્પ્યો છે; જુઓ મૂળ मे सुतस्य जीवितनिबन्धनं वधूः । (૨૩) માતા-આ બોલ અહીં સગાઈ-વાચક નથી, પણ વાત્સલ્યવાચક છે. રાજન-રાજકુમાર ચંદ્રાપીડ. (૨૭) નીચૂં જોઈ રહી લલવલી-શરીરે છેક લૂલીફચ બનેલી હોઈ બેઠી ન થવાયાથી નેત્ર નીચાં ઢાળી રહી. (૨૯) રીતિ-રીત સર, વિવેકમર્યાદા અનુસાર. (૩૧) જોડ-બંને.

૩૪-૪૪. આવી પડેલી આપત્તિમાં તપોવનનું પવિત્ર જીવન ગાળવાનો તારાપીડનો સંકલ્પ અહીં નિરૂપિત છે. (૩૬) હૂતી (સં. ભૂત નો અર્વાકતન તદ્દભવ; સરખાવો પ્રાક્તન તદ્દભવ હૂઇ)-હતી. આશા-ઊમેદ, હોંશ. (૩૭) તે દૈવિ કીધૂં વિપરીત-પુત્રને પરણાવી તેને રાજાસન આપી તપોવન સેવવાનો ક્રમ દૈવે વણસાવ્યો. વિપરીત-મિથ્યા, બરબાદ. (૩૮) તે-એવી ઊમેદ ધરાવનારા જે અમે, તે. આણિ ઠારિ-પુત્રનું શરીર જ્યાં પડ્યૂં છે તે સ્થળે. તહ્મો દીઠુ-તમે દીઠો. કરણાર્થ પ્રત્યય અધ્યાહાર. દિવસ કેટલા-કેટલાક દિવસ; પ્રશ્નાર્થનો અનિર્ધારણાર્થ તરીકે પ્રયોગ. આણિ-આ સર્વનામનૂં સ્ત્રીલિંગ રૂપ. (૪૦-૪૨) પુરવાસની રહેણીને બદલે વનવાસની રહેણીના પલટાનૂં અહીં નિરૂપણ છે. (૪૦) હર્મ્ય-હવેલી, મહેલ (કદાચ હવેલી અને મ્હેલ એ બે શબ્દ સં. हर्म्य, પ્રા. हम्म ઉપરથી થયા હશે. આ. हवेली અને महल्ल સાથે તેમને સંબંધ નથી.) લતા થઈ અંતઃપુર-સ્ત્રીપ્રીતિ-અસલમાં પુરસ્ત્રી (= ગણિકા) પાઠ છે, તેથી અર્થનો અનર્થ થાય છે; તે બદલ મૂળને અનુસરી અંતઃપુરસ્ત્રી પાઠ સ્વીકાર્યો છે. ક્રમ પણ પ્રસ્તુત બે ચરણમાં ભ્રમજનક છે તે સુધારી લીધો છે. (૪૧) નર્મવચન-વિનોદનાં વચન. અક્ષસૂત્ર-રુદ્રાક્ષની જપમાળા. (૪૩) જપ-જુઓ ઉ. કા., જુ ઉપરનૂં ટિપ્પણ.

૪૫-૪૯. (૪૫) અકાલિ-એકાએક, અધવચમાં. (૪૬) સાંભલુ-સાંભળ્યો. અમ્રતરસ કરિ મનહાર-એ કથાનો વિસ્તાર અમ્રતરસની ભેટ સમર્પે છે. મનહાર કે મનુહાર સ્ત્રી. (હિં. मनुहार, સં. मनस् અને हृ ઉપરથી)-મનને હરનારી, પ્રસન્ન કરનારી ભેટ. અસલ પ્રતમાં મંનહાર પાઠ છે, તે સ્હેજ બદલ્યો છે. કહૂં-મેં કહ્યું છે. યાથાતથ્યે-વાસ્તવિક સ્વરૂપે, બરાબર. જે હૂં લહૂં-હૂં તપોબળે જોઈ શકૂં છૂં તે. (૪૭) અવતર્યું-ઊતર્યો, ભ્રષ્ટ થયો. (૪૮) પ્રાચિ-મહાશ્વેતાએ વાર્યો છતાં.

૫૦-૬૨. (૫૦) પ્રબુદ્ધ-જ્ઞાનવાન, (પૂર્વ જન્મની) સર્વ વિદ્યા જેને પ્રાપ્ત થઈ છે એવો. (૫૧) વેદ-નક્કી. ભારતી સ્પષ્ટ વર્ણનુ ભેદ-સ્પષ્ટ ઉચ્ચારવાળી વાણીનો પ્રકાર, મનુષ્યવાણી. અસલ પ્રતનો પાઠ જરા મૂઝવનારો છે. નિદાન-ચોક્કસ. (૫૨) પૂર્વ-પ્રાક્તન, પૂર્વ જન્મનૂં. ગર્વ પાઠ અર્થરહિત છે. (૫૩) પરભાગ પું. (સં.)-અત્યંતપણે, અતિશય; કરણાર્થ પ્રત્યય અધ્યાહાર. (૫૫) વરમતિ-ઉત્તમ બુદ્ધિના. (૫૬) ઘાતી-ઘાલીને. અર્થશુદ્ધિ સારૂ પંક્તિમાં સ્હેજ ફેરફાર કર્યો છે. લીન-તન્મય. (૫૮) ધ્યાન-ઝંખના. (૫૯) પ્રકાશિ-સ્પષ્ટ, શંકા લેવાય નહિ એવી રીતે. (૬૦) તિર્યંકથી ઇ-તિર્યંક યોનિમાં છતાં એ. ઉલ્લસુ-ઉલ્લાસ પામૂં. (૬૧) જેહ ચપ્પી-જે ચંચલતાને લીધે. તેહનિ મંભારિ છિ-તે ચંચલતા આદરવાનું કરે છે ? ચંચલતા આણિ છિ રલી-ઉક્ત ચંચલતાને તૂં આનંદથી હૃદયમાં સ્થાન આપે છે ? (૬૨) પ્રૂઢ-મોટી. મતિમૂઢ-મૂઢ મતિના. પૂછે-પૂછજે; વિપ્યર્ય રૂપ હોઈ ભવિષ્યકાળનો અર્થ ભળ્યો છે.

૬૩-૭૦. (૬૩) અતિપ્રીતિ ( બહુવ્રીહિ )-અત્યંત પ્રીતિવાળો, બહુ ઉત્સુક. (૬૪) પીડા કામ-કામનો વ્યાધિ; સંબંધાર્થ પ્રત્યય અધ્યાહાર. (૬૬) પુત્ર પ્રસિદ્ધ પ્રસવિ નારિ૦-રૂપ જોઇને પ્રગટતા ( એકતરફી ) કામ વિકારથી સ્ત્રી પુત્ર પ્રસવે એવૂં જાણીતૂં છે. અસલ પ્રતનો કદાવિ બોલ બંધ બેસતો ન હોવાથી પ્રસવિ પાઠ કલ્પ્યો છે. (૬૭) નિઃશય (સં. નિશ્ચય, જૂ. ગૂ નિશ્ચય, નિશ્ચિ)-નક્કી. જેહવાથી તાં જે૦-જુઓ મૂળ શ્રુતૌ च पठ्यत एतद् यादृशाद्धि जायते तादृगेव भवतीति। સિદ્ધચંદ્ર આને વેદવાક્ય કહે છે. ( પ્રસ્તુત શ્રૂતિ ક્યાંથી લીધી છે તે નક્કી કરવૂં. તેમ જ कारणगुणमान्व्येव कार्याणि એનૂં મૂળ પણ શોધવૂં અને આયુર્વેદના હવાલાનૂં મૂળ પણ શોધવૂં'). (૬૯) અલ્પસાર-કમકૌવતનો, નિર્બળ. કામજ્વરથી વેગિ હણ્યુ-અસલ પ્રતમાં કામવેગથી પાઠ છે, તેથી વેગ બોલ પુનરુક્ત થાય છે; તે ટાળવા મૂળમાંથી જ્વર બોલ લીધો છે. અલ્પઆયુ-ટૂંકા આવરદાવાળી. (૭૦) પૂરવનુ સંયોગ-પૂર્વથી નિરમેલો સમાગમ.*

---

* શ્રી. કે. હ. ધ્રુવે આટલે સુધી સમજૂતી તૈયાર કરેલી છે અને તેમાં પણ તેરમા કડવા ઉપરની તો કાચી નોંધ રૂપે જ છે. અહિંથી આગળની સમજૂતી શ્રી શંકરપ્રસાદ છ. રાવલે તૈયાર કરી છે.

—વિ. કે. ધ્રુવ

૭૦-૭૪. (૭૦) દીન થઈ મિ પૂછ્યું સ્વામિ—ભગવાન જાબાલમુનિને મેં (વૈશંપાયને) ગળગળા થઈ પૂછ્યું. (૭૧) તમ્હ...વાણિ-તમારી કૃપાથી (પસાઇ) [સં. प्रसाद] મને વાચા ફૂટી, તમારી મહેરબાનીએ મને બોલતાં આવડયું. આગલિ-આગળ ઉપર, હવે પછી. જાણી... આદિ-પહેલેથી બધી બીના જાણી. (૭૨) ધર્મ કહુ ઉપાય-કર્તવ્ય (ધર્મ) નો કંઈ ઇલાજ કહો. (૭૩) એ હિ જાણીશિ-એ પણ ( સં. हि-નિશ્ચયવાચક ) અવ્યય. બાલક ! તું યથા-સમયે જાણશે. કથારસિઇ...રાતિ-વાર્તાના ગાઢ રસવિનોદમાં રાત પણ પૂરી થઈ ગઈ. જાણ્યૂં...પ્રાત-સવાર ક્યારે પડ્યુ તેનું યે કોઈને ભાન ન રહ્યું. (૭૪) ધવલ-ધોળું, ઊજળું. અરુણ-રાતું, રતુમડું. રથાગ-રથમાં બેસનારા, રથીઓ. નિત્ય-નિત્યકર્મ, આહ્નિક કર્મકાંડ, પ્રાત સંધ્યા.

૭૫-૭૭ (૭૫) પ્રગટ-તેજસ્વી, સ્પષ્ટ રીતે તેજસ્વી અરુણની પ્રભા-સૂર્યના ચરણહીન સારથિ અરુણનુ રાતું (અરુણું) તેજ. (૭૬) હારીતિ...હાથિ-હારીતે મને હાથમાં ઊંચકી લીધો. (૭૭) મિહિલુ-મેલ્યો, મૂકી દીધો, છોડી દીધો. પર્ણશાલા [સં] ઝૂંપડી. ઠાર-ઠામ, ઠેકાણુ. પ્રાતઃ ક્રિયા...ધર્મ-જે ધર્મ પ્રાત.સંધ્યા કરવાનો આદેશ આપે છે.

૭૮-૮૦. (૭૮) હૂં...દેહ-હું એકલો પડી ગયો. મારો દેહ નબળો(અક્ષમ) પડી ગયેલો હતો. અનેક...બ્રાહ્મણપણૂં-અનેક જન્મોમા જે ઘણી દુર્લભ બ્રાહ્મણયોનિ ગણાય છે તે બ્રાહ્મણજાતિને હુ પામ્યો હતો. બ્રાહ્મણોમાં યે જે મુનિ હોય તે તો બ્રાહ્મણ તરીકેના અધિક અધિકારને પાત્ર ગણાય છે. તેને તો દેવલોક સાથે રહેવા કરવાનો વ્યવહાર રાખવાનો હોય છે. (૭૯) કામદેવના કારમા બાણથી વિધાઈહિણાઈ હુ બ્રાહ્મણયોનિમાંથી નીચે ઊતરી પડી નીચી યોનિમા પડયો, મારી અધોગતિ થતી ગઈ. (૮૦) તિર્યક ગતિ-પંખીની દશા. ગતિ...કરિ-જે બીજાં કર્મથી બહુ જ દૂર રાખે છે. એ જીવ્યા પાઇ વારુ મર્યું-એવી રીતે જીવ્યા કરતાં (પાઇ-પે-થી-ચડી) મરવું ભલુ (વારુ). શરણ-આશ્રયગતિ, આશરો.

૮૧-૮૬. (૮૧) વિધિના મનોરથ-ભાગ્યની ઇચ્છાઓ. વિમાસું છૂં-વિચારું છુ. (૮૨) એટલિ-એટલામાં. કાલવાચક ક્રિયાવિશેષણ અવ્યય. પ્રીતિ-પ્રીતિ વડે. ત્રીજી વિભક્તિનો પ્રત્યય અહીં અધ્યાહાર છે. (૮૩) કરેવા-કરવા. ઠામ-ઠેકાણુ, સ્થળ. ઉત્છુક-આતુર, ઇન્તેજાર. તાલવ્ય ચ્ પછી આવનો દન્ત્ય સ્ તાલવ્ય છ્ થયો છે. જાણી...ગયુ-જાણે પાંખ આવી ને વધુ શક્તિમાન થયો એવી રીતે ઊડયો, ઝડપભેર ઊડયો. (૮૪) મેલ્હેવુ-

૫૦-૬૨. (૫૦) પ્રબુદ્ધ-જ્ઞાનવાન, (પૂર્વ જન્મની) સર્વ વિદ્યા જેને પ્રાપ્ત થઈ છે એવો. (૫૧) વેદ-નક્કી. ભારતી સ્પષ્ટ વર્ણનુ ભેદ-સ્પષ્ટ ઉચ્ચારવાળી વાણીનો પ્રકાર, મનુષ્યવાણી. અસલ પ્રતનો પાઠ જરા મૂંઝવનારો છે. નિદાન-ચોકસ. (૫૨) પૂર્વ-પ્રાક્તન, પૂર્વ જન્મનૂં. ગર્વ પાઠ અર્થરહિત છે. (૫૩) પરભાગ પું. (સં.)-અત્યંતપણે, અતિશય; કરણાર્થ પ્રત્યય અધ્યાહાર. (૫૫) વરમતિ-ઉત્તમ બુદ્ધિના. (૫૬) ધાતી-ધાલીને. અર્થશુદ્ધિ સારૂ પંક્તિમાં સ્હેજ ફેરફાર કર્યો છે. લીન-તન્મય. (૫૮) ધ્યાન-ઝંખના. (૫૯) પ્રકાશિ-સ્પષ્ટ, શંકા લેવાય નહિ એવી રીતે. (૬૦) તિર્યંકથી ઇ-તિર્યંક યોનિમાં છતાં એ. ઉદ્દલસુ-ઉલ્લાસ પામૂં. (૬૧) જેહ થકી-જે ચંચલતાને લીધે. તેહનિ સંભારિ છિ-તે ચંચલતા આદરવાનૂં કરે છે ? ચંચલતા આણિ છિ રલી-ઉક્ત ચંચલતાને તૂં આનંદથી હૃદયમાં સ્થાન આપે છે ? (૬૨) મૂઢ-મોટી. મતિમૂઢ-મૂઢ મતિના. પૂછે-પૂછજે; વિપર્યય રૂપ હોઈ ભવિષ્યકાળનો અર્થ મળ્યો છે.

૬૩-૭૦. (૬૩) અતિપ્રીતિ (બહુવ્રીહિ)-અત્યંત પ્રીતિવાળો, બહુ ઉત્સુક. (૬૪) પીડા કામ-કામનો વ્યાધિ; સંબંધાર્થ પ્રત્યય અધ્યાહાર. (૬૬) પુત્ર પ્રસિદ્ધ પ્રસવિ નારિ૦-રૂપ જોઇને પ્રગટતા (એકતરફી) કામ વિકારથી સ્ત્રી પુત્ર પ્રસવે એવૂં જાણીતૂં છે. અસલ પ્રતનો કહાવિ બોલ બંધ બેસતો ન હોવાથી પ્રસવિ પાઠ કલ્પ્યો છે. (૬૭) નિઃશય (સં. નિશ્ચય, જૂ. ગૂ. નિશ્ચય, નિશિ)-નક્કી. જેહવાથી તાં જે૦-જુઓ મૂળ શ્રુતૌ च पठयत एतद् यादृशाद्धि जायते तादृगेव भवतीति । સિદ્ધચંદ્ર આને વેદવાક્ય કહે છે. (પ્રસ્તુત શ્રુતિ ક્યાંથી લીધી છે તે નક્કી કરવૂં. તેમ જ कारणगुणमान्येव कार्याणि એનૂં મૂળ પણ શોધવૂં અને આયુર્વેદના હવાલાનૂં મૂળ પણ શોધવૂં). (૬૯) અલ્પસાર-કમકૌવતનો, નિર્બળ. કામજ્વરથી વેગિ હણ્યુ-અસલ પ્રતમાં કામવેગથી પાઠ છે, તેથી વેગ બોલ પુનરુક્ત થાય છે; તે ટાળવા મૂળમાંથી જ્વર બોલ લીધો છે. અલ્પઆયુ-ટૂંકા આવરદાવાળો. (૭૦) પૂરવનુ સંયોગ-પૂર્વથી નિરમેલો સમાગમ.*

---

* શ્રી. કે. હ. ધ્રુવે આટલે સુધી સમજૂતી તૈયાર કરેલી છે અને તેમાં પણ તેરમા કડવા ઉપરની તો કાચી નોંધ રૂપે જ છે. અહિંથી આગળની સમજૂતી શ્રી શંકરપ્રસાદ છ. રાવલે તૈયાર કરી છે.

—ચિ. કે. ધ્રુવ

૭૦–૭૪. (૭૦) દીન થઈ મિ પૂછ્યું સ્વામિ—ભગવાન જાબાલમુનિને મેં (વૈશંપાયને) ગળગળા થઈ પૂછ્યું. (૭૧) તમ્હ...વાણિ–તમારી કૃપાથી (પસાઇ) [સં. प्रसाद] મને વાચા ફૂટી, તમારી મહેરબાનીએ મને બોલતાં આવડ્યું. આગલિ–આગળ ઉપર, હવે પછી. જાણી...આદિ–પહેલેથી બધી બીના જાણી. (૭૨) ધર્મ કહુ ઉપાય–કર્તવ્ય (ધર્મ) નો કંઈ ઇલાજ કહો. (૭૩) એ હિ જાણીશિ–એ પણ (સં. हि–નિશ્ચયવાચક) અવ્યય. બાલક! તું યથાસમયે જાણશે. કયારસિઇ...રાતિ–વાર્તાના ગાઢ રસવિનોદમાં રાત પણ પૂરી થઈ ગઈ. જાણ્યૂં...પ્રાત–સવાર ક્યારે પડયું તેનું યે કોઈને ભાન ન રહ્યું. (૭૪) ધવલ–ધોળું, ઊજળું. અરુણ–રાતું, રતુમડું. રથાંગ–રથમાં બેસનારા, રથીઓ. નિત્ય–નિત્યકર્મ, આહ્નિક કર્મકાંડ, પ્રાતઃસંધ્યા.

૭૫–૭૭ (૭૫) પ્રગટ–તેજસ્વી, સ્પષ્ટ રીતે તેજસ્વી અરુણની પ્રભા–સૂર્યના ચરણહીન સારથિ અરુણનું રાતું (અરુણું) તેજ. (૭૬) હારીતિ...હાથિ–હારીતે મને હાથમાં ઊંચકી લીધો. (૭૭) મિહિલુ–મેલ્યો, મૂકી દીધો, છોડી દીધો. પર્ણશાલા [સં.] ઝૂંપડી. ઠાર–ઠામ, ઠેકાણું. પ્રાતઃક્રિયા...ધર્મ–જે ધર્મ પ્રાતઃસંધ્યા કરવાનો આદેશ આપે છે.

૭૮–૮૦. (૭૮) હૂં...દેહ–હું એકલો પડી ગયો. મારો દેહ નબળો (અક્ષમ) પડી ગયેલો હતો. અનેક...બ્રાહ્મણપણૂં–અનેક જન્મોમાં જે ઘણી દુર્લભ બ્રાહ્મણયોનિ ગણાય છે તે બ્રાહ્મણજાતિને હું પામ્યો હતો. બ્રાહ્મણોમાં યે જે મુનિ હોય તે તો બ્રાહ્મણ તરીકેના અધિક અધિકારને પાત્ર ગણાય છે. તેને તો દેવલોક સાથે રહેવા કરવાનો વ્યવહાર રાખવાનો હોય છે. (૭૯) કામદેવના કારમા બાણથી વિંધાઈહણાઈ હુ બ્રાહ્મણયોનિમાંથી નીચે ઊતરી પડી નીચી યોનિમાં પડ્યો, મારી અધોગતિ થતી ગઈ. (૮૦) તિર્યંક ગતિ–પંખીની દશા. અતિ...કરિ–જે બીજાં કર્મથી બહુ જ દૂર રાખે છે. એ જીવ્યા પાઇ વારુ મર્યું–એવી રીતે જીવ્યા કરતાં (પાઇ–પે–થી–ચડી) મરવું ભલું (વારુ). શરણ–આશ્રયગતિ, આશરો.

૮૧–૮૬. (૮૧) વિધિના મનોરથ–ભાગ્યની ઇચ્છાઓ. વિમાસું છું–વિચારું છું. (૮૨) એટલિ–એટલામાં. કાલવાચક ક્રિયાવિશેષણ અવ્યય. પ્રીતિ–પ્રીતિ વડે. ત્રીજી વિભક્તિનો પ્રત્યય અહીં અધ્યાહાર છે. (૮૩) કરેવા–કરવા. ઠામ–ઠેકાણું, સ્થળ. ઉત્છુક–આતુર, ઈન્તેજાર. તાલવ્ય ચ્ પછી આવતો દન્ત્ય સ્ તાલવ્ય શ્ થયો છે. જાણી...ગયુ–જાણે પાંખ આવી ને વધુ શક્તિમાન થયો એવી રીતે ઊડયો, ઝડપભેર ઊડયો. (૮૪) મેહેલુ–

મેલો. આગાર્યંરૂપ. (૮૫) જર્જ્રરણુ-જીર્ણું, જૂની, ખોયરાની. ઉપવીત-જનોઈ, બ્રહ્મસૂત્ર. દ્રવિત...નવનીત-જાણે માખણ (નવનીત) જેવું પીગળેલું (દ્રવિત.) (૮૬) સુજાણુ-સુજ્ઞ. આંતરિ-આંતરે, વચગાળે.

૮૭-૯૭. (૮૭) દુહલિ-દુર્લભતાથી, ઘણી મુશ્કેલીથી. કાય આલિંગન...દેવાય ?-હું મનુષ્યેતર નીચલી યોનિનો તે મારાથી તને મિત્રને શી રીતે ભેટી શકાય ? (૮૮) કિમ...આસન-તને ઝાલીને શી રીતે આસન ઉપર બેસાડું ? સંવાહન-પગ તળાંસવા તે. (૮૯) મુદા [સં]-ખુશીથી, આનંદ સાથે. (૯૦) મૂલિ-મૂળમાં, અસલથી, પરાપૂર્વથી. વિહિવાર-વ્યવહાર, સંબંધ. ઘટિ-ઘટે, લાજમ છે. (૯૧) સંસાર...લગાર-તારામાં સંસારમાયાનો અંશ (લેશ) જરા (લગાર) નથી. અણુસરિ-અનુસરે, તરફ જાય. (૯૨) સત્યારથ-સાચું. (૯૪) પખાલ્યૂં-ધોયું [ સં. પ્ર+ક્ષલ્ ]. પરતિ-પ્રતિ, પ્રત્યે. સર્વથા-સર્વ પ્રકારે, બધી રીતે. (૯૫) મૂ સાહામ્-મારી સામે. સોય-તે ય. (૯૬) લાજ પામિ છિ-શરમાય છે, નીચું ઘાલે છે. રોષ-ગુસ્સો, રીસ. (૯૭) આયુ-આવરદા, આયુષ્ય મર્મ-ભેદ, રહસ્ય, મુદ્દાની વાત.

૯૮-૧૦૫. (૯૮) ટાલવા કામ-ટાળવા માટે. હામ-હિંમત. (૯૯) વલતુ-પછી. મુંનિ-મને, મારા તરફ. (૧૦૦) તતખેવ-તરત જ. (૧૦૧) ઊલખિ-ઓળખે, પીછાને. (૧૦૨) તુઝ ભણી-તારા તરફ. તમ તણી-તમારી. (૧૦૩) કર્મ-અનુષ્ઠાન. અભિચાર-આચરણ. આપ-પોતે, જાતે. (૧૦૪) એણિ આશ્રમ-એ આશ્રમે. દુખિણિ-દુખણી, દુખિયારી. કર્મની પરિચારિકા-કર્મની કરનારી, કર્મ આચરનારી. (૧૦૫) પાણિ [સં.]-હાથ. અતિ નેહ-બહુ સ્નેહને લીધે.

## કડવું ૧૪

૨-૧૪. (૩) પરાધીન વૃત્તિ રહ્યું-પરવશ થઈને રહ્યો. ઘોડાના અવતારમાં પેટ માટે માનવની સેવા કરીને ઓશિયાળા રહેવાનું થયું. સહ્યાં...તે-મારાથી સહન કરાતાં નથી. કેટલાં કહું એક ?-કેટલાંએક કહું ? એટલાં બધાં તે કહ્યાં જાય ? (૪) સોમપાનનિ યોગ્ય મુખને-જે બ્રાહ્મણનું મુખ સોમરસનું પાન કરવા અધિકારી હોય છે તે. પડવડું-પ્રૌઢા, પ્રૌઢ, વડું ( ? ) હીસારા-ઘોડાના હણહણાટ [ સં. હેષારવ ]. ચૂકડું-ચોકડું-અણિયાળી લગામ. (૫) કોમલ પલ્લવ સાથરુ-કૂમળા પાલાનો બિસ્તરો. પહ્લાણુ-સામાન. (૬) ગાત-માત્ર, શરીરના અવયવ. ચાબખપાત-

ચાબખાના પ્રહાર, કોરડાના સપાટા. (૭) પીડ [સં. પીડા]–દુ:ખ, ત્રાસ, હેરાનગત (૯) આશ્વાસના–દિલાસો, સધિયારો. (૧૧) સંપિ–સૂંપે, કર્મ તને જ્યાંસુધી સુપ્રત કરે ત્યાંસુધી. નિરધાર–નક્કીપણેથી, ચોક્કસ રીતે. (૧૨) ઊતાવલુ–કર્મ પૂરું કરવા હું ય ઉતાવળમાં છું, પ્રવૃત્ત છું. (૧૪) ઘન નીર–ધડધડ આંસુ, ધાડાં આંસુનાં પાણી.

૧૫–૨૬. (૧૫) દુઃખ માણીશ મંનિ–મનમાં કંઈ દુઃખ આણતો મા. મા+આણીશ=માણીશ. ઉત્પત્યુ–કુદ્યો. (૧૭) મેહેલિવ્યુ–મેહેલ્યો–મેલ્યો. અપરાહ્ણ સમિ–અપોરને ગાળે. દેહ વિહિવાર–શરીરનો ધર્મ, વ્યવહાર. (૧૮) વ્યક્તિ–પોતાપણું. (૨૦) કલ્પવા નિર્વૃતિ–નિવૃત્તિ સાધવા, નીરાંત કરવા. (૨૧) ભણી–લીધે, કાજે, માટે, વાસ્તે, સાટે, કૃતે. આઘેરા–દૂર. ભરાણુ–શ્વાસ–દમ ભરાઈ આવ્યો, શ્રમ લાગ્યો. (૨૨) ચાંચ સુકિ–ચાંચ શોષાઇ ગઈ, તરસ્યો થયો. પ્રૂઢ તરસ–ભારે તરસ. દિગમૂઢ–દિશાશૂન્ય, દિશા ભૂલેલો, ખોઆકળો. (૨૩) કુંજ–ઘટા. નિબિડ–ઘીચોઘીચ. પૂંજ [સં.] ઢગલો. (૨૫) કિધુ–કિધો, કર્યો. (૨૬) હલૂઇ–હળવે હળવે. કમલગંધ યુત–કમળોની સુગંધવાળું.

૨૭–૩૮. (૨૮) ક્ષુધાનો પ્રતિકાર–સામનો, ભૂખનો ઇલાજ. (૨૯) પલીશિ–પળેશ, પળીશ, જઇશ. (૩૦) શાખામૂલ–થડના જે ભાગે શાખા ફૂટે છે ત્યાં. અભિરામ [સં.]–સુંદર, સુશોભિત. અધ્વશ્રમિ–પ્રવાસથાકે, પ્રવાસની મહેનતે. કરવા કામ–કરવા સારુ. (૩૧) શ્રાંત–થાકયુંપાકયું, લોચરાઇ ગયેલું. લોચન કર્યાં પ્રકાશ–આંખો ઊઘાડી. મૂકાવું નહીં તેહવિ પાશિ પડિયુ તે–છૂટો થાઉં નહીં તેવી જાળમાં સપડાઇ પડયો હતો. (૩૩) લોહઘટિત–લોઢાનો ઘડેલો, કાલરૂપ આકાર–યમ જેવા આકારે. (૩૫) રૌદ્ર [સં.] ભયંકર. કૃતાંત જાણી ભૂર–જાણે મોટો (ભૂર) યમ ન હોય તેવો. (૩૬) ચર્મ...પિહિરણિ–પહેરણમાં, પહેરવેશમાં ચામડાં પહેર્યાં હતાં. મર્મ–આખેટૂખ (હૃદય). વસ્તુ–હાર્દ. (૩૮) સૂતુ...અર્થ ?–મારું માંસ તારે ખાવું હતું તો તેં મને સૂતો (ઊંઘેલો)જ શા માટે ન પૂરો કર્યો ? અપરાધ...વ્યર્થ–જો તેં મને ઊંઘતો જ મારી નાંખ્યો હોત તો હું નિર્દોષ મિથ્યા (વ્યર્થ) આ જાળમાં સપડાવાનું દુઃખ ન અનુભવત.

૩૯–૫૦. (૩૯) કૌતુકિ...છોડિ–જો તેં મને કંઈ નવું જાણવાની ઇચ્છા સારુ બંધને નાંખ્યો હોય તો તારી ઇચ્છા પૂર્ણ થઈ છે, હવે તો ભાઈ ! મને મુક્ત કર. (૪૦) હૃદય...ક્ષણમાત્ર–દુર્લભ દર્શનના કોડનો

માર્યો હું દૂર જવા ધારતો હતો ત્યાં તો તેં મને બંધનમાં પૂર્યો તો મારું હૃદય હવે અહીં એક ક્ષણ પણ રોકાવું ખમી શકે એમ નથી. પ્રાણિ-ધર્મ...ગાત્ર-જે પ્રાણીનું શરીર તેં ધારણ કર્યું છે, તું જીવાત્મા છે તો બીજા જીવો પ્રતિના (પ્રાણીના) ધર્મ તું જાણે છે. (૪૧) તાં-તો. (૪૨) (૪૨) પટ્ટણાધિપ-પટ્ટણનો રાજા. (૪૩) કુણિકિ-કોણએ-કોણે-કોઈ-એકે. (૪૪) આશ્ચર્યકારી-આશ્ચર્યકારક, અચરજ પમાડે એવો. વિવેક-ચતુરાઈ. (૪૫) તુહનિ ગ્રહવા કામ-તને પકડી લેવા માટે. (૪૭) વજ્રનું ધ્યુ પાત-વજ્રપાતનો આઘાત થયો, મને વજ્ર વાગે તેમ જીવલેણ વાગ્યું. વિખ્યાત-પ્રગટ. (૪૮) છેદ-છેડો, અંત. પરિપરિ જોતાં મર્મ-યથાર્થ વસ્તુનો જુદીજુદી રીતે જાણતાં મારો પાર (છેદ) હું પામતો નથી. (૫૦) રિહિવું-રહેવું.

પર-૬૨. (૫૧) માતંગીકેરિ-માતંગીના, ચાંડાલણીના. પોખવું-ઉછેરવું. છેદ-અંત, છેડો. (૫૨) નવિ પાર-અંત (પાર) ન આવે. (૫૩) સહસધા... કંદ ?-શા માટે હું માના ગર્ભમાં હતો તે વખતે મારા હજારો ટૂકડા ન થઈ ગયા ? મારાં હળવાં (મંદ) કર્મનાં મૂળ (કંદ) નો કેમ નાશ થતો નથી ? (૫૪) શ્રી !-શુક પોતાની માતા લક્ષ્મીને સંબોધે છે. બૂડતાં-ડૂબતાં. વર્ણવ્યત્યય નોંધો. દાખિ-બતાવો. (૫૫) ત્રહુના-ત્રણુના. ત્રાણ-રક્ષણ. કુલતંતુ-કુલનો તંતુ, કુલનું ફરજંદ. (૫૭) શ્વપચ [સં.] ચાંડાળ, માંસનો રાંધનારો, પરતિ-પ્રતિ. આપ-પોતે. (૫૮) ભદ્રમુખ !...શાપિ-હે સુંદર મુખાળા ! હું મારી જાતિના સ્મરણને યાદ કરી શકનારો મુનિ હતો પણ શાપનો માર્યો આ ભવે પોપટ થયો છું. (૫૯) બીજિ...સ્વામી-આ જગાએ મને ઝાલતાં તને કોઈએ દીઠો નથી. કોઈ, તેં મને ઝાલ્યો છે કે મેલી દીધો છે તે જાણવા એહુ નથી. તારા રાજા (સ્વામી) આમ અજ્ઞાનમાં તારો વાંક નહીં કાઢે ને ગુનેહગાર નહીં બનાવે. (૬૦) અદૃષ્ટ સુખ-તેં નહીં જોયેલું સુખ તને પ્રાપ્ત થશે. ભાગિ-ભાગ્યમાં. મૂકિ...પાગિ-મને મૂકી દે કહી હું તેને પગે લાગ્યો. (૬૨) બિથા-બીથી, બીથી, ભયથી, બ્હીકથી.

૬૩-૭૪. (૬૩) મસ્તકિ ઘાત-માથામાં પ્રહાર-કારી ઘા પડ્યો હોય તેમ જડ થઈ ગયો. (૬૪) નિર્વાણુ-નિશ્ચયપૂર્વક. (૬૫) મન ચં = મનચં-મનમાં. (૬૫) મનિ-મને, પોતાને. (૬૭) ધૂમ-ધૂમાડો [સં. ધૂમ્રઃ] (૬૮) કરંક-હાડકાં. ગલતાં-નીંગળતાં. અસ્થિના અંબાર-હાડકાંના ઢગલા, ઉકરડા. (૬૯) મેદ-ચરબી, મજ્જા. વસા-મજ્જા. આખેટક-શીકારી. (૭૦)

આસ્તરણુ–બીસ્તરા, પાથરણાં અમર–કપડા મદ્ય–દારુ, સુરા અવરિ–બીજા (૭૧) પશુપૂજા–પશુઓ વડે (પશુઓ મારીને) કરાતી પૂજા નૈવેદ્ય–થાળમાના ભોજ્ય, ભોગ. (૭૨) આગર–ઘરવાસ (૭૩) નિવેશ–રહેઠાણ (૭૪) દીઠિ–દેખ્યે આલય [સં]–સ્થળ

૭૫–૮૬. (૭૫) અતરિ–અતરે, હૃદયમા (૭૬) તેણિ–તેણે, તે વડે, પાશ–જાળ, એણી પિરિ–એવી રીતે (૭૭) પ્રકાશ–પ્રકાશથી મોટેથી (૭૮) રલિયાત (વિશેષણ)–ખુશ, આનંદી (૮૦) ટાલૂ વિકાર–તારો પાપવિકાર હું મટાડુ મૂઢપણિ–મૂઢતાથી, મૂરખાઈથી કામાચાર–કર્મની કૃતિઓ. (૮૧) વાધ્રિ–વાધરડી, નાડી જુઓ ખેડૂતની કહેવત વાધરડી માટે કઈ ઢોર મરાય નહીં સમધ–સંબધ મંમધિત–જોડેલું, મૂકેલું (૮૨) મહાશ્વેતા સુઝારિ–મહાશ્વેતાના દર્શન કરવાના મારા મનોરથ સાથે (મનોરથથ.) મને પાજરામા પૂરી દીધો (૮૩) હવડા–હમણા, અહૂણા [ સં अधुना ] અહીંકણિ–અહી ને, અહીં પાસે ગ્રામ્ય વિસ્તારમા છેક આધકને હજી યે ગુજરાતમા બોલાય છે (૮૪) ધાતિયુ–ધાત્યો પૂરવ–પૂર્વે, આગળના અવતારમા (૮૫) વિપરીત–ઊનટુ

૮૭–૯૮ (૮૭) વાણ બોલિ–મારી સુંદર બોલી સગપણ–લોહીનો સંબંધ (૮૮) શાઠ્ય–લુચ્ચાઈ, શઠતા સોય–એ, એ જ (૯૨) બધ–બંધન આવી.. સંબધ–પૂર્વના સતત સંબધથી આ આફત આવી પડી છે એક ઇંદ્રિ–બોલવાની ઇંદ્રિય, જીભલડી (૯૪) તર્જન કરિ તર્જની (અંગૂઠા પાસેની) થી ઇશારત કરીને ચીતકાર–ચીચીઆરી (૯૫) અશનપાન–ખાવુપીવુ (૯૬) અશનવેલા–ખાવાની વખતે (૯૭) સુરભિ–સુગધિત, મીઠી સુગધે મહેકતું

૯૯–૧૧૦ (૯૯) જ્ઞાનવિવેક–જ્ઞાનનું ચાતુર્ય, ડહાપણ (૧૦૦) વિધિ નિષેધ–હામા, આ કરો, આ ન કરો શાસ્ત્રવિહિત આચરાય–શાસ્ત્રનિષિદ્ધ ન કરાય (૧૦૨) ઉત્તમનિ.. પુરાણ–ઉત્તમને પણ આપત્તિકાળે પ્રાણનું રક્ષણ કરવાનું હોય છે શ્રુતિ (વેદ) સ્મૃતિ (ધર્મ–ધારા) અને પુરાણોમા આપત્કાને ઉત્તમમા ઉત્તમ યોનિવાળાને પ્રાણરક્ષણ માટે નહીં ખાવાની વાનીને પણ ખાવાની કહી છે (૧૦૩) શિષ્ટનુ આચાર–સંસારીનો આચારધર્મ. (૧૦૪) તોય (સં)–પાણી. (૧૦૫) સહી–નક્કી (૧૦૬) અતિક્રમ્યુ–વીત્યો હું તન–હું ત્યારે શરીરથી જુવાન થયો, મને મોટા થતા યૌવન પ્રાપ્ત થયુ, જુવાની આવી. (૧૦૮) કામિની–સુંદર સ્ત્રી કાય–કાયાએ, દેહે (૧૦૯) ભરમ–

વસવસો, ભ્રમ. (૧૧૦) આંહ–અહીં, 'આંય' ગુજરાતના જનપ્રદેશમાં હજી ઉચ્ચારાય છે.

૧૧૧–૧૨૨. (૧૧૨) નિવેશ–ઘર, છાવણી, તંબૂ. (૧૧૩) અકલ સ્વરૂપ–જેનું સ્વરૂપ કળી ન શકાય તેવી (૧૧૪) પ્રતીહારી પાઇ–પ્રતીહારીથી, વડે, પે. (૧૧૬) કામચારી–કામનો વિષયી, કામનાં કર્મ કરનારો. સિદ્ધિ ટલી–સિદ્ધિ નાશ પામી. (૧૧૯) આગન્યા–આજ્ઞા, આદેશ. લોપી–ઉલ્લંઘી. (૧૨૦) શ્રી...તાત–મને (લક્ષ્મીને–શ્રીને) એના પિતાએ (વિષ્ણુએ) મોકલી. (૧૨૧) જવ–જ્યારે.

૧૨૩–૧૩૦. (૧૨૩) તાપ–દુઃખ, શિક્ષા. નિવર્તિ–એની નિવૃત્તિ થશે નહીં. (૧૨૪) વિસ્તાર–ફેલાવો. (૧૨૬) અવસાન–અંત. (૧૨૮) નાંશિનાશી. ઉત્પતી–ઊડી.

કડવું ૧૫

૧–૨. (૧) રાનિ...હદિ–રાજાને હૃદયમાં જ્ઞાન ઉત્પન્ન થયું (ઊપનું). (૨) બિહુનુ...અંત–બંનેના શાપનો અંત આવ્યો.

૩–૧૩. (૩) તપકામિ–તપને માટે. કાદંબરીનિ ઉદ્દેશિ કરી–કાદંબરીનો ઉદ્દેશ ધ્યાનમાં રાખી. પ્રતિરોધક–નડનારું. (૫) બાણુપંખનિ હણ્યુ–બાણના પીંછાંના વાથી તે નાશ કર્યું. (૬) ખૂતાં–ચોંટયાં, પેસી ગયાં. તીર્ના–અણિયાળાં, તીવ્ર, તાતાં. તીર–બાણ. વાગ...પ્રહાર–જાણે માટીની ઊથલી પડેલી ભેખડનો માર (પ્રહાર) ન વાગ્યો હોય ! (૭) પાંડુર–શ્વેત, ધોળું, ગૌર. શોષ પામ્યા–સુકાયા. (૮) વિરસ–ફીકકું. સરામ–પ્રેમલ. (૯) સ્વેદ–પરસેવો. ખેદ–દુઃખ. કીલિત–(ખીલાથી) જડેલાં. (૧૦) અકિંકર–સેવા નહીં ઉઠાવતાં. (૧૧) સુલોલ–ચપળ (૧૨) છટા–શોભા. દશનપંક્તિ–દાંતની હાર. મુક્તાદામ–મોતીની દામણી, સેર, હાર. અભિરામ–સુંદર. (૧૩) પ્રલંબ–વિસ્તૃત, પ્રલંબિત, લંબાયલા

૧૪–૨૫. (૧૪) ઉત્પ્રેક્ષા–ઇન્તેજારી, આતુરતા. પેખિ–જુએ. (૧૫) અનુરોધ–અનુરોધે, અનુકૂલ થઇને. ઊપાતિ–ઉત્પન્ન કરે. (૧૬) તેશ્યું પ્રીતિકેલિ કરતુ–તેની સાથે પ્રેમક્રીડા કરતો. રમતુ અંગ અંગમાંહાં મેલી–અંગ સાથે અંગ ભેળવીને (મેલી), લપેટીને. અભિરામ ક્રીડા–સુન્દર કેલી, રમત. (૧૭) દીહિ–દિવસે. અનુદિન–દિન પ્રતિ દિન, રોજબરોજ. શું–સાથે. 'શું' પ્રત્યય ત્રીજી વિભક્તિના પ્રત્યય તરીકે અહીં વાપરવામાં આવ્યો છે. કારજ આવ્યાં ટાલિ સહી–સાંપડેલાં કાર્યો અવસ્ય–ખામુખા–ટાળે. (૧૮)

પરહરી-બેદરકારીથી તજી દીધી. દુઃખોદ્વેગ ચિતિ અંગીકરી-પીડા અને ઉદાસીનતા મનમાં (ચિતિ) સ્વીકારી, પીડાગ્રસ્ત અને ઉદાસીન થયો. બિભો, બ્હીક, ડર. અણસરિ-અનુસરે, માને. લજ્જ-લાજ, મર્યાદાનું અપાતું માન. (૧૯) વારિ વારિ-વારંવાર. ધ્રૂજિ-ધ્રુજે, થરથરે, કાંપે. શમના-શાંત કરવા, ઠંડાં પાડવા. (૨૦) ક્ષોદ-લેપ (?) (૨૧) રસાલ-ઝરતો, દંડકથી ભિંજાયલો. (૨૨) સ્કંધદેશિ-ખભે. મૃણાલ-કમળની નાળ. તાલવૃંત-તાડછાં, તાડનાં પાનાં. બાલ કદલીદલ-કૂમળી (બાલ) કેળનો ગર્ભ. (૨૩) જલયંત્ર-ફુવારો. ધારાગૃહ-ધાર પાડતો હોજ. ચિત્ર-વિચિત્ર, વિવિધ જાતના. દીર્ઘિકા-વાવ, પગથિયાંવાળો કૂવો. સેક-સિંચન, છાંટ. કાષ્ઠીભૂત-કઠણ, સખ્ત, જલદી સળગે એવું બળતણના લાકડા જેવું (૨૪) અભિધાન-નામ, સંજ્ઞા. (૨૫) તુલ-સરખા, સમાન. ઋતુરાજ-વસંત. લલામ-સુન્દર.

૨૬-૩૬. (૨૬) પ્રકાશ-પ્રકાશથી, ખુલ્લી રીતે. લાસ્ય-એક નૃત્યપ્રકાર. સ્ત્રીને ઉચિત નર્તન લાસ્ય કહેવાય છે. પ્રવાલ-કુણગો. બકુલ-બોલસરીનું ઝાડ (૨૭) બાલ સહકાર-નાનો આંબો, ઊછરતો આંબો. કુરવક, કેસર (કાશ્મિર), તિલક (ચંદન), મંદાર (તમાલ) મલ્લિકા, નીપ (મંદારનો એક પ્રકાર) ચંપક (ચંપો): આ બધાં વૃક્ષવિશેષ છે. અરુણ-રાતું. (૨૮) મૂલ ઊમેલ્યાં-મૂળ સાથે હલમલાવ્યાં, હચમચાવ્યાં, પૂરેપૂરાં ચલિત કર્યાં. (૨૯) વજ્ર-(?) (૩૦) કામમિ-કામમય, કામથી પૂરેપૂરાં વિહ્વલ કર્યાં. રાગમિ-રાગમય, રાગથી ભરપૂર. ઉન્માદમિ-ઉન્માદમય, આંદોલિત. ઉચ્છતામિ-ઉછૃંખલતામય (?) (૩૧) અલિના ઝંકાર-ભમરાના ગુંજારવ, ગણગણાટ. સુરભિ માસ-વસંત, ખીલેલાં નવફૂલની વાસનો માસ, સુગંધનો માસ, વસંતકાલ. (૩૨) આકુલ-વ્યગ્ર વિહ્વલ-આવેશભરી આદરિ-આદરે, આરંભે. (૩૪) મૃગમદ-કસ્તુરી હરિચંદન-અગરુચંદન, સુખડ. (૩૫) કુંતલિ-વાળમાં. નાના ભૂષણ-વિવિધ (નાના) પ્રકારના અલંકાર. (૩૬) આર્દ્ર-ભીંજાયલા, ભીના. નિમિષ...ધ્યાન-આંખનો પલકારો પણ કર્યો વગર મુખપરપર્શ કરે, અને કયારે પણ તે તરફ ધ્યાન વગર ન રહે. ચાલુ ને ચાલુ સન્મુખ રહે.

૩૭-૪૮. (૩૭) સ્વેદ પ્રકાશ-પરસેવાનાં બિન્દુઓ પ્રગટે, દેખાય, પરસેવાના રેલેરેલા છૂટે. રોમાંચિ...તન-શરીર રોમહર્ષના કંટકો જેવું થયું. (૩૯) મન્મથ...પ્રીતિ-મનને વલોવી નાંખતા મદને પુષ્કલ પ્રેમ ઉત્પન્ન કર્યો (ઊપાઇ). છંડાવી...ભીતિ-મદને લાજ કે બીક સૌ ત્યજાવી દીધાં.

આપણુપૂં–પોતાપણું, પોતાની જાત. (૪૦) જવ–જેમ. જાણી જડી–જાણે સાંધાસાંધાથી શીવાઈ ગઈ, જડાઈ ગઈ ન હોય ! (૪૧) કંઠગ્રહણુ–કંઠનો આશ્લેષ, કોટી. (૪૨) કંઠિ...વલી–ફરી કંઠે પ્રાણુ (જીવિત)નો સંચાર થયો. દિવસકમલિ...કરમાય–રાત્રિકમલ (કુમુદ) જેમ દિવસકાળમાં કરમાઇ જાય છે. (૪૪) વદનાંભોજ–મુખકમલ. ચેષ્ટા–ચેતન, ક્રિયા. (૪૫) વિરહિ...ગ્રહી–લાંબા કાળના વિયોગના માર્યાં નબળા પડી ગયેલા હાથેથી એને વીંટી દીધી. જાણી...ગંઠિ–હૈયે હૈયું સમાવી એટલી બધી તો હૈયા સરસી ચાંપી કે જાણે બેની એક જ દૃઢ ગાંઠ પડી ગઇ ન હોય ! (૪૬) ધૂજિ...હણી–પવનના તોફાનથી જેમ કેળ ધ્રૂજી ઊઠે તેમ તે ધ્રૂજી ઊઠી. પ્રેમ...ભસ્યાં–પ્રેમના આવેશમાં આંખ આંખને ભેટી, મળી. જાણી અંગ અંગ માંહીં ભસ્યાં–જાણે પ્રત્યેક અંગ સામાના પ્રત્યેક અંગ સાથે ગૂંથાઇ ન ગયું હોય ને ! સેળભેળ ન થયું હોય ને ! એકાકાર થયું ન હોય ને ! (૪૭) સદય–દયાર્દ્ર, સમભાવી. બકિ–બોલે. વલગી મેહેલાવી નવિ સકિ–એવાં દૃઢાલિંગિત કે વછોડવા જાય તો યે ન વછોડી શકે. (૪૮) શ્રવણિ સુખ કરતુ–કાનને અમી જેવો મીઠો લાગતો રાજકુમાર બોલ્યો. હૂં–મને.

૪૯–૬૦. (૪૯) અમ્રતસંભવ ફૂલ તાં જેહ, તેહથી તૂંહ ઊપની દેહ–અમૃતમાંથી ઉત્પન્ન થયેલા પેલા ફૂલમાંથી તારી કાયા ઘડાઇ હતી. સંભારુ... વચન–મારા બોલ યાદ કરો. (૫૦) સ્વભાવિ અવિનાશી આદિ–અસલથી (મૂળથી) જ તું અમર (અવિનાશી) હતી. વિશેષિ તત્ર કર સ્પર્શ પ્રસાદિ–વધારામાં વળી તારા હાથના સ્પર્શની મને કૃપા સાંપડી. વ્યંહૂ–વ્યંહયું, બગડયું, વૃથા ગયું. (૫૧) તાહરિ અર્થિ–તારે ખાતર, તારે માટે. (૫૨) અંત આવ્યું–પૂરો થયો, મારો શાપ મટી ગયો. (૫૩) તિ પાલી મહાશ્વેતાલાજ–મહાશ્વેતાની પ્રતિપાલના (લાજ) તેં પાળી, રાખી. સીધૂં કાજ–કાર્ય સિદ્ધ થયું, કામ પાર પડયું. (૫૪) કેવલ...લહિ–તે સ્વરૂપ વેષમાંથી માત્ર અમૃતની સુગંધ આવવા માંડી અને એ શું હતું તે ભેદ કોઇથી યે કળાયો નહીં, સમજાયો નહીં. (૫૫) કલી–કળી, સમજાઇ શકી, અટકળમાં ન આવી. પાંડુ–ગોરા. ક્ષામ–પાતળા, દુબળા. લોલ–ચંચળ, ચપળ. (૫૬) કપિંજલનું...ધરિ–કપિંજલનો હાથ હાથમાં મિલાવી. અંબર–આકાશ. મેહેલી–મૂકી દીધી. કાદંબરીને આલિંગનમાંથી છોડી દીધી, છૂટી કરી. (૫૭) ધાઇ ગઇ–[સં. धाव्–ધાવું, દોડવું] દોડી ગઇ. (૬૦) જામાત–જમાઇ. [ સં. जामातृ ]

૬૧–૭૨. (૬૧) ચર–બેપિયા, દૂત. ધીર–ધીટ, ખબરદાર. (૬૨)

